# આયુર્વેદ વિહંગાવલોકન


: લેખક :

બાપાલાલ ગ. વૈદ્ય

આચાર્ય

શ્રીઓચ્છવલાલ નાઝર આયુર્વેદ મહાવિદ્યાલય : સૂરત

નિઘંટુ આદર્શ, ઘરવૈદું, દિનચર્યા, સંસ્કૃત

સાહિત્યમાં વનસ્પતિઓ ઇત્યાદિ

પુસ્તકોના લેખક







: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

વિક્રમ સં. ૨૦૧૪ ] પ્રથમ આવૃત્તિ [ એપ્રિલ ૧૯૫૮

ચાર રૂપિયા

: પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ

: મુદ્રક :
કાંતિલાલ એમ. દેસાઈ
ચંદ્રિકા પ્રિન્ટરી
મીરઝાપુર : અમદાવાદ



# પ્રસ્તાવના

આણંદ એગ્રીકલ્ચર ઇન્સ્ટીટ્યુટના પ્રિન્સિપાલ ડૉ. મગનભાઈ પટેલે વર્ષો પહેલાં સૌજન્યમૂર્તિ સ્વ. ડૉ. જે. પી. ત્રિવેદી (ત્રિવેદી સાહેબ) અને મને એમને ત્યાં જમવા બોલાવેલા.

ત્રિવેદી સાહેબે તે વખતે મને કહ્યું, "તમારા લેખો તમો કેમ છપાવતા નથી? ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા આવા શાસ્ત્રીય લેખો છપાવતી નથી શું? તમારા જેવા શાસ્ત્રીય લેખો બહુ ઓછી પ્રાંતીય ભાષાઓમાં મેં જોયા છે. ગુ. વ. સોસાયટી દયારામ ને આખામાંથી જ ઊંચી નથી આવતી? તમો કહો તો હું રસિકલાલને લખું."

મેં કહ્યું, "સ્વભાવે હું શરમાળ હોવાથી મારા લેખો માટે હું કોઈને કંઈ કહેતો નથી. રસિકલાલ મને પણ ઓળખે છે. છતાં આપને લખવું હોય તો લખશો."

આ પછી મહિના માસમાં આ મહાનુભાવ સ્વર્ગે સિધાવ્યા અને મારા લેખો કોઈ ઉત્સાહી પ્રકાશકની રાહ જોવા લાગ્યા.

થોડા વખત ઉપર શ્રી શંભુભાઈ સુરત આવ્યા હતા અને તેઓએ મારા લેખો તેમ જ ઇતર સાહિત્ય છાપવા ઇચ્છા બતાવી. મેં તુરત જ મારા લેખોને વીણવા માંડ્યા અને ૩-૪ ગ્રન્થો થાય એટલા લેખો મેં તેમને મોકલ્યા. એમાંથી આ પ્રથમ ગ્રન્થ પ્રકાશિત થાય છે. થોડા

વખતમાં ૩-૪ ગ્રન્થો ( લેખોના ) પ્રસિદ્ધ થશે. આ માટે શ્રી. શંભુભાઈનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આ લેખોની ગોઠવણી પાછળ કોઈ ચોક્કસ યોજના નથી જ. જ્યાંથી હાથ આવ્યા ત્યાંથી લઈને તે છાપવા આપ્યા છે. એમાં વરસોવાર ગોઠવણી નથી કે વિષયવાર પણ નથી. આવાં પુસ્તકનાં નામો પાડવામાં પણ મુશ્કેલી છે.

મારા મિત્ર શ્રી. શિવશંકર પ્રા. શુકલે નામાભિધાન સંસ્કાર કર્યો છે. પ્રૂફો પણ એમણે જ તપાસ્યાં છે. એમનો આભાર માનીને માથા ઉપરનો બોજો ઓછો કરું છું.

હજી મારા વૈદક વિષયક લેખો ગ્રન્થસ્થ થાય તો એક મોટો ગ્રન્થ થાય. 'સ્વસ્થવૃત્ત', 'વાગ્ભટનું અષ્ટાંગહૃદય' વગેરે ગ્રન્થો હજી છપાવવાના જ છે હજી ઘણા લેખો રહી જાય છે એનું મને ભાન છે. છતાં હવે શરૂઆત થયેલી છે એટલે કામ ચાલુ જ રહેશે.

આયુર્વેદ સંબંધી વધુ લેખો આ ગ્રન્થમાં હોવાથી આનું નામ 'આયુર્વેદ વિહંગાવલોકન' રાખ્યું છે. ભગવતી ગુર્જરી મૈયાના કંઠમાં આ અલ્પ હાર અર્પી કૃતાર્થ થાઉં છું.

સુરત,
૧૨-૪-૫૮

બાપાલાલ ગ. વૈદ્ય


અનુક્રમણિકા







## લેખકનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| ભારતીય રસશાસ્ત્ર | ૮–૦૦ |
| ઘરગથ્થુ વૈદક | ૫–૨૫ |
| દિનચર્યા | ૩–૦૦ |
| સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિઓ | ૮–૦૦ |
| વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇંદ્રજી | ૧–૫૦ |
| આયુર્વેદનો ઇતિહાસ | ૨–૦૦ |
| આયુર્વેદ વ્યાખ્યાનમાળા | |
| આયુર્વેદ વિહંગાવલોકન | ૪–૦૦ |
| આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ | |
| ખોરાકનાં તત્ત્વો | ૨–૫૦ |



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ.

## ૧ : આયુર્વેદ—એ જીવનશાસ્ત્ર

"I love India not because I cultivate the idolatory of geography, not because I have had the chance to be born in her soil, but because she has saved through tumultuous ages the living words that have issued from the illuminated consciousness of her great ones."

*Tagore*

આજ પ્રમાણે હું કહું છુ કે આયુર્વેદ હિંદુસ્તાનનું પ્રાચીન શાસ્ત્ર છે, તે સંસ્કૃત ભાષામાં છે, તે વેદનું અંગ છે, એટલા જ કારણથી આયુર્વેદને હુ ચાહતો નથી. આયુર્વેદ એ કંઈ એકલી દવાઓનુ શાસ્ત્ર નથી–ચિકિત્સાશાસ્ત્ર જ કેવળ નથી. પરંતુ એ જીવનના સર્વાંગીણ વિકાસ માટે આવસ્યક એવું જીવનશાસ્ત્ર (Science of life) છે અને એમાં જગતને નવી દૃષ્ટિ આપવાની શક્તિ છે એટલા જ ખાતર હું તેને ચાહુ છું–હું એની ઉપાસના કરુ છું. ભારતીય સંસ્કૃતિને પોષક જે અનેક શાસ્ત્રો છે તેમાં આયુર્વેદનું સ્થાન અનોખું છે. કોઈ પણ દેશની સંસ્કૃતિ અને સંસ્કારિતા રક્ષવા કે ટકાવવામાં તેની ચિકિત્સાપદ્ધતિનો ફાળો જેવો તેવો નથી હોતો. આપણાં સકલ શાસ્ત્રો માફક એ લખવા ખાતર લખાયેલું નથી. પરંતુ એ મહર્ષિઓએ ચિરકાલની તપસ્યાથી જે સત્યનું દર્શન અંતશ્ચક્ષુઓ વડે કર્યું, પ્રજ્ઞાથી પારખ્યું તે આત્માની કલા સ્વરૂપ

હોઈ આપોઆપ જ લિપિબદ્ધ થયું છે. પ્લેટો કહે છે કે પ્રજ્ઞા (ઇન્ટયુઈશન)નો આવિર્ભાવ હમેશાં પદ્યદ્વારા જ થયો છે જ્યારે નિષ્ઠુર તર્કનો આવિર્ભાવ હમેશાં ગદ્ય દ્વારા થયો છે. આયુર્વેદનું તમામ સાહિત્ય પદ્યમાં છે કારણ કે પ્રજ્ઞા વા આર્ષજ્ઞાન વા આપ્તજ્ઞાન હમેશાં પદ્યદ્વારા જ આવિર્ભાવ પામે છે. આર્ષ ગ્રન્થો–ઋષિપ્રણિત ગ્રન્થો–આથી જ પવિત્ર મનાય છે–આદરણીય મનાય છે. અને આથી જ ગમે તેવા નવા વિચારોનું આગમન હિંદમાં જ્યારે થયું છે ત્યારે પણ આર્યોનું પુરાણપ્રિય મન કદી એ તરફ લલચાયું નથી. એણે એ જ્ઞાનને આર્ષ જ્ઞાન સાથે સરખાવી જોઈને ચકાસી જોયું છે, નવું અને સાચું લાગ્યું તે તેણે ગ્રહણ કર્યું છે અને અજબ પ્રતિભાથી તેને પોતીકું બનાવી દીધું છે. આર્ષ ગ્રન્થો પ્રત્યેનો ભક્તિભાવ એ આપણો રાષ્ટ્રીય ગુણ–national trait છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી. "ઇન્ડીઅન ફિલોસોફી"ની પ્રસ્તાવનામાં શ્રી. રાધાકિશ્નને પણ આ વાત રજૂ કરેલી છે.

"When confronted with new cultures or sudden extention of knowledge the Indian does not yield to the temptations of the hour, but holds fast to his traditional faith, importing as much as possible of the new into the old. This conservative liberalism is the secret of success of Indian culture and civilization. Of the great civilzations of the world, hoary with age, only the Indian still survives." (P. 46)

અને આથી જ આપ્તોપદેશને અહીં હિંદુસ્તાનમાં પ્રત્યક્ષ અને અનુમાન કરતાં પ્રથમ સ્થાન આપવામાં આવેલું છે. આપ્તોનો ઉપદેશ જ્ઞાનપ્રાપ્તિનાં ત્રણ સોપાનોમાં પ્રથમ સ્થાને છે. આ આપ્તો કોણ તે

આજે આપણે કોઈ જાણતા જ નથી. આપ્તનું અંગ્રેજી કેટલાક 'Inspired' કરેલું છે પરંતુ એ ઠીક નથી. Inspiration—પ્રેરણા હમેશાં બહારથી આવે છે સ્વામી વિવેકાનંદે આપ્તનું અંગ્રેજી 'attained' કર્યું છે. 'One who has attained realization. સાક્ષાત્કાર જેને થયો છે એ—'साक्षात्कृतधर्मा' એ જ આપ્ત. ઇંદ્રિયો વડે થતા જ્ઞાનને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. એવું જ પ્રત્યક્ષ જ્ઞાન અતીન્દ્રિય (ઇન્દ્રિયો વડે ન અનુભવી શકાતું) વસ્તુઓનું પણ થઈ શકે છે. દૃશ્ય વસ્તુઓ ચર્મચક્ષુઓને જેવી સ્પષ્ટ જણાય છે તેવી જ સ્પષ્ટ અદૃશ્ય વસ્તુઓ આત્મચક્ષુઓને જણાય છે. આને જ ગીતામાં તેમ જ સર્વત્ર 'દિવ્ય ચક્ષુ' તરીકે વર્ણવવામાં આવેલા છે. આ ચક્ષુઓ દ્વારા થતું જ્ઞાન સ્થૂલ ચક્ષુઓથી થતા જ્ઞાન કરતા સનાતન અને ભવ્ય હોય છે[1] દિવ્ય ચક્ષુઓ પ્રાપ્ત થતાં 'જે આત્મા સંભળાતો ન હતો તે સભળાય છે, જે દેખાતો ન હતો તે દેખાય છે, અજ્ઞાત હતો તે જ્ઞાત થાય છે'[2]

"આત્મા પ્રવચનથી મળતો નથી, મેધા વધારવાથી મળતો નથી, ઘણા પુસ્તકો વાચવાથી મળતો નથી"[3] અને આથી જ

૧. ફ્રાન્સના વિશ્વવિખ્યાત ડૉ Lecomte dunoyએ 'Human Destiny" નામનુ એક તલસ્પર્શી સુંદર પુસ્તક લખ્યુ છે તે કહે છે કે આજે પ્રત્યક્ષને જ ફક્ત સાચુ માનવામા આવે છે અને અપ્રત્યક્ષની અવહેલના થાય છે એ ભયજનક છે આ મહાનુભાવ કહે છે કે "Reality is not identical with perception" "Sensorial observations are not real" પોલાદનો ટુકડો દેખાવમા નક્કર છે પરન્તુ એક્સ-રે બતાવે છે કે એ porous—છિદ્રાળુ—છે અને હવે તો પરમાણુવિભાજન થતા વસ્તુઓને જોવાની દૃષ્ટિમા પણ ઘણો ફેર પડ્યો છે તે સૌ જાણે છે આથી જ ચરકે કહ્યું છે કે આ જગતમા પ્રત્યક્ષ બહુ અલ્પ છે જ્યારે અપ્રત્યક્ષ અનલ્પ છે.

૨. अश्रुत श्रुत भवति, अमत मत, अविज्ञात विज्ञातमिति ।—छांदोग्य

૩. नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।—कठ

ઉપનિષદોમાં પુસ્તકિયા જ્ઞાનનો-બુદ્ધિનો ધમંડ છોડીને બાળક જેવી નિર્દોષ દૃષ્ટિથી જોતાં શીખવું જોઈએ.૪ "બહુ શબ્દો પાછળ માણસોએ ન પડવું જોઈએ કારણ કે એ કેવળ વાણીનો વિલાસ છે."૫ આવું ઘણું કહેવામાં આવ્યું છે.

આપ્તની વ્યાખ્યા વાત્સ્યાયને ન્યાયદર્શનમાં નીચે મુજબ આપેલી છે—

"आप्तः खलु साक्षात्कृतधर्मा यथादृष्टस्य अर्थस्य चिख्यापयिषया प्रयुक्त उपदेष्टा ।
साक्षात्करणं अर्थस्य आप्तिः, तथा प्रवर्तते इति आप्तः ॥"

જેણે ધર્મને સાક્ષાત્ જીવનમાં ઓતપ્રોત કર્યો હોય, જેનું સત્યં દર્શન જેમને લાધ્યું હોય તેવું તે અન્યને દર્શાવી શકે અને તે ઉપદેશ પણ કરી શકે. આવી રીતે સત્યનો કે ધર્મનો જેણે સાક્ષાત્કાર કર્યો હોય તે આપ્ત. ચરકસંહિતામાં પુનર્જન્મમીમાંસા પ્રસંગે આપ્ત માટેનાં વાક્યો જોવા જેવાં છે—

"व्यपगतभयरागद्वेषलोभमोहमानैः ब्रह्मपरैः आप्तैः कर्मविद्भिः अनुपहतसत्त्वबुद्धिप्रचारैः पूर्वैः पूर्वतरैः महर्षिभिः दिव्यचक्षुभिः दृष्ट्वा उपदिष्टः पुनर्भव इति ॥" ભય, રાગ, દ્વેષ, લોભ, મોહ, માન જેનામાં રજ પણ નથી, જે બ્રહ્મમય છે ('સર્વભૂતાત્મભૂતાત્મા' ગીતાનો શબ્દ), જેમનો સત્ત્વગુણ અને બુદ્ધિનો પ્રચાર બન્ને અનુપહત છે, આવા દિવ્ય ચક્ષુઓથી જોનારા આપ્તો થકી ઉપદેશેલ પુનર્જન્મ છે એમ માનવામાં શો વાંધો છે ? ભવભૂતિએ ઉત્તરરામચરિતમ્‌માં આપ્તોનું સરસ વર્ણન લિપિબદ્ધ કરેલું છે—

---

૪. तस्मात् ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् ।-બૃ. આ. ઉપનિષદ.

૫. नानुध्यायात् बहून्शब्दान् वाचोविग्लापनं हि तत् ।-બૃ આ.

आविर्भूतज्योतिषां ब्राह्मणानां ये व्याहारा तेषु मा संशयोऽभूत्,
मद्रा ह्येषां वाचि लक्ष्मीर्निषिक्ता, नैते वाचं विप्लुतां व्याहरन्ति ॥
अंक-४

'જે જે બ્રાહ્મણોને પરમ જ્યોતિનો આવિર્ભાવ થયેલો છે એવા બ્રાહ્મણોની ઉક્તિઓમાં કોઈ રખે સંશય લાવજો એ પૂજ્યોની વાણીમાં તો ભદ્રા લક્ષ્મીનો નિત્ય વાસ છે એવાઓ વિપ્લુત અર્થવાળી વાણી કદી બોલતા નથી' ચરકની આપ્તની વ્યાખ્યા જોવા જેવી છે—

"आप्ताहि अवितर्कस्मृतिविभागविदो निष्प्रीत्युपतापदर्शिनश्च।"
વિતર્ક એટલે અનિશ્ચિત જ્ઞાન વિભાગ એટલે એક દેશ—એક ભાગ—Analytical—પૃથક્કરણ કરવાનું માનસ આ બધાથી વિપરીત એટલે નિશ્ચય, અનુભવ અને સમગ્રતા આ ત્રણ થકી જે વસ્તુના ભાવને જાણે તે 'અવિતર્કસ્મૃતિવિભાગવિદ' અથાત્ આપ્તો હાલના પંડિતો વા પ્રાધ્યાપકોમાં વિતર્ક, સ્મૃતિ અને વિભાગ—આ ત્રણેય શક્તિઓ સારી પેઠે જોવા મળે છે એટલે તેમને આપણે વિદ્વાનો જરૂર કહીશું પરંતુ તેમને આપ્તો તો ન જ કહી શકાય કારણ કે આપ્તની વ્યાખ્યામાં 'निष्प्रीत्युपतापदर्शिनश्च' કહેલું છે સમ્યક્ જ્ઞાન હોય પરંતુ રાગ, મોહ વગેરે હોય તો તેથી અન્યથા આચરણ—વ્યવહાર—થાય. જ્ઞાનપ્રચૂર માણસો વ્યવહારમાં ઓછા જ અદોષ હોય છે? રાગાદિ દોષોને લઈને તે કદી સત્ય દર્શન ન જ કરી શકે નિષ્પ્રીતિથી નિરુપતાપણે જોવાનું જેનું શીલ છે એવા યથાર્થદર્શી અને નિર્દોષ મનુષ્યો જ આપ્તો થઈ શકે સમ્યક્ જ્ઞાન, સમ્યક્ યથાર્થ દર્શન અને રાગાદિ દોષોથી નિર્મુક્ત, જીવનવ્યવહાર—આવા વંદનીય મનુષ્યો જ આપ્ત થઈ શકે, આપ્તોની કોટીમાં આવી શકે

આર્યોની પુરાણપ્રિયતાનું કારણ આપ્તોપદેશ છે બીજા કયા દેશમાં આવા ત્રિકાલદર્શી, પ્રજ્ઞાચક્ષુ—મહર્ષિઓ જન્મ્યા છે? બીજા દેશોને પોતાનો આવો ભવ્ય ભૂતકાળ જ નથી એટલે એ ગમે તેને

વળગે છે. જાપાન પાસે પોતાનું વૈદક ન હતું. એટલે એલોપથી આવ્યું એટલે એને સત્વર અપનાવ્યું. હિંદુસ્તાન પાસે તો આયુર્વેદ હતું–છે– એટલે એલોપથી આવી–પ્રબલ વેગથી આવી–દશે દિશાઓ ધ્રૂજાવતી અને કમ્પાવતી આવી–તો પણ હિંદમાં તેનો પગદંડો થઈ શક્યો નહિ. એક જબરજસ્ત માતબર પ્રાણવાન આયુર્વિજ્ઞાન હિંદ પાસે હતું. તેનો પ્રાણ સુષુપ્ત અવસ્થામાં હતો એ ખરું પરન્તુ પશ્ચિમની એ સંસ્કૃતિનો પદાઘાત થતાં તેના સુષુપ્ત પ્રાણ સળવળ્યા. એ shockથી તે મૂર્ચ્છિત સંસ્કૃતિ આળસ મરડી બેઠી થઈ પરંતુ તેના વિરાટ ગર્ભમાં એ ન તો સમાઈ ગઈ, તેના તેજમાં ન અંજાઈ ગઈ, તેના પ્રબલ વેગમાં ન તણાઈ ગઈ. તે શાંત રહી, નિશ્ચલ રહી. જે લેવા જેવું લાગ્યું તે તેણે લેવા માંડ્યું. પોતાનું સત્ત્વ જાળવીને બીજાનું અપનાવે–પારકાનું પોતીકું કરે–તે પ્રતિભા. આ પ્રતિભા ભારતીય સંસ્કૃતિમાં છે.* અને એથી જ એ દરેકનાં મૂલ્યાંકન તટસ્થ ભાવે કરી શકે છે×–કરી શકી છે–કરી રહી છે. આયુર્વેદ વિષે કોઈ બોલે કે લખે ત્યારે આ વાતો તેના ખ્યાલ બહાર ન હોવી જોઈએ.૧

આર્યોએ જ્ઞાનની સદા ઉપાસના કરી છે. પ્રત્યક્ષના તે કદી વિરોધી ન હતા અને વિરોધી રહેવાના પણ નથી જ. પરન્તુ આપ્તોપદેશ પ્રથમ અને પ્રત્યક્ષ તેથી બીજે નંબરે. એમની જ્ઞાનની ચકાસણી Verificationનો એ માપદણ્ડ છે. જ્ઞાનના કોઈ એકાદ અવવાથી કૃત્સ્ન તેમનું જ્ઞાન ઓછું જ થવાનું છે ? આપ્તોપદેશ, પ્રત્યક્ષ અને

* કીથ કહે છે કે "India has a strange genius for converting what it borrows and assimilating it."

× ડોડવેલ કહે છે કે હિંદુસ્થાન તો સમુદ્ર જેવો અનન્ત અને સર્વગ્રાહી છે. ('Infinitely absorbent like the ocean.')

૧ 'ડિસ્કવરી ઓફ ઇન્ડીઆ'માં પં. જવાહરલાલ પણ સાયન્સ માટે ઇન્ટ્યુઈશન–'અંતશ્ચક્ષુ'ની જરૂર સ્વીકારે છે. (પૃ. ૧૫)

અનુમાન–આ ત્રણેય જ્ઞાનસોપાનો પવિત્ર છે. ત્રણેયમાંથી કોઈનો પણ અનાદર કરવાની જરૂર નથી. પ્રત્યક્ષ એ હમેશાં અપૂર્ણ દર્શન છે. પ્રત્યક્ષનું જ્ઞાન ઇન્દ્રિયોથી થાય છે. જે ઇન્દ્રિયો વસ્તુને જોનાર છે તે ખુદ ઇન્દ્રિયો જ અપ્રત્યક્ષ છે. કઠોપનિષદમાં આ ભાવ સરસ વ્યક્ત કરેલો છે–"पराञ्चि खानि व्यतृणत् स्वयम्भूः तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्।" સ્વયંભુએ બાહ્યગામી ઇન્દ્રિયોને ખોડખાંપણો સાથે જ ઉત્પન્ન કરે છે. એથી આ ઇન્દ્રિયો અંતરાત્માને જોઈ શકતી નથી. આજે કેટલાક પાશ્ચાત્ય ઝંઝાવાતથી મુગ્ધ બનેલા સૂક્ષ્મદર્શક યંત્રને પ્રાચીનોનાં દિવ્ય ચક્ષુ માને છે અને એ વડે બ્રહ્મનું દર્શન થઈ રહ્યું છે એમ માને છે!

એડવર્ડ કારપેન્ટરે તેના 'સિવિલિઝેસન, ઇટ્સ કોઝ એન્ડ ક્યોર' નામના પુસ્તકમાં કહ્યું છે કે, "આપણા આધુનિક વિજ્ઞાનને જો ખરેખર માનવોપયોગી થવું હોય તો આજની પ્રયોગાત્મક શૈલીનો–Experimental method નો ત્યાગ કરવો જ પડશે. મનુષ્યજાતિ ઉચ્ચ જીવન જીવવા તરફ વળે એ જ સાયન્સનો આદર્શ હોવો જોઈએ. આ ધ્યેયથી વિપરીત દિશામાં જો વિજ્ઞાન વળશે તો આ પ્રયોગાત્મક વિજ્ઞાન માનવતાનો સંહાર કરશે. પ્રયોગથી આગળ કંઇ છે જ નહિ, હોઈ–શકે જ નહિ એમ માનીને આજના સાયન્સે પોતાના પ્રયોગ જ્ઞાનથી બુદ્ધિનું દેવાળું જ કાઢેલું છે."

આજના સાયન્સયુગે પ્રત્યક્ષમાં જ ઇતિકર્તવ્યતા માની છે અને એનું આખુંય માનસ એનાથી વિકૃત થયું છે પૃથક્કરણ પુષ્કળ થયું છે પરંતુ સંયોગીકરણ કરતાં કોઈને નથી આવડતું. આ સંયોગીકરણ માટે આર્ષ ચક્ષુઓ જોઈએ તેનો આજે અભાવ છે અર્વાચીન મનુષ્યને પૃથક્કરણ કરવાનું હોય છે ત્યારે તે ભારે કુશળતા દાખવે છે. પ્રત્યેક વસ્તુના ટુકડા કરીને તે જોવામાં તેની તોલે કોઈ આવી શકે એમ નથી. પરંતુ આ જ ટુકડાઓ જ્યારે તેને ફરીથી ગોઠવી

આપવાનું કહેતાં તેના મોતિયા જ મરી જાય છે.* સમન્વિત વસ્તુઓનો વિચાર કરવાની બાબતમાં પ્રાચીનો અર્વાચીનોને ક્યાંય પાછળ પાડી દે છે. તેઓની પાસે વસ્તુનું સમગ્ર સમન્વિત સ્વરૂપ પકડી લેવાની ખાસ ઇન્દ્રિય હતી. સમન્વય કરવામાં તેઓ એક્કા હતા. અર્વાચીનોમાં પ્રથક્કરણ કરવાની શક્તિની સાથે પ્રાચીનોની સમન્વયશક્તિનો મેળ ખાય તો આપણે બધા જે સુવર્ણ દિવસ જોવાની આશા રાખીએ છીએ તે સત્વર આવે. આ આવશે કે કેમ તે શંકા છે. અર્વાચીન મનુષ્ય જો યોગદ્વારા અંતશ્ચક્ષુ પ્રાપ્ત કરી શકે તો જ તે સમન્વય સાધી શકે એમ છે.[1]

પ્રાચીન ભારતવર્ષનું પ્રત્યક્ષ જ્ઞાન પણ આપ્તોની કસોટીએ ચઢતું. આપ્તોનો અનુભવ સાચો જ છે એમ કેમ માનવું એવો કોઈ પ્રશ્ન કરે તો ઉત્તર પણ ચરકે આપેલો છે. તે કહે છે કે તે 'વેદાર્થાત् अविपरीतः' વેદના અર્થથી અવિપરીત હોવું જોઈએ. 'परीक्षकैः प्रणीतः' પરીક્ષકો તેને વિવિધ રીતે કસી જુએ તોયે તે સાચું જ ઠરે, 'शिष्टानुमतः' જેનું શિષ્ટો અનુમોદન કરે, જે લોકના અનુગ્રહભાવથી પ્રવૃત્ત થયેલું હોય—આમ હોય તો જ-તે આપ્તાગમ ગણાય.

આજના પ્રયોગશાળાના શોધકો આપ્તો નથી એ પંડિતો છે-

* "Man is an object of such complexities that we doctors have taken him to pieces in order to examine each piece separately. Now we are finding the greatest difficulty in putting the pieces together."

(Diagnosis of Man : Kenneth Walker. P. 14.)

1 "Intelligence alone is dangerous if it is not subjected to the intuitive or rational perception of moral values. It has led not only to materialism but to monstrocities." (Human Destiny P. 153)

લૌકિક આપ્તા છે. એમનું દર્શન ત્રિકાલાબાધિત-સનાતન-નથી હોતું. ચર્મચક્ષુઓથી જણાય તેટલું તે પ્રયત્નપૂર્વક જુએ છે. પરંતુ વસ્તુના હાર્દમાં ઊતરી એમાં જે ચૈતન્ય-ચિદંશ છે તે પારખવાની એનામાં દૃષ્ટિ નથી. પરિણામે આજના શોધકની એક પણ શોધ ચિરંતન માનવ-કલ્યાણ સાધે એવી નથી. ક્ષણિક ઉપયોગિતાથી તે જરૂર આંજી શકે છે ખરી. ચિકિત્સાશાસ્ત્ર પરત્વે તો આ વિધાન તદ્દન સાચું છે. આ ચિકિત્સાશાસ્ત્ર ભલે અવનવી શોધો માટે માન લે પણ આ બધાથી માનવઆયુષ્યમાં એક વર્ષ પણ ઉમેરાઈ શકાયું નથી એમ 'મેન ધી અનનોન' ના વિદ્વાન લેખક કહે છે.[२]

આજે ૧૦૦૦ પથારીઓવાળી મોટી હોસ્પીટલો કાઢવાની વાતો ચાલે છે. મોટી મોટી યોજનાઓ કરોડો અને અબજોની ચર્ચાય છે પરંતુ જ્યાં સુધી ભૂતદયાની દૃષ્ટિ નહિ આવે ત્યાં સુધી હજાર મણ તેલે અંધારું જ રહેવાનું છે. પશ્ચિમનું આ અંધ અનુકરણ છે-ગતાનુગતિકતા છે પરંતુ હાલમાં તો એ માદક પ્રવાહને કોઈ અટકાવી નહિ જ શકે. લોકોને હોસ્પટલો વધુ દૂબળા બનાવવાની છે બહુ તીક્ષ્ણ અને જલદ દવાઓથી વૈષ્ણવી શક્તિ નાશ પામી રહી છે અને બકરું

---

૨ "The failure of hygeine and medicine is a strange fact Inspite of the progress achieved in the heating, ventilation and lightening of houses, of dietary hygeine, bathrooms & sports, of periodical medical examinations and increasing number of medical specialists, not even one day has been added to the span of human life." "Man the Unknown" Dr Alexis Carrel.

"It is one of the unsuspected tragedies of a falsely intellectualized society such as the 'machanomorphic' that lust becomes the only aim and purpose." Thirdt morality-Gerald Herd.

કાઢીને ઊંટ ઘાલવા જેવી સ્થિતિ દરદીઓ અનુભવી રહ્યા છે. સાયન્સની શોધો વર્તમાન માનવસમાજનાં મન અને ચિત્તને અનુલક્ષીને જ થવી જોઈએ જો તે નહિ થાય-અને તેમ થતું નથી જ તો એ માતબર દવાઓ અવિવેકી મનુષ્યોના હાથમાં હલાહલ ઝેર બનવાની છે અને માનવસંહાર તેમ જ સંસ્કૃતિનો હ્રાસ કરવામાં તેનો હિસ્સો જેવો તેવો નહિ હોય. અને જ્યારે આ બધા સાથે અદમ્ય-અતૃપ્ત લોભવાસના પ્રબલ રૂપમાં ચિકિત્સકોમાં વસી રહી છે ત્યારે તો આ વીર્યવતી દવાઓ (High potency drugs) ખરેખર જ ભયંકર ચિત્રદર્શન કરાવી રહી છે. સદ્ભાગ્ય છે કે કર્નલ આર. એન. ચોપરા જેવા અનુભવી અને મેધાવી ચિકિત્સકે આ વિષે તેમની પટણા સાયન્સ કોંગ્રેસની અધ્યક્ષવૈખરીમાં યોગ્ય સમયે જ લાલબત્તી ધરી છે. એ કહે છે કે આજે જેવું ઊંટવૈદું ચાલી રહ્યું છે તેની પાસે તો જૂના વખતનું ઊંટવૈદું ઝાંખું પડે છે. આ જ ચિકિત્સાશાસ્ત્રની પ્રગતિ ?

જોડે આજના યુગને "Mastery of means and ignorance of ends" વિપુલ સાધનો-કુદરત ઉપર સંપૂર્ણ કાબુ ધરાવતા સાધનો આ યુગમાં આપણી પાસે છે. પરંતુ હેતુ-ઉચ્ચ આદર્શ કે ધ્યેય સિવાય એ માનવજાત ઉપર સવાર થઈ બેઠેલાં છે. આ સાયન્સના યુગને આ વિદ્વાન તો "Stomach and Pocket view of life" લેખે છે. પેટ ભરવું અને ખિસ્સાં તર કરવાં એ સિવાય બીજું ઉચ્ચ એની પાસે કંઈ જ નથી. છતાં હજુયે સાયન્સના નિષ્ણાતો પોતાના અભ્યાસમાંથી purpose અને value ને બહાર રાખે છે. શોધો બધી વધી છે તે કોઈ જાતના ધ્યેય સિવાય જ સ્ફુરી છે. આથી જ મને લાગે છે કે સાયન્સનું દર્શન વસ્તુના હાર્દ સુધી જઈ શકતું નથી અને એનું આ ખરું મૂલ્યાંકન આંકી શકતું નથી

આ બધું જાણ્યા પછી આયુર્વેદને જ્યારે હું પૂર્વગ્રહદૂષિત દૃષ્ટિથી નહિ પણ શાંત પળોમાં જોઉં છું ત્યારે મને તે ભવ્ય—

sublime લાગે છે. તેમાં મનુષ્ય આખો નજર સામે રખાયલો છે. એમાં 'બળિયાના બે ભાગ' (Survival of the fittest)નો ડાર્વિનનો ભયંકર અને ભ્રામકવાદ નથી. સંસારનું અનિષ્ટ કરવામાં, નીતિનું કચ્ચરઘાણ વાળવામાં જેનો નંબર જગતમાં સૌ પહેલો આવી શકે અને છતાંયે પ્રખર માનસશાસ્ત્રી ગણાતો ફ્રૉઇડનો 'કામૈષણાવાદ' નથી. અને જગતનો ઉત્તમોત્તમ ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રી ગણાતો, 'કન્ડીશન્ડ રિફ્લેક્સ' નો શોધક પ્રતિભાશાળી રશિયન વિદ્વાન પાવલોવનો 'બિહેવિયારિઝમ' (મરજીમાં આવે એવાં બીબાંમાં માનવસ્વભાવને ઢાળી શકાય એ દર્શાવતો વાદ) નથી. એમાં છે શરીર, ઇન્દ્રિયો, સત્ત્વ (મન) અને આ આત્મા—આ ચારને દૃષ્ટિમાં રાખીને કરાવેલું જીવનદર્શન રોગો તો જીવનની શરૂઆત સાથે જ સંલગ્ન છે. જગતમાંથી કદી એને કાઢી શકવાના નથી. એ એકલા શરીરના દોષો બગડવાથી જ થાય છે એવી આજની જડ માન્યતા પણ બરાબર નથી. ચરકમાં ઔષધના ત્રણ પ્રકારો દર્શાવેલા છેઃ (૧) દૈવવ્યપાશ્રય (૨) યુક્તિ–વ્યપાશ્રય અને (૩) સત્વાવજય. દૈવવ્યપાશ્રયમાં મંત્રો કોઈ દિવ્ય ઔષધિધારણ, બલિ, ઉપહાર, પ્રાયશ્ચિત્ત, યમ, નિયમ વગેરેનો સમાવેશ થાય છે યુક્તિવ્યપાશ્રયમાં આહાર અને ઔષધ દ્રવ્યોની યોજનાનો વિચાર છે જ્યારે સત્વાવજય એટલે અહિત અર્થોમાંથી મનનો નિગ્રહ કરી તેને વાળવું મન અને શરીર બંનેને એક અને અખંડ એકમ માનીને મનના વેગોને રોકવા માટે વારંવાર સૂચનો કરેલાં છે. જ્યારે શરીરના આરોગ્ય માટે પણ સદાચાર, ત્યાગ, સેવા, આપ્તોપસેવા, વિશદ બુદ્ધિ, યોગ વગેરે સૂચવીને જીવન એ સ્થૂલ નથી, હાડકાં અને માંસનું જ શરીર બનેલું નથી, એના આરોગ્ય માટે દવાઓ જ એક શ્રેયસ્કર પંથ નથી, પરંતુ આચારવિચારની એકવાક્યતા, અભીપ્સા, ઉપાધિઓનો ત્યાગ, મન, સમાધિ વગેરેની ગૂંથણી કોઈ કુશળ કલાકારને (અને પરમ યોગી સિવાય જીવનનો પરમ કલાકાર કોઈ સંભવી શકતો નથી.) છાજે એવી અપ્રતિમ શૈલિથી કરેલી છે. આ વાંચતાં–

વિચારતાં પ્રાચીન ઋષિઓએ જે મૌલિક વિચારણા કરી છે, જે મૌલિક સત્યદર્શન કરાવ્યું છે, જે સાદાં પણ લાંબે ગાળે સુખ આપનારાં ઔષધો યોજ્યાં છે-આજે પણ સાયન્સ જેની સચ્ચાઈ પડકારી શકતું નથી પરંતુ સ્વીકારતું જાય છે એ બધું જોતાં હું આયુર્વેદને પૂજું છું, આરાધું છું, તેમાં ગૌરવ લઉં છું.

ઋષિઓનો શબ્દ મારે માટે છેલ્લો શબ્દ નથી એ પણ અહીં કહી દઉં જેથી ગેરસમજ ન થાય. ઈશ્વરે પોતાની કરુણા અને જ્ઞાન ઋષિઓમાં જ ઠાલવીને પૂર્ણ કર્યું છે એમ માનવાની મારી વિવેકબુદ્ધિ મને ના પાડે છે. નવું ગ્રહણ કરવાનો ઇન્કાર જે કરે છે તે મરે છે. હિંદે કદી આ ભૂલ નથી કરી. પરંતુ નવું તેટલું બધું જ પ્રગતિસાધક progressive સાચું સાઇન્ટિફીક-માનવાનું મને મારી વિવેકબુદ્ધિ ના પાડે છે. નવા વૈદકીય જ્ઞાનના સ્વીકારમાં ક્ષીરનીરવિવેક રાખવો પડશે. ઋષિઓએ જે વાતો, મૌલિક સિદ્ધાંતો રજૂ કર્યાં છે તે સમજવા માટે પણ આજના વિજ્ઞાનની સહાય લેવી પડશે. જે વૈદ્યો નવું સમજવા, સારું લાગે તે અપનાવવા તૈયાર નહિ હોય તે સમાજમાં નિરસ્કૃત થશે—જમાનાના પ્રવાહ સાથે તે પણ તણાઈ જવાના છે. હિંદુસ્થાન એ સમન્વયભૂમિ છે. ઈશ્વરે પશ્ચિમનો સંસર્ગ આ દેશને કરાવ્યો છે તેમાં હેતુ હતો—છે. એ છે બાહ્ય અને આંતર-સ્થૂલ અને સૂક્ષ્મ—બંનેનો સમન્વય. આધુનિક સાયન્સે જે અનેક સુખસગવડો સર્જી છે તેનો સદુપયોગ થાય તો જે અધ્યાત્મિક જીવન હિંદમાં ફરીથી પાંગરવાનું છે તેને વેગ મળશે જ. વૈદક વિદ્યાઓ માટે પણ મારું મંતવ્ય આવું જ છે. વૈદક વિજ્ઞાન એ ચોકસ-Exact science-છે જ નહિ, એ તો એક કળા છે અને સાચા કલાકારની

સૌ પ્રથમ શ્રી. અરવિંદે કહ્યું હતું સાચે લખેલું મને યાદ છે. 'મેન ધી અનનોન'ના જગતપ્રસિદ્ધ લેખકે પણ લખ્યું છે કે "Freud has done - harm than most extreme mechanists." (P. 264)

પેઠે સાચો ચિકિત્સક પણ જ્યારે ભૂતદયાની પવિત્ર ભાવનાથી પ્રેરાઈ, જ્ઞાન અને વિજ્ઞાન બંને દ્વારા આતુરોના અન્તરાત્મામાં પ્રવેશ કરશે ત્યારે જ તે ખરા રોગો સમજી શકશે અને ટાળી શકશે. ડૉ. ઍલેકિસસ કેરેલના પ્રાણવાન શબ્દોથી જ આ લેખ પૂરો કરીશું:—

"The hope of humanity is in the prevention of degenerative and mental diseases, not in the mere care of their symptoms. The progress of medicine will not come from the construction of larger and better hospitals, of larger and better factories for pharmaceutical products. It depends entirely on imagination, on observation of the sick, on meditation aud experimentation in the silence of the laboratories." P. 292

આજે ખરી ચિકિત્સા થતી જ નથી. આજે રોગોનાં લક્ષણો દબાવવામાં આવે છે. માનસિક અને શરીરક્ષયકર રોગો થાય જ નહિ એવું થાય તો જ માનવસમાજ માટે આશા રહે. મોટી, ભવ્ય, વિશાળ હૉસ્પિતાલો બાંધવાથી, દવાઓ બનાવવા માટે મોટી ફાર્મસીઓની ફેક્ટરીઓ ઊભી કરવાથી, ચિકિત્સાશાસ્ત્રની પ્રગતિ કદી સધાવાની નથી. એ માટે તો ભાવના, ઉચ્ચ વિદ્યા અને વિતર્ક, જ્ઞાનવિજ્ઞાનરૂપી દીપ વડે આતુરના અંતરાત્મામાં પ્રવેશ, મનઃસમાધિ, અને પ્રયોગ-શાળાના નિરવ એકાંતમા પ્રયોગોનું નિરીક્ષણ–આ જરૂરી છે.

આજનો ચળકાટ બધાને આંજી દે એવો હોય છે પરંતુ આત્મા ઠરતો નથી. પશ્ચિમની સંસ્કૃતિ માફક આધુનિક ચિકિત્સાવિજ્ઞાન પણ બાહ્ય રીતે આંજી દેનાર, આકર્ષક છે પરંતુ હૃદયને સાતા દેનાર નથી. ભારતીય સંસ્કૃતિ પેઠે આયુર્વેદ અનાકર્ષક, ગંભીર અને શાંત છે. આ બંનેના સદંશો મળીને નવીન ભારતીય ચિકિત્સાપદ્ધતિનું નિર્માણ

આ દેશમાં થવાની જરૂર છે. એમાં પશ્ચિમની efficiency સાથે હિંદનો આત્મા હશે. એ ચિકિત્સાપદ્ધતિનો હેતુ હશે, સિદ્ધાંત હશે, ઉભય વિદ્યાનું પ્રાવિણ્ય હશે, જ્ઞાન અને વિજ્ઞાન બંનેથી તે સમૃદ્ધ બનેલું હશે પશ્ચિમની કાર્યપદ્ધતિઓ methods અપનાવવી પડશે. ભારતીય આત્મા સાથે આ બધું સંવાદી હશે ત્યારે આજે જે ચિકિત્સા-વિજ્ઞાન ભયજનક બનતું ભાસે છે તે સંવાદી વીણા પેઠે મધુર ગુંજારવ કરતું હશે. હિંદ કોઈ એકાદ પુનર્વસુ જન્માવશે ત્યારે આ મનોરથો શક્ય બનશે. અને ટાગોર કે રાધાક્રિશ્નન્ જેવા સંસ્કૃતિવાહકો આયુર્વેદ જન્માવશે ત્યારે વિશ્વમાં ફરી એકવાર ભારતીય ચિકિત્સાપદ્ધતિની બોલબાલા થશે.

આજના વૈદ્યોને જોઈ આયુર્વેદની સરખામણી કોઈ ન કરશો. આજના હિંદુઓ દેખી કોઈ આર્ય સંસ્કૃતિની સરખામણી નહિ જ કરે. એ નૃ-સિંહો (superman)ની પ્રાણવાન વાણી પિછાનવાની પણ આજના વૈદ્યોમાં શક્તિ નથી. પ્રાણ પરવારી બેઠા છે. આયુર્વેદના વિરાટ દેહમાં વૈદક-ઇતિહાસની અતીત ગાથાઓ સ્થળેસ્થળે મળે છે. એના નિઃશ્વાસવાયુમાં હજીયે અતીત કાળના પુણ્યચરિત ઋષિમુનિઓનો હૃદયાહ્લાદકર આમોદ વહન થઈ રહેલો છે. કેવળ વૈદ્યોનું જ નહિ ભારતીય સંસ્કૃતિનું આયુર્વેદ અનુપમ રત્ન છે. આયુર્વેદ એના ભક્તો પાસેથી સાધના અને તપ માગે છે.

---

" One peculiarity of the Hindu mind is that it always inquires for the last possible generalization leaving the details to be filled or worked out afterwards." Swami Vivekanand. Raj Yoga Vol. I. P. 148.

## ૨ : આયુર્વેદની શાશ્વત કીર્તિ

બેંગલોરના સાયન્સ ઈન્સ્ટીટ્યુટ તરફથી "કરન્ટ સાયન્સ" નામનું માસિક અંગ્રેજી ભાષામા પ્રસિદ્ધ થાય છે બેંગલોરના ઈન્સ્ટીયુટના મુખપત્ર માટે કઈ પણ કહેવું એ સોના ઉપર ઢોળ ચડાવવા જેવુ લેખાય આના તંત્રીમંડળમા નોબેલ પ્રાઇઝવિજેતા સર સી વી રમન જેવા પ્રખર પડિતો છે આ માસિકના જુનાઈ ૧૯૪૭ના અંકમા પી રામસ્વામી આયરનો "ધી પેટરનન ગોરી ઓફ આયુર્વેદ" નામનો લેખ પ્રથમ સ્થાને આવેલો છે આ રામસ્વામી આયર એક પ્રખર વિજ્ઞાન-પડિત છે તેમના હાથ નીચે આજે સેંકડો વિદ્યાર્થીઓ ડૉક્ટરેટની પદવી લઈ રહ્યા છે આવા વિદ્વાનનો આ લેખ આથી જ ધ્યાનાર્હ બને છે

આનંદની વાત છે કે જે આયુર્વેદ સામે કોઈ જોતુ ન હતું તે આજે હિંદુસ્તાનમા સૌનુ-સૌ પડિતોનુ ધ્યાન ખેચી રહ્યો છે હમણા હમણા એકેય અંગ્રેજી વૈદ્યક માસિક એવુ નથી આવતુ જેમા આયુર્વેદ સબધી કઈને કઈ ન હોય મદ્રાસથી પ્રસિદ્ધ થતા એન્ટિસેપ્ટિક મા, કલકત્તાથી પ્રસિદ્ધ થતા 'જર્નલ ઓફ ધી ઇન્ડિયન મેડિકલ એસોસિયેશન' માં તેમ જ બીજા માસિકોમાં અવારનવાર વિદ્વાનોના આયુર્વેદ સબધી વિચારો આવ્યા જ કરે છે આ એક શુભ ચિહ્ન છે આધુનિક વિજ્ઞાનનો જેને સમ્યક્ પરિચય છે તેવા મહાનુભાવો જ્યારે આયુર્વેદને સમજવા

પ્રયાસ કરશે ત્યારે જ તેઓ આયુર્વેદના હાર્દને સમજી શકશે. આયુર્વેદના ભવ્ય વારસાના વારસો–અમો વૈદ્યો–આજે એ વારસા માટે યોગ્ય નથી એમ કહેવામાં વૈદ્યોને ખોટું ન જ લાગવું જોઈએ. આયુર્વેદને સમજવા માટે પાશ્ચાત્ય વિજ્ઞાનથી પરિશુદ્ધ થયેલી બુદ્ધિ જ ઉપકારક થશે એમ મારું માનવું છે.

આમ માસિકોમાં આયુર્વેદને સ્થાન મળ્યું છે અને હિંદની મધ્યસ્થ સરકારે મશહૂર **સર રામનાથ ચોપ્રા**ના પ્રમુખપણા નીચે આયુર્વેદ અને યુનાની ચિકિત્સાપદ્ધતિઓમાં 'રિસર્ચ'–શોધખોળ માટે કેવો અને કેટલો અવકાશ છે, આજની વૈજ્ઞાનિક દૃષ્ટિએ એ બંને પદ્ધતિઓનું મૂલ્યાંકન, પ્રજાના આરોગ્યસંરક્ષણમાં એ કેવી રીતે 'ફીટ' થઈ શકે વગેરે—બાબતોનું નિરીક્ષણ કરવા એક વગદાર કમિટી નીમી છે. આ સાથે મુંબઈ, યુ. પી., સી. પી. વગેરે ઇલાકામાં પણ આયુર્વેદ અને યુનાની ચિકિત્સા-પદ્ધતિઓને રાજ્ય કેવી રીતે અપનાવી શકે, એના શિક્ષણની વ્યવસ્થા, એની હૉસ્પિટલો, રિસર્ચ કેન્દ્રો, વગેરેનો વિચાર કરી અમલ કરવા માટે પ્રાંતિક સરકારોએ પણ વગદાર કમિટીઓ નીમી છે. મુંબઈ સરકારે **ડૉ. જીવરાજ મહેતા**ના પ્રમુખપણા હેઠળ આવી એક કમિટી નીમી છે. મોટી પ્રશ્નાવલિ એણે કાઢી છે અને ટૂંક વખતમાં એનો અહેવાલ સરકાર સમક્ષ રજૂ પણ થશે.

આમ ચોતરફ આયુર્વેદના સુષુપ્ત પ્રાણનો સળવળાટ થતો જોવામાં આવે છે અને આશા રાખીએ કે આટઆટલાં કાલનાં ભીષણ ધમસાણો વચ્ચે જે આયુર્વેદ જીવ્યો–સત્ત્વ જાળવીને જીવ્યો–તે હવે નવસ્વરૂપે નવપલ્લવિત થશે. એને પોષણ મળશે તો આ આયુર્વેદ–તરુ વિશાળ, સુંદર છાયાવૃક્ષની પેઠે આ ભૂમિને શોભાવશે અને જગતનું ધ્યાન ખેંચશે. એ સુંદર દિવસ બહુ દૂર નથી એમ મને લાગે છે.

પરંતુ એ દિવસો જેમ પાસે આવતા જાય છે તેમ આયુર્વેદના

ભક્તો વૈદ્યોએ પણ પૂજાની સકલ સામગ્રીથી તેને અર્ધ્ય આપવા તત્પર રહેવુ જોઈએ ને ? 'સાયન્સ એન્ડ ધી મોડર્ન વર્લ્ડ 'મા એના વિદ્વાન લેખક વ્હાઈટ હેડ કહે છે કે-" Religion will not regain its old power until it can face change in the same spirit as does science Its principles may be eternal, but the expression of these principles require continual development " ધર્મનો પ્રાણ પાગરવા માટે ધર્મને યુગાનુરૂપ બનવુ પડશે અને તો જ ધર્મ ચિરસ્થાયી રહેશે ધર્મના સનાતન સિદ્ધાંતો સૌને પ્રિય હોય છે પરતુ એ સિદ્ધાંતોનો સતત વિકાસ, યુગાનુરૂપ સંમાર્જન અને પરિવર્તન તો આવશ્યક જ છે આ સિવાય ધર્મ ટકી શકે જ નહિ જે ધર્મ વિષે તેજ આયુર્વેદ વિષે પણ તદ્દન સાચુ છે

આયુર્વેદ સનાતન છે, શાશ્વત છે, અનાદિ છે એમ વૈદ્યો માને છે અને મહર્ષિ ચરકે પણ આ વાત સરસ રીતે રજૂ કરી છે આયુર્વેદ વેદનુ ઉપાગ હોવાને લીધે એ જરૂર વેદ પેઠે અપૌરુષેય છે અર્થાત્ આયુર્વેદનો કોઈ કર્તા નથી, વસ્તુઓ સ્વયંસિદ્ધ જ છે-હોય છે એમા કર્તૃત્વનુ આરોપણ કરતા એનુ સનાતનત્વ નષ્ટ જ થાય આનો અર્થ એ છે કે જ્ઞાનનો કદી અભાવ થતો જ નથી અભાવ માથી ભાવ કદી નિષ્પન્ન થતો જ નથી જ્ઞાનની પરપરા કદી નષ્ટ થતી જ નથી વેદયતિ ઇતિ વેદ જેના વડે જ્ઞાન થાય તે વેદ વેદ એટને જ જ્ઞાનનો ભડાર વેદ એ પુરુષકૃત પુસ્તક નથી એ અનુભૂત જ્ઞાન છે પ્રજ્ઞા–intuition–થી એ જ્ઞાન તપોધન ઋષિમુનિઓને લાધ્યુ છે અને તે લખવા ખાતર લખાયુ નથી, પરતુ આત્માની કલારૂપ હોઈ આપોઆપ નિપિબદ્ધ થયુ છે

અનાદિ એવા આ સસારમા પ્રાણીઓનો ઉચ્છેદ કદી થતો જ નથી તેમ આયુષનો પણ ઉચ્છેદ કદી થતો નથી આયુર્વેદનો સપ્રદાય

અવિચ્છેદ રહ્યો છે-રહે છે-એ દર્શાવવા માટે ચરકે 'सन्ताननित्यता' શબ્દ વાપર્યો છે. આયુર્વેદ સનાતન છે, શાશ્વત છે, તે-આ અર્થમાં. જગતમાં જ્ઞાનનું બીજ કદી નાશ પામતું નથી. સૃષ્ટિના પ્રલય વખતે પણ જ્ઞાનનું બીજ તો અવિનાશી જ રહે છે. જો એનો સર્વનાશ થતો હોત તો અભાવમાંથી ભાવની ઉત્પત્તિ માનવી પડત. પરંતુ અભાવમાંથી ભાવ કદી નિષ્પન્ન થતો નથી. અર્થાત્ આયુર્વેદ સનાતન છે-શાશ્વત છે એ સૃષ્ટિમાત્રના બીજરૂપ જે જ્ઞાન તે અનાદિ શાશ્વત છે એ અર્થમાં જ છે. આનો અર્થ એવો નથી થતો કે આયુર્વેદમાં બીજું કંઈ ઉમેરી શકાય જ નહિ. જે વૈદ્યો સનાતન અને શાશ્વત શબ્દનો સંકુચિત અર્થ કરે છે તે આયુર્વેદના મૂળમાં જ કુઠારાઘાત કરે છે.

હું પોતે આયુર્વેદને શાશ્વત આ અર્થમાં માનું છું. આપણા એ પરમ પૂજ્ય મહર્ષિઓનાં પુસ્તકોમાં શાશ્વત અંશો ઘણા છે પરંતુ બ્રહ્માએ પોતાનું જ્ઞાન તેમાં જ ઠાલવી નાખીને હવે એમાં કંઈ પણ જ્ઞાનકણો સમાઈ શકે એમ જ નથી એમ માનનારા તો એ પરમ પુરુષોને જ અપમાનિત કરે છે, પ્રાચીનોની એ વાણીમાં-આપ્તોના ઉપદેશમાં-ઈશ્વરી વાણીના પડઘા જરૂર છે એ કબૂલ કરવા છતાંય બ્રહ્માએ પોતાના જ્ઞાનના અધિકારી એમને એકલાને જ બનાવીને પોતાના હાથ ધોઈ કાઢ્યા છે એમ માનવામાં બુદ્ધિનું અપમાન છે-બ્રહ્માના ભાવમાં દોષારોપણ છે. દરેક યુગમાં જ્ઞાન ભિન્નભિન્ન રીતે આવિર્ભાવ પામે છે. યુગાનુરૂપ ધર્મ પણ બદલાય છે+ તેમ આયુર્વેદ શાશ્વત હોવા છતાંય યુગાનુરૂપ પરિવર્તન અવશ્ય અનુભવે છે. કોઈ પણ જીવન્ત પદાર્થ એકના એક રૂપમાં કદી જીવતો રહી શકતો જ નથી.

+ સરખાવો—

अन्ये कृतयुगे धर्मा त्रेतायां द्वापरेऽपरे।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥

મનુસ્મૃતિ અ. ૧ શ્લો. ૮૫

બંધિયાર પાણી જેમ વાસ મારે છે તેમ અપરિવર્તનશીલ વસ્તુઓ પણ નાશ પામે છે. પરિવર્તનક્રમ એ સૃષ્ટિનો ક્રમ છે. આયુર્વેદનું સંતાન નિસત્વ પણ પરિવર્તનશીલ જ હોઈ શકે. આ યુગને અનુરૂપ એવું એનું સ્વરૂપ જો વૈદ્યો એને દઈ નહિ શકે તો તેના વિકાસની સંભાવના નજરે ચડે છે તે અટકી જશે. એના સનાતન અંશોને જરા પણ આંચ એનાથી નથી જ આવવાની.

આયુર્વેદની સનાતન કીર્તિ સહસ્ર મુખે ગાયેલી છે. અને આજે પણ વિદ્વાનો એ ગાઈ રહ્યા છે. કારણ કે આયુર્વેદ એ જીવનનો વેદ છે. એની વિશાળ કાયમાં નિદાન અને ચિકિત્સા, અષ્ટાંગ આયુર્વેદ જ કેવળ નથી. એમાં જીવનને ઉપયોગી, જીવનને સમૃદ્ધ બનાવે એવા ઉદાત્ત ભાવો તાણાવાણા પેઠે ગુંથાઈને એક સુંદર ભાતીગર વસ્ત્રની જેમ રમ્ય અને આકર્ષક લાગે તેવા, સભર ભર્યા પડેલા છે આયુર્વેદમાં ફિઝિક્સ અને મેટાફિઝિક્સ, સાયન્સ અને ફિલસુફી, કેમિસ્ટ્રી અને કામશાસ્ત્ર, મેડિસિન અને માનસશાસ્ત્ર, પેથોલોજી અને પ્રાણીશાસ્ત્ર, – સૌ શાસ્ત્રોનો સમ્યક્ સમાવેશ – વિનિવેષ – થયેલો છે શ્રી રામસ્વામી આયર (કરન્ટ સાયન્સ, જુલાઈ ૧૯૪૬) ના નીચેના શબ્દો જ ટાંકવા યોગ્ય છે:

"Medicine in their eyes was not a catalogue of makeshift devices to get over disease and re-establish bodily ease,* but it was the synthetic

---

* રોગને અંગ્રેજીમાં 'ડિસીઝ' કહે છે. 'ડિસ-ઈઝ' આ બે શબ્દોથી એ બનેલો શબ્દ છે ઈઝ આરામ; ડિસ=અભાવ=આરામનો અભાવ; બેયેની એવો એનો અર્થ થાય છે. આયુર્વેદમાં રોગની વ્યાખ્યા ઘણી જ સુંદર આપવામાં આવેલી છે પંચમહાભૂત અને છઠ્ઠો આત્મા–આવા મનુષ્ય સાથેનો દુઃખસંયોગ એનું નામ રોગ. ઇંદ્રિયો અને મનસહિતનું શરીર જ વેદનાઓનું અધિષ્ઠાન છે; ઇત્યાદિ.

embodiment of all the scientific facts underlying and regulating the *life of man in its* varied physiological and psychical aspects and stages, in a word, the science of life as a whole."

અને આથી જ કલકત્તા યુનિવર્સિટી કમિશનના સભ્યોએ તેમના રિપોર્ટમાં (વો. ૫, પૃ. ૫૮) નીચે મુજબ લખ્યું છે:

"The ancient system of Indian medicine possessed an imposing treasure of empirical knowledge and technical achievement which cannot be safely ignored even in these days of rapid progress."

આયુર્વેદના હડહડતા દુશ્મનોને પણ આયુર્વેદની તારીફ કરવી પડી છે એવી એમાં શક્તિ છે અને તે પણ આજે આયુર્વેદ નામાવશેષ થવા આવ્યો છે એવે વખતે. જ્યારે એ સોળેય કળાએ પ્રકાશતો હશે ત્યારે તેનું તેજ કેવું હશે તે વિચારવું વાંચકો ઉપર જ છોડું છું.

આજે સ્વરાજ્ય આવ્યું છે છતાં આયુર્વેદ તરફ હજી કોઈ જ જોતું નથી! આયુર્વેદની સમૃદ્ધ કોલેજો અને તેટલી જ સમૃદ્ધ હોસ્પિટલો, આયુર્વેદને શાસ્ત્રીય ઢબે રજૂ કરી શકાય એ માટે શોધખોળ કેન્દ્રો (Research centres), વનસ્પતિઉદ્યાનો, રસાયનશાળાઓ -ધનવાનો અને રાજ્ય (State) બંનેની સહાનુભૂતિ વિના આવાં કાર્યો હાથ ધરાતાં નથી. આયુર્વેદ જ હિંદની જનતામાં આદર પામી શકે એમ છે કારણ કે એ વધુ સામાજિક છે. એલોપથી ભલે વધુ શાસ્ત્રીય હશે (ઘડીભર માની લઈએ) પરંતુ **કોઈ પણ વિદ્યાની ઉપયોગિતા તો એ કેટલે અંશે સામાજિક થઈ શકે છે એ ઉપરથી જ અંકાય છે ને?** આયુર્વેદ હિંદનાં લોહીમાં પચેલું છે.

કોઈ પણ ચિકિત્સાપદ્ધતિ આયુર્વેદ જેટલી સામાજિક થઈ શકે એમ જ નથી. શ્રી જે સી. કુમારાપ્પા (હરિજનબંધુ ૨૪ ઑગસ્ટ, ૧૯૪૭) ના નીચેના શબ્દોથી આ લેખનો ઉપસંહાર કરવો યોગ્ય લેખું છુઃ–

"આ રીતે વિચારતાં આયુર્વેદને અનુસરનારા વૈદો અને યુનાની હકીમો સાચો દાક્તરી વ્યવસાય કરે છે એમ કહેવું જોઈએ. આપણી દેશી દવાદારૂની પદ્ધતિઓનો લાભ દેશના અદનામાં અદના માણસને મળી શકે છે અને તેમના ઈલાજો લોકોની ગુંજાસ બહારના હોતા નથી. અહીં જે જ્ઞાન વેરાયેલું પડ્યું છે તેને શાસ્ત્રીય ઢબે વ્યવસ્થિત કરવાની આજે જરૂર છે. આયુર્વેદિક વૈદ્યો અને યુનાની હકીમો પ્રજાના માણસો હોઈ ઘણુંખરું સેવાની પરંપરાને અનુસરે છે. તે લોકો વેપારી ન બનતાં પોતાના વ્યવસાયને અને તેની પરંપરાને વફાદાર રહ્યા છે. તેમના વિના આપણને ચાલવાનું નથી. દરદીઓ અને દવાઓ તરફની તેમની દૃષ્ટિ વધારે પ્રમાણમાં વિજ્ઞાની છે કેમકે તે દૃષ્ટિનો આમલોકોની જરૂરિયાત સાથે મેળ ખાય છે."

## ૩ : આયુર્વેદની સામાજિકતા

થોડા વખત પહેલાં 'ઑલ ઇન્ડિયા સર્જન્સ કૉન્ફરન્સમાં' પંડિત જવાહરલાલે આયુર્વેદ સંબંધી એક ચોંકાવનારું વિધાન કર્યું હતું, જે તરફ બહુ ઓછાનું ધ્યાન ગયું લાગે છે. આ પ્રસંગ આયુર્વેદને વચમાં લાવવા જેવો ન હતો; કારણ કે આધુનિક શસ્ત્રક્રિયા સંબંધી વૈદ્યોને કશું જ કહેવા જેવું નથી. કોઈ વૈદ્યે એમ નથી કહ્યું કે પ્રાચીન શલ્યશાસ્ત્ર આજના કરતાં ઘણું આગળ હતું અને એવું કોઈ જો કહેતો હોય તો તેને મૂર્ખ જ કહેવો જોઈએ. અર્વાચીન શલ્યશાસ્ત્રની પ્રગતિ સંબંધી બોલવાની વૈદ્યોની પાત્રતા જ નથી. એટલે આ પ્રસંગે પં. જવાહરલાલ જેવા આપણા રાષ્ટ્રનેતા નીચેનાં વચનો ઉચ્ચારે એથી સૌ કોઈને જરૂર આઘાત થાય જ : 'ઘણા કહે છે કે આયુર્વેદ ખૂબ સરતું યા સોંઘું છે અને એલોપથી ખૂબ ખરચાળ છે. આવાઓને હું કહું છું કે સૌથી સોંઘું તો આ વિશ્વમાં મૃત્યુ જ છે અને ચાલો આપણે બધા તેને શરણે જઈએ!' આ બોલતી વખતે તાળીઓના ગડગડાટથી તેમને વધાવી લેવામાં આવ્યા હતા એવો અહેવાલ છાપામાં પ્રસિદ્ધ થયેલો છે. આ વાંચીને સૌ કોઈ વિચારશીલ વ્યક્તિને જરૂર દુઃખ થાય જ. પં. જવાહરલાલ જેવાએ બોલતી વખતે બહુ વિચાર કરવો જોઈએ, પરંતુ આપણા આ રાષ્ટ્રનેતા ઘણી વખત ભાવના વા આવેશમાં આવી ન બોલવાનું

બોલી જાય છે એ આપણુ કમનસીબ છે રાજધુરા વહન કરનારાઓએ તો પ્રત્યેક શબ્દ ખૂબ જ વિચારીને ઉચ્ચારવો જોઈએ કોઈ પૃથગ્જનનુ આ ઉચ્ચારણ હોત તો તે તરફ ધ્યાન દેવાનુ હોત જ નહિ

પં જવાહરલાલના હૃદયમા જૂનવાણી વાતો યા વિદ્યાઓ યા માન્યતાઓ પ્રત્યે ખૂબ રોષ છે રોષ નહિ તો તે તરફ જરા પણ સદ્ભાવ નથી એમ કહીએ એમના 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા'મા આ વાત પાને પાને આપણને જોવા મળે છે આ મહાપુરુષને હિંદુસ્થાનનો આત્મા શોધવો છે, એને માટે તે ખૂબ ગડમથલ કરે છે અને આટઆટના ઐતિહાસિક ભીષણ ઘમસાણો વચ્ચે ભારત કેમ ટકી શક્યુ તેથી તેમના મનમા સ્વાભાવિક રીતે જ ભારતના આત્મામા એવુ તો કયુ અપૂર્વ બળ ભરેલુ છે કે જે આ ભીષણ અત્યાચારો, બર્બરતા અને પામરતા વચ્ચે તેને જીવત રાખી શક્યુ છે, તે તેમને જાણવુ છે. તેમને ભૂતકાળનુ ભૂત ઘણી વખત અકળાવે છે અને નવીનતાનો સ્વીકાર જે નથી કરતા તેમના તરફ તેમનો ક્રોધ સ્વાભાવિક રીતે જ ઠલવાય છે આ જ ભાવનુ પ્રદર્શન સર્જન્સ કૉન્ફરન્સમા આપણને જોવા મળ્યુ છે

ભારતનો આત્મા શોધવો હોય તો સ્વામી વિવેકાનદ અને શ્રી અરવિદ જેવા પ્રજ્ઞાચક્ષુઓ જોઈશે—અર્વાચીન યુગના મહાસમર્થ પડિતોને વેદ પ્રાચીન, પ્રાથમિક મનુષ્યો (અ પ્રિમિટિવ પીપલ)ના ઊભરાઓ જ લાગે છે પશ્ચિમના એમના ગુરુઓએ એમને જે દૃષ્ટિથી જોવાનુ શીખવ્યુ છે તે દૃષ્ટિએ જોતા વેદમાથી તેમને બીજુ સમજાય એમ છે જ નહિ જ્યારે શ્રી અરવિદ જેવા પ્રજ્ઞાચક્ષુ મહા સામર્થ્ય ઋષિ માને છે કે વેદનો પ્રત્યેક શબ્દ પ્રજ્ઞાનો પ્રાદુર્ભાવ (અ ઇન્ટ્યુઈશન) છે એના સ્થૂલ અર્થો કરવામા આવે છે તે તદ્દન અયોગ્ય છે ભારતના આત્મામા જેને ઊડુ ઊતરવુ હશે, જેને એ ભવ્ય આત્માના દર્શન કરવા હશે તેને પ્રજ્ઞાચક્ષુઓ જ જોઈશે, કારણ કે

ભારતની તમામ વિદ્યાઓના મૂળમાં આ જ છે. એનું ઐતિહાસિક કાટલાથી મૂલ્યાંકન કરવાથી કશું જ વળવાનું નથી. પરંતુ આ પ્રજ્ઞાચક્ષુ તો મનુષ્યોમાંથી કોઈકને જ પ્રાપ્ત થાય છે. બધાની પાસે એની આશા ન જ રખાય. ભારતનો આત્મા એટલે વેદ, ઉપનિષદો, રામાયણ અને મહાભારતનો આત્મા. અને વેદ સાથે એના ઉપાંગ આયુર્વેદનો પણ આત્મા સમજવાનો છે. આયુર્વેદ એ અથર્વવેદનું ઉપાંગ છે, અને વેદ વિષે જે સાચું છે તે આયુર્વેદ વિષે પણ એટલું જ સાચું છે. વેદ પેઠે આયુર્વેદ પણ ઘણા અર્વાચીનોને અગમ્ય લાગે છે એનુ કારણ કંઈક આવું જ છે. એના હાર્દમાં ઊતરવા માટે અમુક પ્રકારની યોગ્યતા જોઈએ છે. વાત-પિત્ત-કફ અર્વાચીન આંખોને સમજાતાં નથી; કારણ કે આંખો જોઈ શકે તેટલું જ સાચું માનવું એ આજના વિજ્ઞાનનો મુદ્રાલેખ છે. હર્ષનો વિષય છે કે આધુનિકોની દૃષ્ટિ હવે બદલાવા લાગી છે અને નરી આંખે દેખાય એટલું જ સાચું માનવું, બીજાને ભ્રમ માનવો એના જેવું મિથ્યા દર્શન બીજું એકેય નથી એમ કહેતા તેઓ થયા છે.[1] અસ્તુ. પ્રસંગોપાત આટલું-હવે પ્રસ્તુત વાત પર આવીએ

આયુર્વેદ જૂનું પુરાણું છે, દેવભાષા સંસ્કૃતમાં છે, સરતું છે,

---

૧. 'હ્યુમન ડેસ્ટિની' નામના પુસ્તકના લેખક ડૉ લેકોમ્તે દ નુવી-ફ્રાન્સના જગમશહૂર વિદ્વાનને તેમની અનેક શોધો માટે 'આર્નોલ્ડ રેનોલ્ડ પ્રાઈઝ' મળેલું છે. આ વિદ્વાન મૌલિક વિચારક છે. એ કહે છે કે: 'સ્થૂલ-ચક્ષુ-દર્શન એ જ કંઈ વાસ્તવિકતા નથી.' સામાન્ય દર્શનથી પૃથ્વી ચપટી લાગે છે. અસ્થાનું પાન સીધુ લાગે છે. જ્યારે સૂક્ષ્મદર્શક યંત્રમાં એ તરંગ-રેખા સદૃશ જણાય છે. આ સ્થૂલ ચક્ષુ-દર્શન-સત્યવાદથી તો શોધક મૂળ વસ્તુને ભૂલીને બીજી નજીવી વસ્તુઓને વળગતો થયો છે. આ લેખકનું એક સુંદર વાક્ય આ યુગને અનુલક્ષીને ઉચ્ચારેલું ઉતારું છું: 'ધેર ઈઝ નથિંગ મોર ઈરરેશનલ ધેન એ મેન હુ ઇઝ રેશનલી ઈરરેશનલ.' (P 137) અને કોણ નહિ કહે કે આજની શાસ્ત્રીય વિચારણાઓ ઘણી વખત અશાસ્ત્રીય હોય છે?

ભારતીય છે, આટલાં કારણથી આયુર્વેદને અપનાવવું જોઈએ એમ કોઈ બુદ્ધિશાળી નથી કહેતો. આયુર્વેદમાં એવું કંઈક છે જે દુખી સમાજ માટે અત્યંત ઉપયોગી છે–પ્રેરણાદાયક છે. એમાં શાસ્ત્રીયતા જેટલી છે તેટલી આજના વિજ્ઞાનમાં નથી એમ કહેવામાં કોઈને કદાચ અતિશયોક્તિ લાગશે પરંતુ આ પૂર્વગ્રહદૂષિત મતની માન્યતા નથી, આયુર્વેદના આજન્મ-અભ્યાસીની છે એટલું વાચક લક્ષ્યમાં લે.

આયુર્વેદ જરૂર સોંઘું અને સસ્તું છે જ, પરંતુ કેવળ સસ્તાપણું એકલુ જ કોઈ પણ વિજ્ઞાન કે કળાનો ગર્જ ન જ હોઈ શકે. વિજ્ઞાન કેટલે અંશે શાસ્ત્રીય છે, લોકભોગ્ય છે, સામાજિક છે, તે ઉપરથી જ તેની મહત્તા અંકાય છે. સસ્તાપણું કે સોઘાપણું એકલું જ કોઈ પણ વિજ્ઞાનને મહાન બનાવી શકતું નથી એટલે જે વૈદ્યો અને સામાન્ય મનુષ્યો એમ કહેતા હોય કે આયુર્વેદ ખૂબ સસ્તુ છે, તે જ બિંદુના ગરીબોને પહોચી શકે એમ છે એટલે તે અપનાવવું જોઈએ તો આવા લોકો આયુર્વેદને અન્યાય કરે છે એમ કહેવુ પડે છે. સસ્તાપણુ કે મોઘાપણું એ તો સામાજિક મૂલ્યાકનો ઉપર નિર્ભર છે. એક અણુપઢ વૈદ્યની ફી એક આનો હોય અને એક વ્યુત્પન્ન વૈદ્યની ફી દિવસનો રૂપિયો પણ હોય. ચિકિત્સક જે સમાજમાં રહે છે, જે સમાજપરિવર્તનો અને મૂલ્યાકનો તેની સામે ઊભેલા છે તે બધાને તેણે લક્ષ્યમા લેવા જ પડે છે જે સમાજનુ એક માત્ર દષ્ટિબિંદુ ધનોપાર્જન હોય, સન્માન અને મોભો ધન ઉપર જ નિર્ભર હોય ત્યા ચિકિત્સકને સસ્તું થવુ પાલવે જ નહિ જે સામાજિક દરજ્જો ચિકિત્સકને પ્રાપ્ત થયો છે તે નિભાવવા પણ તેને સસ્તા થયે હવે પાલવે એમ નથી આજે સસ્તાપણુ એ ભૂષણ નહિ પણ દૂષણ ગણાય છે. ધ્યેયનિષ્ઠ કોઈ ચિકિત્સક, સામાજિક દષ્ટિથી પ્રેરાઈને સોઘો થવા જાય છે તે ઉપહાસપાત્ર બને છે. આજે સમાજમા સોઘાપણાની કિંમત જ રહી નથી. આજે તો વધુમાં વધુ ફી જેની હોય

ભારતની તમામ વિદ્યાઓના મૂળમાં આ જ છે. એનું ઐતિહાસિક કાટમાંથી મૂલ્યાંકન કરવાથી કશું જ વળવાનું નથી. પરંતુ આ પ્રતાપ તો મનુષ્યોમાંથી કોઈકને જ પ્રાપ્ત થાય છે. બધાની પાસે એની આશા ન જ રખાય. ભારતનો આત્મા એટલે વેદ, ઉપનિષદો, રામાયણ અને મહાભારતનો આત્મા. અને વેદ સાથે એના ઉપાંગ આયુર્વેદનો પણ આત્મા સમજવાનો છે. આયુર્વેદ એ અથર્વવેદનું ઉપાંગ છે, અને વેદ વિશે જે સાચું છે તે આયુર્વેદ વિશે પણ એટલું જ સાચું છે. વેદ પેઠે આયુર્વેદ પણ ઘણા અર્વાચીનોને અગમ્ય લાગે છે એનું કારણ કંઈક આવું જ છે. એના હાર્દમાં ઊતરવા માટે અમુક પ્રકારની યોગ્યતા જોઈએ છે. વાત-પિત્ત-કફ અર્વાચીન આંખોને સમજાતાં નથી; કારણ કે આંખો જોઈ શકે તેટલું જ સાચું માનવું એ આજના વિજ્ઞાનનો મુદ્રાલેખ છે. હર્ષનો વિષય છે કે આધુનિકોની દૃષ્ટિ હવે બદલાવા લાગી છે અને નરી આંખે દેખાય એટલું જ સાચું માનવું, બીજાને ભ્રમ માનવો એના જેવું મિથ્યાદર્શન બીજું એકેય નથી એમ કહેતા તેઓ થયા છે.[1] અસ્તુ. પ્રસંગોપાત આટલું–હવે પ્રસ્તુત વાત પર આવીએ

આયુર્વેદ જૂનું પુરાણું છે, દેવભાષા સંસ્કૃતમાં છે, સસ્તું છે,

---

૧. 'હ્યુમન ડેસ્ટિની' નામના પુસ્તકના લેખક ડો લેકોમ્તે દ નુવી–ફ્રાન્સના જગમશહૂર વિદ્વાનને તેમની અનેક શોધો માટે 'આર્નોલ્ડ રૈનોલ્ડ પ્રાઈઝ' મળેલું છે. આ વિદ્વાન મૌલિક વિચારક છે. એ કહે છે કે: 'સ્થૂલ–ચક્ષુ-દર્શન એ જ કંઈ વાસ્તવિકતા નથી.' સામાન્ય દર્શનથી પૃથ્વી ચપટી લાગે છે. અશ્વાનું પાન સીધું લાગે છે. જ્યારે સૂક્ષ્મદર્શક યંત્રમાં એ તરંગ–રેખા સદૃશ જણાય છે. આ સ્થૂલ ચક્ષુ-દર્શન-સત્યવાદથી તો શોધક મૂળ વસ્તુને ભૂલીને બીજી નજીવી વસ્તુઓને વળગનો થયો છે. આ લેખકનું એક સુંદર વાક્ય આ યુગને અનુલક્ષીને ઉચ્ચારેલું ઉતારું છું: 'ધેર ઈઝ નથિંગ મોર ઈરરેશનલ ધેન એ મેન હુ ઇઝ રેશનલી ઈરરેશનલ.' (P 137) અને કોણ નહિ કહે કે આજની શાસ્ત્રીય વિચારણાઓ ઘણી વખત અશાસ્ત્રીય હોય છે?

ચરક કહે છે, કે હેતુમાં ઈર્ષ્યા કરવી, ફળમાં નહિ હેતુ તો આંતર હોય છે તેને બાહ્ય ઉપાધિ સાથે બહુ સબંધ નથી હોતો વૈદ્યોનાં દિલમા તેની પ્રાચીન આર્ષ સસ્કૃતિમાથી ઉદ્દભવેલ દયા, પરોપકાર, ધર્મનુ પાલન વગેરે હેતુઓ અવશ્ય વસેલા છે જ અને આજના વૈદ્યહૃદયમા પણ આ હેતુઓનાં દર્શન થાય છે જ, પરતું વિદ્યા, વર્ચસ્વ, સામાજિક પ્રતિષ્ઠા, શિષ્ટોથી સન્માનિત ચિકિત્સાશાસ્ત્રનુ સમ્યક જ્ઞાન–આ બધુ નથી એટલે આ બધું શોભતુ નથી વૈદ્યમાં વિદ્યા હોત તો સામાજિક પ્રતિષ્ઠા જરૂર હોત જ. વિદ્યા મેળવવા માટે સાધનો નથી, ન હતા એ ચર્ચામાં ઊતરવાનુ આ સ્થાન નથી આજે આયુર્વેદના ઉપાસકો– વૈદ્યોની જે કેફડી થઈ રહી છે તેના મૂળમા વૈદ્યોનુ વિદ્યાદારિદ્રય કૂપમંડૂકતા, ઉદાર દૃષ્ટિનો અભાવ, અહમહમિકા, અસૂયા–આ બધુ છે એકલા સસ્તાપણાથી વૈદ્ય પોતાનુ યોગ્ય સ્થાન સમાજમા નથી જ લઈ શકવાનો

પરંતુ આથી પડિત જવાહરલાલની ઉક્તિઓનો બચાવ તો કદી થઈ શકે એમ નથી આયુર્વેદ હજારો વર્ષોથી ઉપેક્ષિત બનેલુ છે, રાજ્યે કે પ્રજાએ તેને માટે કશુ જ કર્યું નથી આયુર્વેદની જગાએ કોઈ બીજુ વિજ્ઞાન હોત તો એનુ તો નામનિશાન રહેવા ન પામ્યુ હોત આયુર્વેદમા કોઈ એવુ સનાતન તત્ત્વ રહેલુ છે, જે ભારતીય સસ્કૃતિ પેઠે જબરજસ્ત આઘાતો વચ્ચે જીવતુ રહી શકે છે આજે પણ સમાજનો એસી ટકા ભાગ આયુર્વેદની દવાઓ જ ખાય છે. દોઢસો વર્ષના બ્રિટિશ અમલમા એલોપથી રાજ્ય–સન્માનિત બની, એની પાછળ અગણ્ય રૂપિયા ખર્ચાયા, હામદામ દોલેમ્યે સ્થપાઈ–આ બધાના પરિણામે હિંદુસ્થાનમા તેનુ વર્ચસ્વ સ્થપાયુ અને સાયન્સનો સ્વાગ પહેરેલો હોઈ તેની આજે બોલબાલા ચાલી રહી છે પરતુ ખેદ સાથે કહેવુ પડે છે કે આટલા પ્રજાના પૈસા તેની પાછળ ખર્ચાયા હોવા છતાય તે જરાકેય સામાજિક થઈ શકી નથી, હિંદુસ્થાનના

લોકમાનસ સાથે, તેની રહેણીકરણી સાથે તેણે જરા પણ તાલ મિલાવ્યો નથી.[1] તેનામાં સામાજિક થવાની શક્તિ જ નથી. સાયન્સ ગમે તેવું શાસ્ત્રીય હોય તેથી શું? સમાજમાં જો તે ઊતરતું ન હોય તો એટલે અંશે તેની શાસ્ત્રીયતા પણ ઓછી જ ઠરે. આયુર્વેદ સામાજિક છે. અદકામાં અદકો માણસ તેની પાસે આવી શકે છે અને એની જરૂરિયાતોને આયુર્વેદ સમજી શકે છે. દૂબળાના છોકરાના ગુણદોષો આયુર્વેદ જ સમજી શકે છે અને તેના ગજવાને પહોંચે એવી સસ્તી દવા પણ આયુર્વેદ જ તેને ચીંધી શકે છે. વનસ્પતિઓની પહિચાન વૈદ્યોને જ છે. પૈસાની દવાથી મોટામાં મોટા રોગો મટાડવાની એનામાં સુષુપ્ત શક્તિઓ પડેલી છે. એના અંતરાત્મામાં પ્રવેશવાની શક્તિ આયુર્વેદમાં જ છે. એથી એની અતિશય હીન દશામાં પણ આયુર્વેદ તરફ ઘણા વળે છે. ગરીબમાં ગરીબ અને શ્રીમંતમાં શ્રીમંત બંને તેની પાસે હજી આવે છે, એનું કારણ આયુર્વેદમાં એવું કોઈ અપૂર્વ ગુપ્ત બળ રહેલું છે તે જ છે. ગરીબોને મફત અથવા પૈસાની દવા આપી શકાય અને રાજામહારાજાઓ કે શ્રીમંતોને હીરા, માણેક, મોતી વગેરેની ભસ્મો અથવા એના યોગો આપી એક પડીકાનાં મોંમાં મૂલ્ય પણ તે લઈ શકે છે. આયુર્વેદ સોંઘામાં સોંઘું છે જ પરંતુ તેને દેશકાળનો વિચાર કરી મોંઘામાં મોંઘું પણ માનવું હોય તો માની

---

[1] આયુર્વેદમાં શોધખોળને કેટલો અવકાશ છે અને આયુર્વેદની કોલેજોનું ધોરણ ઊંચું લાવવા શું કરવું જોઈએ, એ માટે મધ્યસ્થ હિંદી સરકારે એક કમિટી નીમી છે, જે 'પંડિત કમિટી' તરીકે ઓળખાય છે. આયુર્વેદ–પરિષદોએ આ કમિટીની ભલામણોનો અસ્વીકાર કરવા ઠરાવો કરેલા છે. પરંતુ આ રિપોર્ટ (પૃ. ૨૮)માં પણ સ્વીકારવામાં આવેલું છે કે 'હિંદુસ્થાનની વસતીનો મોટો ભાગ આયુર્વેદ અને યુનાની પદ્ધતિઓ તરફ પૂજ્ય ભાવથી જુએ છે તે વાત સ્વીકારવી જ જોઈએ; આપણા સમાજ પરના તાણાવાણામાં આયુર્વેદ અને યુનાનીના સિદ્ધાંતો એવા તો વણાઈ ગયેલા છે કે તે તરફ દુર્લક્ષ્ય કરવું પાલવે એમ છે જ નહિ.'

શકાય છે. હીરા–માણેકની ભસ્મો વગેરે બનાવવા પાછળ જે ખર્ચ થાય છે તે જોતાં આયુર્વેદમાં મોંઘાના અંશો નથી એમ કોઈ નહિ જ માને. કસ્તૂરી, અંબર, સોનું વગેરે કીમતી નથી શું ? ટૂંકમાં આયુર્વેદમાં સામાજિકતા છે, સોંઘાપણું છે, મોંઘાપણું પણ છે જ. એની દવાઓમાં એવું કંઈક છે જે સામાન્ય રોગો તો તે સહેલાઈથી મટાડી શકે છે. આયુર્વેદને એક રૂપિયો ખર્ચ થતું હોય છે ત્યાં એલોપથીને હજારો રૂપિયા ખર્ચવા પડે છે.[1]

આવા આયુર્વેદનો ઉપહાસ કોઈ કરે ત્યારે ચિત્તમાં ક્ષોભ જરૂર થાય છે જ. તેમાયે જ્યારે પં. જવાહરલાલ જેવા રાષ્ટ્રપુરુષ પૂરા વિચાર વગર અપ્રાસંગિક ઉચ્ચારણો વદે ત્યારે તો સવિશેષ યુરોપના સ્વનામધન્ય વિદ્વાનો એલેકિસસ કેરેલ ('મૅન ધી અનનોન,' ના લેખક, કૅનેથવૉકર, ડાય નોસિસ ઓફ મૅન,' 'સર્કલ ઓફ લાઈફ' ઇત્યાદિ પુસ્તકોના કર્તા) વગેરે જ્યારે આયુર્વેદ તરફ વળે છે, ત્યારે આપણા દેશના ડૉકટરો અને સ્વનામધન્યો એની અવહેલના કરવામાં જ ગૌરવ અનુભવે છે. કેનેથ વૉકર (લંડનનો મોટો નામાંકિત સર્જન) તેમના હમણાં જ બહાર પડેલા 'એ ડૉકટર ડાયગ્નેસિસ' નામના પુસ્તકમાં કહે છે કે, 'હવે જ્યારે ભારતે સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી છે, ત્યારે એની પોતાની પુરાણી વિદ્યાના ખજાનામાંથી આપણને ઘણું ઘણું આપવા જેવું એની પાસે છે.' પશ્ચિમના વિદ્વાનો જે કહેશે તે જ આપણે શ્રદ્ધાથી સાંભળીશું ! આ માનસિક ગુલામી જતાં ઘણો વખત લાગશે એમ લાગે છે.

---

[1] હમણાં જ મને એક મોટા અમલદાર જે રિટાયર્ડ થયા છે તેમણે કહેલું, કે 'મને મરડો થયો હતો. મરડાની દવા હું જાણતો હતો. બે આનામાં તે મટી જાત, પરંતુ મારે શાસ્ત્રીય ચિકિત્સાપદ્ધતિનો પ્રભાવ જાણવો હતો. માનશો ? ૨૨૦૦ રૂપિયા મેં ખર્ચ્યા અને છેવટે મરડું ત્યારે તો બે આનાની દવાથી જ. આપણા દેશ માટે એલોપથી ખૂબ જ ખર્ચાળ છે.'

અંતમાં એક વિખ્યાત વૈજ્ઞાનિકનાં વચનો ટાંકીને આ લઘુ લેખ બંધ કરીશ:

'જે વસ્તુઓ વિષે પોતાને સંપૂર્ણ સમજ નથી એના ઉપર જ્યારે મહાપુરુષો બોલે છે, ત્યારે માનુષી ઉન્નતિના એક ક્ષેત્રમાં સહાયતા કરનાર હોવા છતાંય એ જ ઉન્નતિની પ્રગતિના અન્ય ક્ષેત્રમાં તે જરૂર બાધારૂપ નીવડે છે!'

—જે. ડબલ્યુ. એમ. સલીવાન

## ૪ : આયુર્વેદ ઉપર ઊડતી નજર

गुह्य ब्रह्म तदिद ब्रवीमि
न हि मानुषात् श्रेष्ठतर हि किंचित् ॥

શેક્સપિયરે 'હેમ્લેટ'માં મનુષ્ય માટે નીચેના સુદર ઉદ્દગારો કાઢ્યા છે·

"What a piece of work is man! How noble in reason! How infinite in faculty! In form and moving how express and admirable! In action how like an angel!...The beauty of the world the paragon of animals!"

ઈશ્વરની સૃષ્ટિમા મનુષ્યશરીર એ એક ઉત્તમમા ઉત્તમ 'morphologicl marvel' છે આ મનુષ્યદેહ મેળવતા પહેલાં એણે લાખો વર્ષોનુ તપ કર્યું છે—તે પેટે ચાલ્યો છે, ચારપગે ચાલ્યો છે અને ચારપગામાથી બે પગ ઉપર આવતા કેટલા બધા વર્ષો પસાર થયા હશે! કેટલો બધો શ્રમ પડ્યો હશે? અને આજે જે મગજ–મસ્તિષ્ક–એને મળેલુ છે તે મેળવતા એના ઉપર શુ શુ વીત્યુ હશે? એના માટે એને કેવી મોટી કિમત ચૂકવવી પડી હશે? આ ઉત્ક્રાન્તિ-કાલની ભવ્ય ગાથા ગાવાનો સમય નથી મનુષ્ય માટે શેક્સપિયરે અને મહાભારતે ઉપરના જે ઉદ્દગારો કાઢ્યા છે તેમા ઉત્ક્રાન્તિની

ભવ્ય ગાથા જ છુપાયેલી છે. તુલસીદાસ પણ કહે છે કે "નરતનુસમ નહીં કવનિઉ દેહી." મનુષ્યશરીર જેવું બીજું કોઈ શરીર જ નથી.

ઐતરેય ઉપનિષદમાં એક વાત આવે છે. એક વખતે ભગવાનને પૃથ્વી ઉપર આવીને પૃથ્વી પરના માણસ તરીકે રહેવાની ઇચ્છા થઈ આવી. પૃથ્વી ઉપર ગાય, ઘોડા, વાઘ, સિંહ, અનેક રૂપો તૈયાર જ હતાં. આ બધાં એમની પાસે ધરવામાં આવ્યાં. પરંતુ આ બધાંથી એમને સંતોષ ન થયો પોતાને વસવા માટે આમાંથી એકેયનું શરીર એમને ઠીક ન લાગ્યું. છેવટે મનુષ્ય આકૃતિ બતાવવામાં આવી. આ જોઈ તે ખૂબ ખુશ થયા અને બોલ્યા : "सुकृतम् वत।"—બહુ સરસ રૂપ છે. આટલું બોલી એમણે એમાં પ્રવેશ કર્યો

આ કથાનો સાર એ છે કે શરીરમાં ભગવાનનો વાસ છે, શરીર એ ભગવાનનુ મંદિર છે. પરંતુ ખ્યાલમાં રાખવાની એક વાત એ છે કે આ શરીરમાં ફક્ત દેવો એકલા જ રહેતા નથી, ઘણાંયે પ્રાણીઓ એમાં ટોળે વળીને રહેલાં છે. એમાં દુષ્ટો અને શયતાનો પણ છે જ. પશુ, પિશાચ, અસુર અને દેવ—બધાંનું એમાં સ્થાન છે. ભગવાનના આ મકાનમાં ઘણા ખંડો છે Divine & Undivineનું દ્વૈત (duality) મનુષ્ય સ્વભાવનું ખાસ લક્ષણ છે અને આ બંનેના દ્વૈતને લઈને જ એમા ઘણી ખેંચતાણ (tug of war) ચાલી રહી છે. જગત ઉપર જે પ્રગતિ થઈ છે તે આને લઈને જ છે.[1] એને

[1] "*Civilization is the global outcome of the conflict* between the memory of man's anterior evolution which persists in him and the moral and spiritual ideas which tend to make him forget it. In other words, it is or should be the result of the struggle between what remains of the animal in us and the new aspirations which truly constitute our human personality."

(*Human Destiny by* Dr. Lecomte du Nouy.)

એક બાજુ દેવ ખેંચે છે તો બીજી બાજુ અસુર ખેંચે છે દેવાસુર સગ્રામ જગમા ચાલી રહ્યો છે તેમ જગના જ નાનાશા પ્રતીક જેવા આ માનવશરીરમા પણ તે ચાલી જ રહ્યો છે એથી ઘડીકમા તે પશુના instinctsથી પ્રેરાય છે તો ઘડીકમા સારા ગહન વિચાર પણ ચડે છે યુગયુગના સસ્કારો જેમ એના શરીર ઉપર સંઘરાયેલા છે તેમ સારાનરસા ભાવો એના ચૈતન્યમા સભર ભર્યાં પડેલા છે આને લઈને સતત ગજગ્રાહ એ અનુભવી રહ્યો છે

વૈષ્ણવોએ તો મનુષ્યશરીર દિવ્ય Divine-કહેલુ છે કૃષ્ણનુ શરીર અલૌકિક ચૈતન્યવાળુ ચીતરવામા આવેલુ છે ભગવાનના જ માણસ થયેલા છે ભગવાને જ એમના પુત્રને પૃથ્વી ઉપરના લોકોની વચમા માણસ તરીકે વસવા માટે મોકલ્યો છે આ થઈ ભગવાનની અનહદ કૃપા અને કરુણા આને લઈને માનવદેહને પવિત્રતા અપાઇ, એની મહત્તા વધી પાપી અને નીચ શરીર આથી પવિત્ર બન્યુ અને આથી જ મહાભારતકારે ઉચ્ચાર્યું કે 'આ જગતમા મનુષ્યદેહથી કોઈ ચીજ શ્રેષ્ઠ નથી "

વિશુદ્ધ આત્મા તો આકાર વગરનો છે પરન્તુ મનુષ્યમા આવી વસેલો આત્મા-જીવાત્મા-" The Spirit cast into the evolutionary mould is manifestation " રૂપધારી છે, એને પોતાનુ સ્વતત્ર વ્યક્તિત્વ છે યુગ યુગના અનુભવો એમા સઘરાયેલા છે W B Yeatsએ સારુ જ કહ્યુ છે કે—

" All dreams of the soul,

End in a beautiful man's or woman's body "

અને આ કઈ કવિની વાણી જ નથી અનુભવીઓના અનુભવ બોલો પણ છે 'આત્માદીવા મનુષ્યોના દેહઘાટ ઘડાય છે' એ કથનાર કવિએ પણ આ જ વાત કહેલી છે જેવો જેનો આત્મા તેવુ તેનુ

શરીર. સુંદર શરીર, સુંદર મુખારવિંદ, સૌન્દર્ય-એ આત્માનો જ પ્રકાશ છે. ડાર્વિને સ્થૂલ શરીરની ઉત્ક્રાન્તિની મહાગાથા ગાઈ છે પરંતુ યુગયુગના અનેક જન્મોમાં–ચોરાસી લાખ ફેરાઓમાં-જીવાત્માનો ઘાટ (mould) કેવી રીતે ઘડાયો છે તે એણે કહ્યું નથી. એ કહેનાર એક શ્રી અરવિંદ જ છે. જીરાલ્ડ હર્ડ જેવો મહાન ફિલસૂફ પણ આ વાત કહેવા લાગ્યો છે. "પ્રકૃતિની ઉપજાવેલી અખિલ સૃષ્ટિમાં મનુષ્ય બીજાં સૌ પ્રાણીઓથી જુદો પડે છે, કારણ કે એનામાં પ્રકૃતિ આજની અવસ્થાથી આગળ વધવા જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરે છે. મનુષ્ય આ પ્રવૃત્તિ યંત્રવત્ જડતાથી અજાણપણે કરતો નથી પણ મન, બુદ્ધિ, આત્મા આદિનો વિનિયોગ કરીને પ્રયત્નપૂર્વક તે સકલ પ્રવૃત્તિ કરે છે. 'मननात् मनुष्यः' મનુષ્ય એટલે જ વિચારવંતુ પ્રાણી. એના જીવનમાં મન, બુદ્ધિ, શરીર અને આત્મા વચ્ચે જે વિસંવાદ છે તે શમાવી, તે બધાની વચ્ચે એકરાગતા અને મધુરતા ઉત્પન્ન કરવાના– મન, વચન અને કર્મની એકરૂપતા સાધવાના પ્રયત્નમાં સફળતા નથી ત્યાં લગી તેને ચેન નથી પડતું. તેના જીવનમાં નિત્ય માનસિક અને નૈતિક સંક્ષોભ અને વ્યગ્રતા ચાલ્યાં જ કરે છે. તેની વર્તમાન સ્થિતિ ને તેના આદર્શ વચ્ચે, જેના વડે એ જીવે છે એ શરીર અને જેના દર્શનથી જીવન કૃતાર્થ થવાનું છે તે આત્મા વચ્ચે—સતત ઘર્ષણ રહ્યા જ કરે છે."

('એન આઇડીયાલિસ્ટ વ્યુ ઓફ લાઈફ'–શ્રી. રાધાકૃષ્ણ)

## રોગોને જન્માવનાર કોણ?

આજે stress ઉપર મહાગ્રન્થ લખાય છે. Stress જ રોગોને જન્માવનાર છે. પરન્તુ ત્રિવિધ તાપમાં સેકાઈ રહેલો માનવ stress ન અનુભવે તો કરે શું? Stress નિવારવા Sainthood જોઈએ. ગજગ્રાહ ટાળવા માટે ભગવાનનો અનુગ્રહ જોઈએ. વિશ્વમાં વધુ Saints—સંતો જન્મશે તેમ stress ઓછો થશે. રોગો એકલા

જંતુઓથી કે Virusથી થતા નથી. જીવન જેટલું સંકુલ છે તેટલા રોગો પણ સંકુલ છે. જીવન સીધી લીટી નથી તેમ રોગોને સમજવા પણ સહેલું કાર્ય નથી. અનાદિ કાળથી માનવે રોગોને વશ લાવવા માટે અનેક પ્રયત્નો આદર્યા છે. આ પ્રયત્નો એ જ '*History of Medicine*" ! પન્તુ રોગો તો હજીય છે જ અને જીવન છે ત્યાં સુગી દેહ સાથે રહેવાના જ છે. આ રોગો જોઈને, રોગોથી ખદબદતા માનવસમાજને જોઈને-હિંદના પ્રાચીન મુનિઓને અનુકમ્પા થઈ આવી, ધર્મની રક્ષામાં કે ધર્મના પાલનમાં તેમને રોગો વિઘ્નભૂત જણાયા આનો વિચાર કરવા તેઓ હિમાલયની તળેટીમાં ભેગા મળ્યા. અને છેવટે ધ્યાનમાં બેઠી ગયા. ધ્યાનચક્ષુઓથી રોગોનો સાચો ખ્યાલ તેમને આવ્યો અને પૃથ્વી ઉપર આયુર્વેદની સ્થાપના તેઓએ કરી. આ આયુર્વેદની સનાતનતા છે. હિંદી સંસ્કૃતિના ફાળામાં આયુર્વેદનો ફાળો જેવો તેવો નથી જ.

'મેડિસિન એન્ડ મૅનકાઇન્ડ' નામના પુસ્તકમા રોગ સંબંધી નીચેનો ફકરો ખૂબ જ મઝાનો છે:

"Disease is older than man. It is coeval with life itself, for it is one of the attributes of life. Life is an unstable entity in a world of flux and change, and health and disease are linked aspects of that all-pervading instability. They are the expression of an everchanging relationship between the different components making up the living body Life is always functioning under some handicap, so that 'disease' and not health is the rule. The distinction between the health and disease is not qualitative but quantitative. It

સાધકને બચાવી લે છે. અહીં દુઃખની ફિલસૂફીનો વિચાર કરવો પડે તેમ છે.

દરેક રાષ્ટ્રને પોતાનો દુઃખ સહન કરવાનો એક માનદણ્ડ હોય છે—Pain threshold હોય છે. ઇગ્લંડનો મશહૂર ફિલસૂફ જિરાલ્ડ હર્ડ કહે છે કે ઉત્ક્રાન્તિની ભવ્ય ગાથામાં જ દુઃખ જીવન સાથે વણાયેલું છે. એ કહે છે કે:

"Man is in a process of spiritual evolution, for which a store of energy is required. Pain is a measure, if a crude one, of the degree of vital creative energy in any creature, animal or man."

મનુષ્ય માત્રમાં જે 'creative latent energy' રહેલી હોય છે તે ઉપર જ તેની દુઃખ સહન કરવાની શક્તિ અવલંબે છે.

બીજો એક વિદ્વાન કહે છે કે "Sensibility to pain is proportional to a nation's level of civilization." રાષ્ટ્ર કે પ્રજાની સંસ્કારિતા ઉપર જ તેની દુઃખની સવેદના નિર્ભર છે. પ્રજા જેમ સુસંસ્કૃત તેમ તેની દુઃખ સહન કરવાની શક્તિ વધુ– અદ્‌ભુત –હોય છે. હિંદુ પ્રજા ઉપર જેવી વીતી છે તેનો ખ્યાલ કરતાં દુઃખ-વિવેકની કલ્પના હિલોળે ચઢે છે અને ઇતિહાસવાહી મહાપ્રભુની નિગૂઢ લીલાનું આપણને ભાન થાય છે. "We pay for our culture by a capacity to suffer."

એટલે રોગના વિચાર વખતે Pain-દુઃખવિવેક-નો વિચાર પણ આવશ્યક જ લાગે છે. આ દુઃખની નિવૃત્તિ કેમ થાય એ માટે આયુર્વેદે અત્યંત સૂક્ષ્મ વિચાર કરેલો છે. ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકા ઉપર સ્થિત થયા વિના દુઃખની નિવૃત્તિ શક્ય જ નથી, એમ અંતિમ નિર્ણય ઉપર તેઓ આવેલા છે. જીવન એ એક સીધી લીટી નથી, એ કંઈ

પૃથક્કરણનો યુગ ન હતો, તેમ પ્રાચીનોએ જ બધા જ્ઞાનનો ઈજારો રાખ્યો હતો એમ માનવું એ બુદ્ધિનો અપરાધ છે. પ્રાચીન આર્ષ ગ્રંથોમાં ઈશ્વરી વાણી જરૂર છે પરંતુ ઈશ્વરે પોતાની કરુણા ત્યાં જ ખાલવી દીધી છે એમ ન માનવું જોઈએ. અર્વાચીન પ્રગતિ અદ્ભુત છે એ નિર્વિવાદ જ છે પરન્તુ એથી કરી જૂનું પુરાણું આયુર્વેદ નકામું છે એ પુરવાર થતું નથી. હાલની ઘણી શોધો ગઈ કાલની શોધો જેવી જ છે. દરેક યુગમાં જૂની વાતોની નવીન રૂપે ચકાસણી થયા જ કરે છે. અને જૂનાના ખભા ઉપર ઊભા રહેવાથી જૂનાઓ કરતાં નવાઓ મોટા તો જરૂર લાગે છે જ. જૂનાને પણ પ્રગતિનું એક સીમાચિહ્ન જ સમજવું જોઈએ અને જે સારું હોય તે અપનાવવું જોઈએ. આજના ચિકિત્સાવિજ્ઞાનમાં પ્રત્યેક શાખાનો વિકાસ ખૂબ થયો છે પરન્તુ એક સાદી, ઉપયોગી, સરતી ચિકિત્સા સર્જાઇ શકી નથી. આજનું વિજ્ઞાન, દિન પર દિન જટિલ ( complex ) બનતું જાય છે, અને ભલભલા બુદ્ધિશાળીઓને માટે પણ તે મુશ્કેલ બનતું જાય છે. આ પરિસ્થિતિના સર્જનમાં કંઈ દોષ જરૂર છે જ. સ્પેશિયાલાઝેશન વધે એટલે નાનીમોટી, ખરીખોટી વાતોનો વિસ્તાર ખૂબ વધે જ. પરન્તુ એ વિસ્તારમાંથી સમન્વય દૃષ્ટિથી ઉપયોગી સારભાગ લઈને જનતાઉપયોગી ચિકિત્સા વિજ્ઞાને સર્જવાની જરૂર છે, નહિ તો "*Principles of Soviet Medicine*"નો લેખક કહે છે તેમ હાલ ચિકિત્સાવિજ્ઞાન એ એક વેપાર 'Trade' થઈ ગયો છે. ચિકિત્સાશાસ્ત્રનો પ્રાણ હણાઈ રહ્યો છે. ચરકનો ચિકિત્સાનો આદર્શ "नात्मार्थं नापि कामार्थं अथ भूतदयां प्रति।" ક્યાં, અને હાલનું ચિકિત્સાશાસ્ત્ર ક્યાં? માનવઆત્મા ઉચ્ચ આદર્શો માટે ઝંખે છે. કર્મમાં કૌશલ્ય એવો યોગ એ જરૂર વાંછે છે. આયુર્વેદના આદર્શો, એનું ઉદાત્ત નીતિશાસ્ત્ર, એની સાદાઈ, એની રોગ માત્ર તરફ જોવાની દૃષ્ટિ સાથે અર્વાચીનોની efficiency— ક્રિયાકૌશલ્યનો યોગ સધાતાં હિંદુસ્થાન જગતને અર્પણ કરવા લાયક એક નવીન ચિકિત્સાવિજ્ઞાન

સર્જી શકે એમ છે ભગવાન એ દિન જલદી લાવો રાજા ગઝનફ્ર અલીએ ચોપડા કમિટી સમક્ષ એમના મગલ પ્રવચનમા આ જ ભાવ વ્યક્ત કર્યો હતો

"The heritage of India coupled with the discoveries of the West, should produce a system, universal in its application and general in its benefits India which has contributed so greatly to many sciences may yet again enrich the world with a system of medicine, effective, inexpensive and yet rational and therefore acceptable"

અને લેફ્ટેનન્ટ કર્નલ નાઉ'સ (Knowles)—કલકત્તાની સ્કૂલ ઓફ ટ્રોપિકલ મેડિસિનના ડિરેક્ટરે કહ્યુ છે

"Old Ayurveda modernized and rejuvenated will not only be the national medicine of India but will play no small part in the uplift of the international medical system of the world"

દરેક યુગને પરિભાષા તો બદલવી જ પડે છે અને આયુર્વેદને જો આતરરાષ્ટ્રિય બનાવવુ હોય તો તેને આધુનિક પરિભાષામા ઢાળવુ પડશે આધુનિક પરિભાષામા આયુર્વેદને ઢાળવવાનુ કામ અતિ મુશ્કેલ તો છે જ પરતુ જે કામ સ્વામી વિવેકાનદે ટાગોરે, સર રાધાકૃષ્ણે, શ્રી અરવિંદે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમા કર્યું છે તેવુ જ કામ કરનાર કોઈ (Superman) અતિમાનવ આયુર્વેદને જન્માવશે જ પડશે લોકોત્તર પ્રતિભા સિવાય નવસર્જન શક્ય જ નથી આયુર્વેદનુ આહારશાસ્ત્ર, આયુર્વેદની દવાઓ, આયુર્વેદનો ત્રિદોષ સિદ્ધાન્ત,—આ બધુ જો બરાબર જગત

-સમક્ષ મુકાય તો મારી ખાતરી છે કે આંતરરાષ્ટ્રિય પ્રતિષ્ઠાનું તે પ્રથમ અધિકારી થશે. આન્ધ્ર મેડિકલ કૉલેજવાળા ડૉ. ચિરૂમલ રાવ કહે છે :

"There is still a great deal to learn from the ancient systems of medicine. They have got an extensive and wonderful pharmacopaea. They have developed dietetics almost to a fine art. It is possible that even the Tridosha Siddhanta may be interpreted and corelated in some sort of matter with the knowledge of modern biophysics and biochemistry...Even their errors and pitfalls cannot but be very interesting."[1]

બાકી તો Claude Bernard સાવ સાચું જ કહે છે કે "દરેક સાયન્સમાં સત્યને પિછાનનારા કે લોકોત્તર પ્રતિભાથી નવું સર્જન કરનારા તો ગણ્યાગાંઠ્યા જ હોય છે. મોટા ભાગના લોકો તો બીજાના વિચારો જ ચાવ્યા કરે છે કે એના ઉપર ઇમારતો ઊભી કરે છે. નવી વાત કહી કે આપણે તેને નૂતન શોધ તરીકે વધાવીએ છીએ. પરંતુ શોધેલી બિના સાથે સંલગ્ન થયેલો વિચાર જ ખરી શોધ છે...ચિકિત્સાશાસ્ત્રમાં આજે ચોતરફ જે અનુસંધાન ( Research ) ચાલી રહ્યું છે તેમાં મૌલિક શોધકો ( born investigators ) તો ઘણા જ થોડા હોય છે એટલે બાકીના પાસેથી જ્વલન્ત પ્રતિભા અને મૌલિક અનુસંધાનોની આશા રાખવી એ ફોગટ છે. વિચારોનું જ જ્યાં દારિદ્ર હોય ત્યાં આજની પ્રયોગાત્મક પદ્ધતિથી સારાં પરિણામો

[1] *Journal of Indian Medical Association*. Vol. XVI No. , 1946.

શી રીતે નિષ્પન્ન થઈ શકે? વિચારબીજ વવાયેલાં હોય તેમાંથી કોઈ વખત અનુસંધાનકર્તા કંઈક નવું ઉત્પન્ન કરી શકે છે. 'કેવળ પ્રયોગાત્મક શૈલીથી તો ઇચ્છવા યોગ્ય પરિણામો નથી જ આવતાં. અનુસંધાનમાં ખરી રીતે પ્રતિભાસંપન્ન (Intuitional) અને પ્રયોગાત્મક (Experimental) બન્ને પદ્ધતિઓની જરૂર છે." આયુર્વેદમાં આ બન્ને રીતો આપણને જોવા મળે છે પરંતુ સાચા અનુસંધાનકર્તાઓ જ નથી એટલે આ 'શેવધિ'-વિદ્યાનો ખજાનો- જગતના કામમાં નથી આવી શકતો.

× × ×

## ચારિત્ર્યશૂન્ય વિદ્યાર્થી ન જ જોઈએ

આયુર્વેદ મહાવિદ્યાલયોમાં હવે ઇન્ટરસાયન્સ પાસ વિદ્યાર્થીઓને લેવામાં આવે છે. પરંતુ આ ક્ષેત્રમાં એકલા ઇન્ટરસાયન્સ કરતાં કંઈ વધુ યોગ્યતાવાળા વિદ્યાર્થી જોઈએ. હૃદયની સમિતિને પોષક એવા સાહિત્યના અભ્યાસની આ ક્ષેત્રને ઓછી જરૂર નથી. 'સાયન્સ' કરતાં 'હ્યુમેનિટિઝ'નો વધુ અભ્યાસ હોય તેવાઓને આ ક્ષેત્રમાં આવતાં રોકવા તો ન જ જોઈએ. શુષ્ક સાયન્સ કરતાં હ્યુમેનિટીના અભ્યાસની વધુ જરૂર છે વૈદકશાસ્ત્રમાં પ્રવેશ એવા છાત્રોને આપવો જોઈએ જેનામાં નમ્રતા હોય, સાદાઈ હોય, ચારિત્ર હોય, કુળનું ગૌરવ હોય, વિશાળ વાચન અને મનન હોય, તેનામાં આળસ ન હોય, સતત ઉદ્યોગપરાયણતા હોય. "A lazy man possessed of brains is dangerous." અને ચારિત્ર્યશૂન્યતા હોય તો એવા વિદ્યાર્થીઓને આ ક્ષેત્રમાં ન જ લેવા જોઈએ નમ્રતા, ચારિત્ર્ય, પ્રમાણિકતા—આ ત્રણ ગુણો સિવાયના વિદ્યાર્થીઓને પ્રવેશ ન જ આપવો જોઈએ એવા વિદ્યાર્થીઓને આપેલી વિદ્યા સમાજમાં ભયંકરતા જન્માવે છે. "We may be guilty of endorsing

with a depolma a menace to the society."[1] આ જ લેખકના નીચેના ઉદ્ગારો ધ્યાનાર્હ છે:

"*More than any other the medical adviser must personify honour, steadfastness and truth; for every sick individual is a trust that cannot be betrayed. All that the unprincipled lawyer can do is to steal money. His counterpart in medicine however may filch life.*"

એટલે આપણી વિદ્યાર્થીઓની પસંદગીમાં જ જો દોષ હશે અને છે તો સમાજ જે જાતના ચિકિત્સકો ઇચ્છે છે તે નહિ જ તૈયાર થાય; અયોગ્ય વિદ્યાર્થીઓ વિદ્યાને વગોવનારા બનશે. વિદ્યાનું તેજ ઝાંખું પડશે, વિદ્યા વગોવાશે અને સમાજમાંથી તેમની પ્રતિષ્ઠા ઘટશે. આ ક્ષેત્ર જડ એકધારિતા—System—થઈ જશે તો તેનાં માઠાં પરિણામો આવશે. લેખકે યોગ્ય જ કહ્યું છે:

"If our plan of selecting medical students is weak, if because of shortsightedness, we are drifting into a system."

## આયુર્વેદશાસ્ત્ર શીખવા વિદ્યાર્થી કેવો જોઈએ?

હવે આયુર્વેદમાં શિષ્યોપનયન વિધિ જોઈએ ચરક, સુશ્રુત શિષ્યનાં લક્ષણો નીચે મુજબ આપે છે.

---

1. *The student section of the* 'Journal of American *Medical Association*' Saturday, March 1940 આમાં "Some Criteria on the Selection of Medical Students" નામનો મનનીય લેખ આપણા આરોગ્ય [illegible] વાંચવા જેવો છે.

૧. પ્રશાન્ત હોય.
૨. આર્યપ્રકૃતિના હોય.
૩. ક્ષુદ્ર કર્મ ન કરનારો હોય.
૪. જેનાં એકેએક અવયવો ખોડખાંપણ વિનાનાં હોય. (poise & posture બન્ને સારાં હોય.)
૫. જીભ તનુ, રક્ત અને વિશદ હોય.
૬. દાંત અને હોઠ બંને અવિકૃત હોય.
૭. ગુંગણો ન હોય.
૮. ધૃતિમાન હોય.
૯. અહંકારી—અભિમાની ન હોય. ઉદ્ધત ન હોય.
૧૦. મેધાવી હોય.
૧૧. વિતર્ક અને સ્મૃતિસંપન્ન હોય.
૧૨. ઉદાર સત્ત્વવાળો હોય.
૧૩. વૈદ્યકુલમાંથી જ આવેલો હોય. જેના કુળમાં વૈદું ચાલુ જ હોય અને વૈદ્યકથી જ જેની આજીવિકા ચાલતી હોય.
૧૪. તત્ત્વાભિનિવેશી હોય.
૧૫. ક્રોધી ન હોય.
૧૬. કોઈ જાતનું વ્યસન ન હોય
૧૭. શીલ, શૌચ, આચાર, અનુરાગ, દાક્ષ્ય, પ્રદાક્ષિણ્ય—થી યુક્ત હોય.
૧૮. અર્થવિજ્ઞાન ( theory ), કર્મદર્શન ( practicals )—બન્નેમાં દત્ત ચિત્તવાળો હોય.
૧૯. આળસુ ન હોય.
૨૦. લોભી કે લુચ્ચો ન હોય
૨૧. સર્વભૂતહિતૈષી હોય.

૨૨. આચાર્યની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરનાર હોય અને ગુરુને અનુરક્ત હોય.

૨૩. ક્લેશ સહી શકે એવો—(Hardy).

૨૪. અન્વય (કુલ), વય, શીલ, શૌર્ય, શૌચ, આચાર, વિનય, શક્તિ, બલ, મેધા–વાળો હોય.

૨૫. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય—આ ત્રણ વર્ણ પૈકીનો હોય. (એક મતમાં શૂદ્રનો પણ સમાવેશ થયેલો છે.)

મોટે ભાગે તો શિષ્યો બ્રાહ્મણકુલમાંથી જ પસંદ કરવામાં આવતા હશે. પરંતુ આ બ્રાહ્મણનો અર્થ આજની જ્ઞાતિઓના ભાનવાળા બ્રાહ્મણ નહિ બ્રાહ્મણ શબ્દનો અર્થ વિશાળ મનનો માણસ એવો થાય છે. વૃધ્=બૃહ્-ધાતુ ઉપરથી બૃહત્ અને તે ઉપરથી બ્રહ્મન્ શબ્દ નિષ્પન્ન થયો છે. બૃહદારણ્યક ઉપનિષદમાં બ્રાહ્મણથી ઊલટો શબ્દ કૃપણ કહ્યો છે. બ્રાહ્મણ શબ્દના અર્થમાં કેટકેટલા ગુણોનો સમાવેશ થયેલો છે એ બુદ્ધ ભગવાને બૌદ્ધ ધર્મના એક સુત્ત ગ્રન્થમાં નીચે પ્રમાણે બતાવ્યો છે :

(૧) બ્રાહ્મણ એટલે સુશિક્ષિત જન. જેનું શરીર સુંદર હોય.
(૨) સુચારિત્રવાન માતાપિતાની કુખે જન્મેલો હોય
(૩) બહુશ્રુત વિદ્વાન હોય.
(૪) જે પ્રજ્ઞાવાન–પરિપક્વ બુદ્ધિવાળો–હોય.
(૫) જે શીલવાન હોય.

"આ ગુણોમાંથી એકાદ ગુણ ઓછો હોય તો ચાલે કે નહિ ?" આમ એક શિષ્યે ભગવાન બુદ્ધને પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં બુદ્ધ કહે છે કે શરીર, કુળ અને વિદ્યા ન હોય તો ચાલે પરંતુ પ્રજ્ઞા અને શીલ–આ બે વિના તો ન જ ચાલે. બ્રાહ્મણમાં પ્રજ્ઞા (Intuitive

faculty) અને શીલ (Character & conduct) બન્ને જોઈએ જ.

ચારિત્ર્ય શબ્દની વ્યાખ્યા સ્વ૦ આનંદશંકર ધ્રુવે આવી આપેલી છે: "ચારિત્ર્ય એટલે જીવનની ભાવનાઓ સિદ્ધ કરવાના સંકલ્પની દઢતા, સ્થિરતા, બળ. ચારિત્ર્ય એ અનેક સદ્ગુણોમાનો એક સદ્ગુણ નથી, પણ સદ્ગુણી જીવનનો પાયો છે. આપણી સંકલ્પ–શક્તિ, જેમાંથી સર્વ ક્રિયા યા વર્તન ઉત્પન્ન થાય છે, તેનો એ ગુણ છે ચારિત્ર્ય એ આપણા જીવનના તારમાં વીજળીનો પ્રવાહ પૂરો પાડનાર વીજળીનું ઉત્પાદક યંત્ર છે." ધી, ધૃતિ, સ્મૃતિ, વગેરે શબ્દો ઉપરની આ વ્યાખ્યા છે.

કુળ, ગોત્ર, વર્ણ–ખાસ જોવામાં આવતાં.[1] અને આજે "Intelligence quotiont" સંબંધી વિદ્વાનો વિચાર કરતા થયા છે. શિક્ષણનો વિચાર કરતી વખતે આ બધી વાતોનુ વિસ્મરણ ન જ થવું જોઈએ.

तद्विद्यकुलजम्–વૈદ્યના કુળનો શિષ્ય હોવો જોઈએ એમ કહેલું છે. "Traditional knowledge"ની અવગણના કરવા જેવી નથી. "*The Crisis of the Modern World*"ના લેખક Cuenon Rene કહે છે કે પૌર્વાત્ય જ્ઞાનને હંમેશાં traditional knowledge સાથે સંવાદિતા હોય છે જ્યારે પાશ્ચાત્યને આવું કશુ જ નથી. ગુરુશિષ્ય પરંપરાએ મુખદ્વારા જે અનુભૂત જ્ઞાન ઊતરી આવ્યું છે તેનુ નામ 'ટ્રેડિશનલ નૉલેજ'

---

૧. ડૉ. રાધાકુમુદ મુકરજીએ તેમના "Ancient Indian Education" મા કહ્યુ છે કે "Social psychology has proved that every individual has his own equipment of emotions, action, attitudes, and ways of thinking, which is the gift of the traditions and social environment in which he is brought up."

કલકત્તા સ્કૂલ ઓફ ટ્રોપિકલ મેડિસિનના ડિરેક્ટર કર્નલ નાઇટ્સ કહે છે :

"It is impossible for anybody of men to work out a scheme of medical education which is divorced from the tradition of the past."

ડૉ. કેનેથ વોકર જેવા વિદ્વાનો હવે traditional knowledge ની અગત્યતા ઉપર ખૂબ જ ભાર મૂકતા થયા છે.[1] છતાં હિંદમાં મેડિકલ કરિક્યુલમ ઘડતાં આ વાત જ વીસરાઈ ગઈ લાગે છે.

સ્વામી વિવેકાનંદે એમના "Bhakti Yoga"માં 'The Need of a Guru' ઉપર બહુ સુંદર વિચાર દર્શાવ્યા છે. એ સમર્થ ગુરુઓનો આજે આપણને ખ્યાલ જ નથી. ગુરુના સાન્નિધ્યમાં જ શિષ્યો વર્ષો સુધી રહેતા હતા અને જ્ઞાનચક્ષુઓવાળા એ તપોધનો શિષ્યના અંતરમાં ચાલતી પ્રત્યેક પ્રક્રિયાથી પરિચિત રહેતા અને જરા સ્ખલન દેખાતાં તેને ચેતવતા. આવા આધ્યાત્મિક ગુરુઓ સિવાય આજના યુગમાં સો મણ તેલે અંધારું દેખાય છે. આજના સંકુલ વિશ્વના અટપટા કોયડા ઉકેલનાર સમર્થ ગુરુઓની આજે ખાસ જરૂર છે. વિવેકાનંદ કહે છે: "The *quickening* impulse cannot be derived from books, the soul *can only receive impulses from another soul.*" ચિકિત્સાશાસ્ત્ર જેવા જીવતા વિજ્ઞાન માટે જીવતા ગુરુઓ જોઈએ. પુસ્તકોમાંથી ભૂતદયા ન જ મળે. ગુરુના જીવનમાંથી જે વિશુદ્ધિ ટપકતી હતી, જ્ઞાનની જે ત્રિજ્યાઓ એ મધ્ય બિંદુમાંથી ચોમેર

1. "Tradition is carved in the human race and it is unconsciously transmitted from generation to generation. Carlyle aptly remarks "what an enormous Camera obscura magnifier is tradition!" (*Romance of Medicine p. 252*)

ફેલાતી હતી—એની છાત્રોનાં જીવન ઉપર પ્રબલ અસર થતી. આધ્યાત્મિક વાતાવરણની વાતો કરતાંય આજે આપણને સકોચ થાય છે! પરંતુ સદ્‌ભાગ્ય છે કે હવે જિરાલ્ડ હર્ડ જેવો સમર્થ ફિલસૂફ "Neo-Brahmin" નવા બ્રાહ્મણની વાત કરે છે. સમાજના ચાર જ વર્ણો હોવા જોઈએ એમ એમના '*Man the Master*' નામના ગ્રન્થમાં પ્રતિપાદન કરે છે. આ વિદ્વાન "Quadritype organization of society" અથવા ચાતુર્વર્ણ્યની વાતો કરે છે અને ઋષિ જેવા બ્રાહ્મણો સમાજમાં ખૂબ પેદા થવા જોઈએ એવી વાતો કરે છે. ઍલ્ડસ હક્ઝલી પણ બ્રાહ્મણની વાત કરે છે. અને આ યુગનો મોટામા મોટો સાઇકોલૉજિસ્ટ કાર્લ જંગ કહે છે :

"The isolated consciousness is seen as an entity to be understood and only to be understood as part of a vast 'Collective Unconsciousness.' Its illness is rooted in some lesion at that depth, its cure will only be final when union is reestablished with this foundation. Short of union with the eternal and infinite life, we are all of us in some degree insane and idiotic and sooner or latter we must break down."

( *Man the Master* પૃ. ૨૦૩ ઉપરથી )

અર્થ - માનવ ચૈતન્યને વિશ્વાત્મા સાથે સબધ છે વિશ્વાત્માથી જુદું પાડીને માનવ ચૈતન્યનો વિચાર શકય જ નથી. માંદગી આવે છે તેનુ મૂલ વિશ્વચૈતન્યમાં જ કોઈ સ્થળે locate થયુ હોય છે અને માંદગી ત્યારે જ જવાની જ્યારે એ વિશ્વાત્મા સાથે ફરીથી સંબંધ માનવ ચૈતન્ય સાધી શકશે. ખરી રીતે તો આપણે બધા જ

ગાંડા અને ચક્કરો જ છીએ અને વહેલામોડા આપણે બધા જ ખતમ થઈ જવાના છીએ. (કાર્લ જંગ)

આ સમજનાર ગુરુઓ–પ્રજ્ઞા ચક્ષુઓ–જોઈએ. આવા ગુરુઓના સાન્નિધ્યથી શિષ્યનું આખું જીવન જ દિવ્ય–divine–થઈ જતું અને તેને પછી પ્રત્યેક વસ્તુના હાર્દમાં જોવાની એક નવી દૃષ્ટિ પ્રાપ્ત થતી. આજે જ્ઞાનનાં થોથાં વધ્યાં છે, પણ ગુરુની quickening impulse મળી નથી. પરિણામે જ્ઞાન માનવ કલ્યાણ માટે નહિ, પૈસા કમાવાના સાધન તરીકે જ વપરાય છે. 'सा विद्या या विमुक्तये।' એ પ્રત્યેક વિદ્યાપીઠનો મુદ્રાલેખ હતો.

આથી જ વાગ્ભટે (અ. સંગ્રહ) વૈદકના વિદ્યાર્થીને છ મહિના સુધી કામચલાઉ દાખલ કરવા (period of probation) કહેલું છે. છ માસ બરાબર એને જોયા બાદ જ પછીથી એને દીક્ષા આપવા કહ્યું છે:

"षण्मासानुषितः शक्तौ लज्जाशौचबलान्वितः।
शिष्योऽध्याप्यो गतो यावदन्तं तन्त्रार्थकर्मणाम्॥" (अ. स. सूत्र–२)

વિદ્યાર્થીને જે શક્તિ પ્રાપ્ત થાય છે તે શક્તિનો એ દુર્વ્યય કરી સમાજને પીડતો ન થાય એટલા માટે આવી 'probationary studentship' ઇષ્ટ નથી શું?

ચરક કહે છે કે શિષ્યની પસંદગી તો ઝીણવટથી કરવી જોઈએ. કારણ કે શસ્ત્ર, શાસ્ત્ર અને પાણી–આ ત્રણેયના ગુણદોષ તેના પાત્ર ઉપર જ નિર્ભર છે:

शस्त्रं शास्त्राणि सलिलं गुणदोषप्रवृत्तये।
पात्रापेक्षीणि अतः प्रज्ञां चिकित्सार्थं विशोधयेत्॥ (चरक सूत्र ९–१०)
शास्त्रं ज्योतिः प्रकाशार्थं दर्शनं बुद्धिरात्मनः।
ताभ्यां भिषक् सुयुक्ताभ्यां चिकित्सन्नापराध्यति॥ (चरक सूत्र ९–२४)

શાસ્ત્ર એ તો જ્યોતિ છે–શાસ્ત્રાભ્યાસકૃતા મતિ એ એક શક્તિ છે. વસ્તુઓની ગ્રહણયોગ્યતા કરાવવા એ જ શક્તિશાળી છે. પરંતુ કેવળ શાસ્ત્રની બુદ્ધિ જ નહિ, આત્માની બુદ્ધિ–સહજા બુદ્ધિ એ જ ખરું દર્શન છે. સહજા બુદ્ધિ ( આત્મબુદ્ધિ ) અને જ્ઞાન–આ બન્ને રૂપી દીવા વડે આતુરના અન્તરાત્મામાં જે વૈદ્ય પ્રવેશ કરે છે તે જ રોગોને સારી રીતે સમજી શકે છે. આ અન્તરાત્માનો પ્રકાશ સદ્‌ગુરુઓ સિવાય શક્ય નથી. Prognosis is more or less an intuitive faculty—સહજા બુદ્ધિ એ વિરલ છે.

## ભવિષ્યનો ડૉક્ટર કેવો જોઈએ ?

આપણે જ્ઞાન અને વિજ્ઞાનથી સંપન્ન, ભૂતદયા એ જ પરોધર્મ એ આદર્શવાળા નવીન પ્રકારના ચિકિત્સકો જોઈએ છે. Health survey and development Committee જે ભોર કમિટી તરીકે ઓળખાય છે તેણે ' Basic Doctor ' શબ્દ વાપર્યો છે— અને ભવિષ્યનો ચિકિત્સક કેવો હોવો જોઈએ તેનું ચિત્ર પણ આપેલું છે :

" The physician of the future should be an even more highly cultured individual, than his predecessor and that he should have to a greater extent, the wider outlook which will enable him to interpret health and disease in relation to the social background of the life of the community (Vol. II. P. 433)

ચોપડા કમિટીના રિપોર્ટમા ' New Physician ' કેવો જોઈએ તે કહેલું છે:

" The new physician must not only know

his own subjects but must have been *well* grounded in such fundamentals as the position of man in the universe and in society, and in the family. In addition he must have studied man in his completeness—body, mind and soul. In short to be a complete physician he must understand the position that man occupies in the entire scheme of the universe and the full *complexity of man himself. To do this* he *must*, to an extent, be a philosopher. What Plato held to be necessary of political rulers, ' Unless philosophers are kings and kings are philosophers, there shall be no cessation of the ills of mankind." is equally, if not more true of physicians. (Vol. I, p. 98).

આજનો મેડિકલ લાઇનનો અભ્યાસક્રમ નવેસરથી વિચારવાની જરૂર છે. એનો બોજો વિદ્યાર્થીઓ ઉપર ખૂબ જ છે.

" The medical curriculum has reached the limit of human endurance; and it is only the genius of the medical student for clearing his brain completely after every examination that enables him to preserve his sanity."

*( British Medical Journal; Educational Number.)*

એલોપથી કે આયુર્વેદને લડવાની જરૂર નથી. આજ દિન સુધી આવી ઘણી લડાઈઓ જગે જોયેલી છે. ઓસ્લર યોગ્ય જ કહે છે:

"The quarrels of doctors make a pretty chapter in the history of medicine. Each generation seems to have had its own The Coans and the Cnidians, the Arabians and the Galevists. the Brunonians and Broussonians, the Homeopaths and the Regulars, have in different centuries rent the robe of Aesculapius"

એલોપથો અને વૈદ્યોને લડવાની જરૂર નથી ચિકિત્સાશાસ્ત્ર એ સંપૂર્ણ સાયન્સ છે જ નહિ એટલે એમાં મતભેદો તો રહેવાના જ. એ મતભેદોને સમજીને તેનો અખાત પૂરવાનું કામ બન્નેના ડાહ્યા વિદ્વાન માણસોએ કરવાનુ છે

## ૫ : હિંદમાં આયુર્વેદની પડતી

જે જે વિજેતાઓ હિંદમાં આવ્યા તે પોતાની સાથે પોતાનું વૈદક લઈ આવ્યા. મુસલમાનો આવ્યા તે ગ્રીક વૈદક–યુનાની લાવ્યા, અંગ્રેજો આવ્યા ને પોતાનું વૈદક એલોપથી લાવ્યા. 'જેનું રાજ્ય તેના ગજ' એ કહેવત મુજબ વિજેતાઓ યા રાજ્યકર્તાઓ જે વસ્તુને અપનાવે છે તેનો પૃથગ્જનો સહર્ષ સ્વીકાર કરે છે. અંગ્રેજોના આગમન સાથે હિંદમાં એલોપથી આવી, અને રાજ્યાશ્રયે તે ખૂબ ફાલીફૂલી. પ્રજા એનાથી મુગ્ધ થઈ ગઈ અને એની ઓલઆલા થઈ. આજ દિન સુધી અબજો રૂપિયા એના વિરાટ દેહમાં ઓહિયાં થયા છે. ગગનચુંબી મકાનો, કોલેજો, ઇન્દ્રભુવન જેવી ઇસ્પિતાલો, વિવિધ સામગ્રીસંપન્ન ફાર્મસીઓ– વગેરે જોઈ પ્રજા તેના તેજમાં આજે અંજાઈ ગઈ છે. અને આજ એક શાસ્ત્રીય પદ્ધતિ છે એમ આપણા દેશના ઘણા સુશિક્ષિતો માનતા થઈ ગયા છે.

આ સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં ચિરતિરસ્કૃત અને ચિરઉપેક્ષિત આયુર્વેદ શાસ્ત્રનું સ્થાન ક્યાંથી હોય? વિદેશી રાજ્યસત્તાએ તો આયુર્વેદનું નેશાન ન રહે એવા અનેક પ્રપંચો કર્યાં પરંતુ કોણ જાણે કેમ પણ હજારો વર્ષના ભીષણ અત્યાચારો અને જંગલી બર્બરતામાંથી આયુર્વેદ બચ્યો છે, પોતાનું સત્વ જાળવીને જીવતો રહયો છે– અને હજુયે

પોતાની આ પામર દશામા પણ રાજામહારાજાઓ, શ્રીમન્તો અને ગરીબો દરેકને તેનુ શરણ લેવાની ફરજ પાડી રહ્યો છે

જે ચિકિત્સાપદ્ધતિ કાળના અનેક ધમસાણો વચ્ચે છૂવતી રહી અને વિરાટ જનસમુદાયના હૃદયમાં ભક્તિભાવ પામી આદરપાત્ર બની રહી તે પદ્ધતિમા એવુ સનાતન તત્ત્વ જરૂર હોવુ જોઈએ જેનો અનાદર કરવો એ રાષ્ટ્રીય આપઘાત જ લેખાય આયુર્વેદ એક વખત તો સોળે કળાએ પ્રકાશતું હતુ અશોક પછીથી એના પડતીના ગણેશ બેઠા દેવાના પ્રિય પ્રિયદર્શી અશોકે કલિંગયુદ્ધમા લાખોનો સંહાર કરી તલવાર ફેંકી દઈ બુદ્ધધર્મ અંગીકૃત કર્યો અને પોતાના રાજ્યમાં–જે રાજ્યમા મનુષ્યો માટે, ઘોડાઓ માટે, હાથીઓ માટે, છોડઝાડ માટે ચિકિત્સાલયો હતા તે રાજ્યમા શસ્ત્રકર્મ બંધ કરવાનુ ફરમાન કાઢયું. શસ્ત્રક્રિયાના શાસ્ત્રને જબરજસ્ત ફટકો લાગ્યો, અને આજે પરિણામ એ આવ્યુ કે સર્જરી તો હિંદમા હતી જ નહિ, એ તો પરદેશીઓ સાથે જ આવી, વૈદ્યો તો સર્જરી જાણે જ નહિ આવી માન્યતા ખૂબ રૂઢ થઈ જે દેશે શસ્ત્રક્રિયામા અવનવી પ્રગતિ સાધી હતી, સારાયે વિશ્વમાં સૌ પ્રથમ અનેક ભયકર રોગો ઉપર શસ્ત્રકર્મ કર્યા હતાં તે દેશમા સર્જરી ઉપર જબરો પ્રહાર કરનાર અશોક છે એ જાણી કયા ભારતીયને દુખ ન થાય?

ચિકિત્સાના અનેક ક્ષેત્રોમા આયુર્વેદનો ફાળો વિસ્મય પમાડે એવો છે આજના એ ઓજ– વિહોણા આયુર્વેદમા હજીયે જે સભાર ભરેલો છે તે જ એના ગૌરવની આગાહી માટે બસ છે ચક્રનેમિક્રમે ચડતીપડતીની ઘટમાળ વિશ્વમા ચાલુ જ છે દરેક રાષ્ટ્રને તેમાથી પસાર થવુ જ પડે છે ભૂતકાળના ભવ્ય ઇતિહાસને સ્મરે હવે કઈ સાર નથી. અધોગતિની પરાકાષ્ટા કહી શકાય એવા વિશાળ ગર્તમા દેશ આખો આવી પડયો આયુર્વેદની અવદશા પણ એવી જ થઈ જે તક્ષશીલામા વૈદ્યક શીખવા માટે દેશપરદેશના મેધાવી વિદ્યાર્થીઓ

આવતા, સિકંદર જેવાને અહીંથી સર્પવિષનિષ્ણાત વૈદ્યો લઈ જવા પડ્યા હતા, ખલિફાઓને જે વૈદ્યોની જરૂર પડી હતી તે દેશમાં આયુર્વેદ શીખવાની એક પણ શાળા રહી ન હતી. મૂંઢને ગાંગડે વૈદ્યો થતા અને આજીવિકા ચલાવતા. 'કંઈ ન આવડે તો વૈદું શીખ' જેવી કહેવત લોકોની જીભે ચઢી. આ અવહેલનાની અવધિ નહીં તો બીજું શું? સમુદ્ર જેવા ગંભીર અને વિશાળ શાસ્ત્રનો અભ્યાસ મશ્કરીનો વિષય બન્યો. कालाय तस्मै नमः।

પરંતુ આયુર્વેદનો પ્રાણ પરવાર્યો ન હતો. તે જરૂર સુષુપ્તાવસ્થામાં, ગાઢ તન્દ્રામાં લીન થઈ પડ્યો હતો. પરદેશી સંસ્કૃતિના વેગે આ સુષુપ્ત પ્રાણને ધક્કો—shock—આપ્યો, અને સુષુપ્ત પ્રાણ સળવળ્યો...અખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલનો ભરાવા લાગ્યાં, સંગઠનનું રહસ્ય વૈદ્યો સમજ્યા, પોતાનાં માસિકો કાઢવા લાગ્યા, નાનાંમોટાં પુસ્તકો પ્રસિદ્ધ થવા લાગ્યાં, અને નિખિલ ભારતવર્ષીય વિદ્યાપીઠ અસ્તિત્વમાં આવી. પ્રતિવર્ષ વિદ્યાર્થીઓ એમાં બેસવા લાગ્યા. શૂન્યમાંથી સર્જન થયું. દરેક પ્રાન્તમાં નાનીમોટી આયુર્વેદ કોલેજો શરૂ થઈ. છેવટે કચવાતા મને વિદેશી સરકારે આયુર્વેદનો સાયન્સ તરીકે સ્વીકાર કર્યો, અને હવે તો આયુર્વેદને અપનાવવા, તેને વિશ્વવિદ્યાનોની હરોળમાં મૂકવા માટે સ્ટેટ પોતે જ ઉત્સુક બન્યું છે. કોંગ્રેસ મિનિસ્ટ્રીએ વૈદ્યોને રાજમાન્યતા અર્પી અને એના શિક્ષણ માટે પ્રબંધ કરવા સંકલ્પ કર્યો. પરંતુ એ ઝાઝી ન ટકી એટલે મંગળ શરૂઆત આગળ ન વધી. હવે તો સ્વરાજ્ય આવ્યું છે. ભારતીય સંસ્કૃતિનાં એકેએક અંગો હવે પોતાની અસ્મિતા અનુભવશે જ.

## ૬ : એક અધ્યક્ષીય વ્યાખ્યાન*

श्री धन्वन्तरये नम

यत्प्रातिभरसासिक्त आयुर्वेदमहातरु ।
फलत्यद्यापि जगति महात्मानो जयन्ति ते ॥

एकैश्वर्यस्थितोऽपि प्रणतबहुफलो य स्वय कृत्तिवासा
कान्तासमिश्रदेहोऽप्यविषयमनसा य परस्ताद्यतीनाम् ।

अष्टाभियस्य कृत्स्न जगदपि तनुभि बिभ्रतो नाभिमान
सन्मार्गालोकनाय व्यपनयतु स व तामसी वृत्तिमीश ॥

( मालविकाग्निमित्र )

પ્રિય સમાગત વન્દ્ય વૈદ્યગણ, સ્વાગતાધ્યક્ષ પૂ. જાદવજીભાઈ, સભ્ય સજ્જનો અને સન્નારીઓ !

આ ઉન્નત પદ માટે આપ સૌએ મારી જે વરણી કરી છે તેને માટે હુ આપ સૌનો કયા શબ્દોમા આભાર માનુ ! આપ મહાનુભાવોએ સમેલનનુ સભાપતિસ્થાન મારી ઉપર આરોપ્યુ છે એથી મારુ હૃદય કપે છે આજની વિકટ પરિસ્થિતિમા આયુર્વેદનૌકાને

* ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વૈદ્યસમેલન મુબઈ

સહીસલામત પાર ઉતારે એવા કુશળ કર્ણધારની જરૂર હતી. મોજાં તોફાની છે, પવન ખૂબ ફૂંકાય છે, નૌકા ડામાડોલ થવાનો ખૂબ જ સંભવ છે. આવા ક્ષુબ્ધ સાગરમાંથી આયુર્વેદ–નૌકાને હંકારીને નિર્દિષ્ટ સ્થાને લાંગરી શકે એવા કુશળ સુકાનીની જરૂર હતી. મારી ઊણપો હું સમજું છું એટલે કહ્યું છું. આપ બધાએ મારી પાસેથી કંઈ કંઈ આશાઓ પણ રાખી હશે. આપ સૌને હું કેમ સંતોષી શકીશ એ વિચાર મને સતાવે છે. આપ સૌએ આજ સુધી મને આપનો ગણી જે પ્રમાણે નિભાવ્યો છે તેવી જ રીતે આજે પણ મારી ત્રુટિઓ ઉપર ધ્યાન ન દેતાં સ્નેહભરી દૃષ્ટિથી મને નિભાવી લેજો. ગુરુ જેવા જ્ઞાન અને ઉંમરમાં વૃદ્ધ વૈદ્યોને અને અનેક મિત્રોને શુદ્ધ હૃદયની ભક્તિ અને પ્રેમ સાથે અભિવાદન કરું છું. આયુર્વેદના ઉદ્ધારનું મહાવ્રત પાળવા સિવાય વૈદ્યોનો કોઈ બીજો મોટો ધર્મ હોય એમ હું સમજતો નથી અને ભગવાન અંતર્યામીને પ્રાર્થું છું કે ગુરુજનોના આશીર્વાદના પ્રભાવથી આ ધર્મ વૃદ્ધિ પામો!

## મહાત્માજીની હત્યા

વિષયમાં પ્રવેશ કરું તે પહેલાં જગદ્વંદ્ય વિભૂતિ મહાત્માજીની —આપણુ સૌના બાપુની–સ્મૃતિ સ્મરણપટ ઉપર આવે છે અને આપણી વચ્ચેથી પરમાત્માએ એમના લીલાવિસ્તારને સંકેલી લીધો છે તેથી ચિત્ત ખેદ પામે છે. પરંતુ એ વિભૂતિનો લીલાકાળ પૂરો થયો હશે એટલે ગોડસેને નિમિત્ત બનાવી કાળ ભગવાને તેમને આપણી વચમાંથી ઉઠાવી લીધા છે. ભારતનું નવસર્જન કરનાર, સ્વરાજ્યની ભેટ અપાવનાર, માટીમાંથી માનવોને ઘડનાર ગુજરાતના એ પરમ જ્યોતિર્ધરને આપણા સૌના ભાવભીના પ્રણામ હો. એ જીવતા હોત તો આયુર્વેદને ખૂબ જ પ્રોત્સાહન મળત. આજના વૈદ્યોનું વિદ્યાદારિદ્ર્ય દેખી એ દાઝતા હતા એ ખરું, બાકી આયુર્વેદ માટે તો એ મહાપુરુષને ખૂબ જ આદર હતો. હિંદુસ્થાનની ગરીબ જનતાને જો કોઈ

ચિકિત્સાપદ્ધતિ પહોંચી વળી શકે એમ હોય તો તે એક આયુર્વેદ જ છે એવું એમનું મંતવ્ય આપ સૌને સુવિદિત જ હશે.

## સ્વતંત્ર ભારત : આયુર્વેદનું પ્રભાત

વૈદ્યોની ઘોર અંધારરાત્રી તો ક્યારનીયે ગઈ છે અને અરુણોદય થયેલો જોઈ શકાય છે. આજ સુધી રાજકર્તા પરદેશી પ્રજાના નિરાદરથી આયુર્વેદવિદ્યા મુમૂર્ષુ સ્થિતિમાં પડી રહી હતી. આયુર્વેદસેવકો દુઃખ અને દૈન્યથી આકુલવ્યાકુલ થયેલા હતા. રાજકર્ત્રી પ્રજાને પગલે ચાલનાર ભારતની જનતાએ પણ એના સામું જોવાની દરકાર કરી ન હતી. એ નિબિડ અંધકારનું સ્મરણ કરતાં પણ આજે દુઃખ થાય છે. પરંતુ ભગવાનની કૃપાથી અરુણોદય થયો છે, ઉષા પ્રગટી છે. કોંગ્રેસ પ્રધાનમંડળે પોતાનો આયુર્વેદપ્રેમ પહેલે જ ઝપાટે દર્શાવી આપેલો છે અને હવે તો સ્વાધીનતા પ્રાપ્ત થઈ છે એટલે એ આપણા પ્રધાનો—જેમાંના સૌના દિલમાં રહેલી આયુર્વેદ તરફની અથાગ મમતા હું જાણું છું—આયુર્વેદને જરૂર ઉન્નત પંથે વાળશે જ. વૈદ્યોને રાજમાન્યતા મળી છે, આયુર્વેદ વિદ્યાલયો અને રુગ્ણાલયો સ્થપાયાં છે, કેટલાંક તો સરકાર પોતે જ નિભાવે છે. તેના ઉત્કર્ષ માટે શું કરવા જેવું છે તે વિચારવા કમિટીઓ નિમાય છે—તેના રિપોર્ટો પ્રસિદ્ધ થવા લાગ્યા છે. સરકાર વધુ જાગ્રત બનીને એ વિષય ઉપર સહાનુભૂતિભર્યો વિચાર કરી તેના કાર્યપ્રદેશને વિસ્તારશે એવી મને સંપૂર્ણ ખાતરી છે. આપણે અધીરા બન્યા છીએ, પરંતુ એ રાજ્ય ધુરંધરોની અનેક મુશ્કેલીઓનો વિચાર પણ આપણે કરવો જ રહ્યો. સૌ સારાં વાનાં થશે એવી મારી શ્રદ્ધામાં આપ સૌને હું ભાગીદાર બનાવવા ઇચ્છું છું.

## પશ્ચિમની સંસ્કૃતિનો પદાઘાત

હજારો વર્ષોના ભીષણ અત્યાચારો વચ્ચેથી આયુર્વેદવૃક્ષ જીવતું રહ્યું છે એમાં ભગવાનનો જ હાથ હું જોઉં છું. પ્રાણવાન પાશ્ચાત્ય

સંસ્કૃતિનો સંસર્ગ આપણને ઘણો લાભદાયી થયો છે. એમ હું તો માનું છું. જે સંસ્કૃતિનાં મૂળ ઘણાં ઊંડાં હોય છે તે સંસ્કૃતિ ઉપર બહારની સંસ્કૃતિનો પ્રબલ હલ્લો જ્યારે આવે છે ત્યારે તે દૃઢમૂળ પ્રાચીન સંસ્કૃતિ તેનો પ્રબળ સામનો કરે છે. નદીના પૂરની ઉપમા આપીએ તો થોડીવાર તો એ વખતે બધું જ ડૂબી જાય છે, અધોધુંધી મચી રહે છે. પરંતુ એ જ પૂર પોતાની પાછળ ઉમદા કાંપ જમાવતું જાય છે, જે અતિ સમૃદ્ધ કૃષિ જન્માવે છે. જીવવિદ્યાનો એક નિયમ છે કે જે Shock–આઘાત–બહારની સંસ્કૃતિનો લાગે છે તેને લઈને પ્રાચીન મૃતપ્રાય થઈ ગયેલ પરંતુ પ્રાણાવશેષ રહેલ સંસ્કૃતિમાં નવપ્રાણસંચાર થાય છે. એનો પ્રાણ સળવળે છે અને એક વખત ચૈતન્ય સ્ફૂર્યું કે પછી તે ચાલુ જ રહે છે. બાહ્ય આઘાતથી જે ઉત્તેજના (stimulus) થાય છે તે પ્રાચીન સંસ્કૃતિની અંદર નવીન બળ અને નવીન વેગ (momentum) જન્માવે છે. પ્રાણ સુષુપ્ત અવસ્થામાં હોય તો જ આ ચૈતન્યસ્ફુરણ દૃગ્ગોચર થાય છે. આયુર્વેદનો પ્રાણ સુષુપ્ત અવસ્થામાં પડેલો હતો. સદીઓના જુલમોથી એ કંટાળેલો, દુઃખદલિત થયેલો મ્લાન થયેલો હતો પરંતુ અન્તઃચૈતન્યનો સ્રોત સાવ સુકાઈ ગયો ન હતો. એટલે જ આપણા વૃદ્ધ દેશને—આપણી અતિ પ્રાચીન સંસ્કૃતિને—પાશ્ચાત્ય પ્રબળ સંસ્કૃતિનો જોમ અને વેગ સ્પર્શ્યો કે આઘાત લાગ્યો: જબરદસ્ત આઘાત લાગ્યો, અંતઃચૈતન્ય વિસ્ફુરિત થયું અને પાંગરવા લાગ્યું. મેથ્યુ આર્નોલ્ડે પોતાના પુસ્તકમાં જણાવેલું છે કે પૂર્વમાંથી આવેલ નવીન ધર્મનો આઘાત નાશ પામતા રોમન સામ્રાજ્યને લાગ્યો અને પરિણામે "A conquering new born joy awoke and filled her life with day." આવી પંક્તિઓ લખેલી છે. જો પૂર્વના નૂતન ધર્મનો આઘાત તેને ન લાગ્યો હોત તો રોમન સામ્રાજ્યની પાછળથી જે કીર્તિગાથા લખાઈ તે ન જ લખાઈ હોત. સેક્સન ઇગ્લંડ ઉપર નોર્મનોએ જીત મેળવી હતી ત્યારે પણ થોડાં વર્ષો તો સેક્સન ઇગ્લંડ ઉપર ફ્રેંચ ભાષા અને

સાહિત્યનું પૂર ફરી વળ્યું હતું. આમાંથી જ એંગ્લો-સેક્સન પ્રજાની સમુન્નતિ સધાઈ અને વિજાતીય સંબંધથી-Cross fertilisation થી નવો પ્રાણવાન ફાલ ઉત્પન્ન થયો. ચોસર આજ ફાલમાંથી પાક્યો. યૂરોપ અને એશિયાના મિલનથી એશિયાને પણ આવો જ કંઈ આઘાત લાગ્યો અને આમાંથી જ રામમોહનરાયનો યુગ શરુ થયો. દુઃખદલિત ભારત માતા આળસ મરડી બેઠી થઈ અને હવે તો યુગયુગના આઘાત-પ્રત્યાઘાતોની સાક્ષીથી તે ડાહી બનેલી હોઈ 'कृण्वन्तो विश्वमार्यम्।'ની ભાવનાને જીવન્ત રાખતી થઈ છે. જે આપણી પ્રાચીન સંસ્કૃતિ પક્ષે તે જ જર્જરિત, છિન્નવિચ્છિન્ન આયુર્વેદતરુ માટે પણ. આજે એ પણ નવપલ્લવિત થયેલું જોવામાં આવે છે એ આ સંસ્કૃતિના પદાઘાતને પરિણામે જ. કોઈ પણ પ્રાણવાન-સત્ત્વવાન વસ્તુનો દુનિયા ઉપરથી કદી લોપ—અભાવ સંભવતો જ નથી. આયુર્વેદ સનાતન હોઈ તેનું સન્તાન નિત્યત્વ પણ સ્વાભાવિક જ હોય ને? હજારો વર્ષોથી હજારો સમરાંગણો ઉપર ઘાયલોની શુશ્રૂષા કરનાર અને રોગથી પીડાતી વિશાળ જનતાની તેણે જે સેવા બજાવી છે તે નાશ કેમ પામે? તો પછી ઐતિહાસિક સાતત્યને કોણ સ્મરે?

## આયુર્વેદ-આત્માની કલાનું શાસ્ત્ર

સજ્જનો! આયુર્વેદનુ ગૌરવ તો આજ દિન સુધીમાં મારા અનેક પુરોગામીઓએ ખૂબ ગાયું છે. નિ. ભા. વૈદ્યસંમેલનોના પરમ વિદ્વાન આયુર્વેદમાર્તંડોએ આયુર્વેદની સ્તુતિ સુંદર રીતે ગાયેલી છે. દેશપરદેશના સ્વનામધન્ય વિદ્વાનોની વાણી સંભળાવવાની તે વખતે જરૂર પણ હતી. હવે તો સૌ કોઈ સ્વીકાર કરતુ થઈ ગયું છે કે આયુર્વેદ જ આજના ભૂમંડળ ઉપરની સર્વ ચિકિત્સાપદ્ધતિઓની જનની છે. એના વિરાટ દેહમાંથી જે પ્રાણ-પ્રવાહ ગતિમાન થયો છે તેથી જ આજે સૌ પ્રાણવન્તુ છે-પલ્લવવન્તુ છે. ઋગ્વેદમાં નામો સાથે અનેક ઓપરેશનોની સિદ્ધિઓ ઉલ્લેખાયેલી છે. આયુર્વેદની ભિન્નભિન્ન શાખાઓ તેટલા પ્રાચીન સમયમાં નવપલ્લવિત

થયેલી આપણને જણાય છે. અથર્વવેદ તો આયુર્વેદનો જ વેદ છે અને લગભગ આયુર્વેદથી જ પૂર્ણ છે એમ કહીએ તો ચાલે પછી સંહિતાકાલ સુધીનો વચગાળાના સમયનો ઇતિહાસ આપણને પ્રાપ્ત નથી એટલે એ લાંબા ગાળાની વૈદ્યકપ્રગતિ વિષે આપણે સાવ અંધારામાં છીએ. પછી ચરક સુશ્રુત આવે છે અને બન્ને આર્ષ સંહિતાઓનો પ્રતિસંસ્કાર થાય છે. સૌ પ્રથમ લિપિબદ્ધ થયેલો આયુર્વેદનો મહાપ્રાણ આજે આ બેમાંથી જ આપણને જોવા મળે છે. એ પહેલાનો કોઈ પ્રાચીન આર્ષ ગ્રન્થ આજે ઉપલબ્ધ નથી.

સજ્જનો ! પ્લેટોએ યોગ્ય જ કહ્યું છે કે પ્રજ્ઞા-Intuitionનો આવિર્ભાવ હમેશાં પદ્યમાં જ થાય છે, અર્થાત્ પદ્યદ્વારા જ પ્રજ્ઞા પ્રગટ થાય છે. જ્યારે નિષ્ઠુર તર્કનો આવિર્ભાવ હમેશાં ગદ્ય-prose દ્વારા જ થાય છે. આર્યોએ લખવા ખાતર કંઈ જ લખ્યુ નથી. જે પરમ સત્યનું દર્શન એમણે અંતશ્ચક્ષુઓથી કર્યું તે આપોઆપ જ લિપિબદ્ધ થયું છે. એથી જ આ ગ્રન્થો આર્ષ ગ્રન્થો ગણાય છે. આર્ષ એટલે ઋષિપ્રણીત. ભૂતમાત્ર તરફની કરુણામાંથી એ ઝરણું ફૂટ્યું છે. એણે જીવનને સ્પર્શતી સૌ વાતોની ગૂથણી કોઈ અજબ કલાકારને છાજે એવી અપ્રતિમ ચાતુરીથી કરી છે. એટલે જેકસના શબ્દોમાં આયુર્વેદ એ જીવનવિકાસનું શાસ્ત્ર હોઈ સર્વાંગીણ કેળવણી (Education of the whole man)નું શાસ્ત્ર છે જીવન્ત આયુષને સમજવા જીવતા માણસો જ જોઈએને ! એ તપોધનો જીવતા જાગતા યોદ્ધાઓ હતા. જીવનનાં સૌ ક્ષેત્રોમાં એમનું અર્પણ આજે પણ ભલભલાનાં માન મુકાવે છે. આત્માની કલામાંથી સર્જાયેલું સાહિત્ય જોવું હોય તો પ્રાચીન આર્ષ સાહિત્ય જોવું જોઈએ. એમાં કાવ્ય હોય છે, કલ્પનાનું ઉડ્ડયન હોય છે. જિંદગીની વીણાના તારને ઝણઝણાવે એવું સંગીત હોય છે. એમાં દવાઓ છે, નિદાન છે, યોગ છે, શું નથી એ જ કહેવું મુશ્કેલ છે. અનેક શાસ્ત્રોના સમન્વયરૂપ આ આર્ષ ગ્રન્થો પરિણત પ્રજ્ઞાની પુનિત

વાણી છે-એ તપનું સર્જન છે-અરણ્યની પેદાશ છે. પ્રાણનો જાણે મહાધોધ માનવકલ્યાણ માટે ન ફૂટ્યો હોય એવા એ આર્ષ ગ્રન્થો હિંદુસ્તાનની સાંસ્કારિક મૂડી છે. ચરકસંહિતા, આથી જ હું કહું છું કે, એ કેવળ વૈદકનો ગ્રન્થ નથી. એ છે ભારતીય સંસ્કૃતિનું અનુપમ સુંદર પુષ્પ. એની સુરભિ, ઉલ્લાસ વગેરે આજે પણ રસિક હોય તે અનુભવી શકે છે. આયુર્વેદને સમજવા ઇચ્છનારે આટલી પૂર્વભૂમિકા સમજી લેવી ઘટે છે.

## ગુજરાતનું વૈદકસાહિત્ય

સજ્જનો! સાંખ્યમત પ્રવર્તક કપિલમુનિનું નામ સિદ્ધપુર સાથે જોડાયેલું છે. નકુલીશ દર્શન યાને પાશુપત મત જેનું શંકરાચાર્યના શારીરિક ભાષ્યમાં ખંડન છે તે મતવાળાનું મંદિર ગુજરાતમાં નર્મદા-નદીના કિનારા પાસે કાયાવરોહણ-આજનું કારવણ-ક્ષેત્રમાં હતું એમ વિદ્વાનો માને છે. માઘનો શિશુપાલવધ-પંચ મહાકાવ્યો પૈકીમાંનું એક મહાકાવ્ય-ગુજરાતમાં લખાયેલો છે. બીજું મહાકાવ્ય શ્રી હર્ષનું નૈષધચરિત-તે ઉપરની ૭ ટીકાઓ પહેલવહેલી ગુજરાતમાં લખાયેલી છે. નૈષધ ઉપર સમર્થ ટીકા લખનાર ચંડુ પંડિતે સાયણ પહેલાં ઋગ્વેદ ઉપર ભાષ્ય લખ્યું છે જે ચંડુ પંડિતની ટીકામાંથી જોઈ શકાય છે. સિદ્ધર્ષિકૃત 'ઉપમિતિભવ પ્રપંચ' (સિદ્ધર્ષિ અને માઘ બન્ને કાકાકાકાના ભાઈઓ છે) વિદ્વજ્જનોના મસ્તકને હલાવે એવી મહાકથા છે. સાતમા સૈકામાં થયેલ મહાકવિ ભટ્ટિનું ભટ્ટિકાવ્ય -રાવણવધ-એ પણ ગુજરાતીના હાથે જ લખાયું છે. પાણિનિ વ્યાકરણનાં ઉદાહરણોદ્વારા ૨૨ સર્ગનું મહાકાવ્ય લખનાર ભટ્ટિનો જોટો હજી ક્યાંય મળ્યો નથી. અને સોલંકીયુગનો સુવર્ણ ઇતિહાસ તો સૌને સુવિદિત જ હશે. કુમારપાલ, ભીમદેવ, લવણપ્રસાદ, વીરધવલ, વીશળદેવ, વસ્તુપાલ અને તેજપાલ, રાજપુરોહિત સોમેશ્વર આ બધાના સમયમાં સંસ્કૃત સાહિત્યનો જે ધોધ વહ્યો છે તે હિંદુસ્થાનના

ઇતિહાસમાં અન્યત્ર ભાગ્યે જ જોવામાં આવે છે. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય આ બધામાં તેજસ્વી સૂર્યરૂપ હતા. એમનું સાહિત્યસર્જન હવે સુપ્રસિદ્ધ થઈ ચૂકયું છે. ગુજરાતના ઇતિહાસનો એ ગૌરવકાલ છે. સોલંકીયુગે અનેક માતબર સાહિત્યકૃતિઓ સંસારને ચરણે ધરી છે. વસ્તુપાળનું નરનારાયણાનંદ મહાકાવ્ય, સોમેશ્વરનાં સુરથોત્સવ અને કીર્તિકૌમુદી, મેરુતુંગાચાર્યનો પ્રબંધચિન્તામણિ–આ બધું સર્જન ગુજરાતની છાતી ગજગજ ફુલાવનાર છે. સત્તરમા સૈકામાં થયેલ દેવવિમલગણિ નામે જૈન પંડિતે 'હીરસૌભાગ્ય' નામે સત્તર સર્ગનું એક મહાકાવ્ય લખ્યું છે. આ મહાકાવ્યમાં ગુજરાતનું સુંદર વર્ણન કરેલું છે. ગુજરાતનાં પક્ષીઓ, કચારડાઓ, ડુંગરો વગેરે ઉપર એ વિદ્વાને લખેલું છે. ૧૫મી સદી સુધી ગુજરાતમાં સંસ્કૃત નાટકો ભજવાતાં હતાં. મુગલોના વખત સુધી સંસ્કૃતમાં કેટલાક દસ્તાવેજો લખાયેલા છે. આ થઈ સંસ્કૃત સાહિત્યની વાત.

આયુર્વેદની સેવામાં પણ ગુજરાત ભારતના કોઈ ભાગથી પાછળ નથી રહ્યું. શોઢલનો 'ગદ નિગ્રહ' છપાયો છે. એમનો 'નિઘંટુ' હજી પ્રસિદ્ધ થયો નથી. સૌથી પહેલાં કવાથો, ચૂર્ણો, ઘૃતો, તૈલો, આસવો વગેરે યોગોના વિભાગો પાડી ફાર્માકોપિયાનો પાયો નાખનાર શોઢલ જ છે. સુશ્રુતસંહિતાના પ્રતિસંસ્કર્તા સિદ્ધ નાગાર્જુન પાલિતાણાના. આ સિદ્ધ નાગાર્જુને પોતાના ગુરુ પાદલિપ્તાચાર્યને તથા આખા ભારતને પોતાની મંત્ર–તંત્રમયી રસવિદ્યાથી ચકિત કરી મૂક્યો હતો. કક્ષપુટીય, નાગાર્જુનતંત્ર, રસરત્નાકર, લોહસર્વસ્વ, ધાતુરત્નમાલા, યોગસાર વગેરે એમના ગ્રંથો છે. **રસપ્રકાશ સુધાકર**'ના કર્તા **યશોધર** જૂનાગઢના છે. '**રસસાર**'ના કર્તા **ગોવિંદાચાર્ય** પણ આ જ રત્નગર્ભા ગુર્જરભૂમિના સંતાન છે. '**આયુર્વેદ પ્રકાશ**'ના લેખક સારસ્વત માધવાચાર્ય પણ ગુજરાતના છે. ધાતુરત્નમાલાના લેખક **દેવદત્ત, વૃન્દમાધવની વ્યાખ્યા કુસુમાવલી નામની ટીકાની નવમા**

શતકમાં પૂર્તિ કરનાર નારાયણ, વાગ્ભટની સર્વાંગસુંદર ટીકાને વિ. સં. ૧૫૪૪મા પોતાના ઉપયોગ માટે ઉતરાવનાર વૈદ્ય લક્ષ્મીનૃસિંહ, યોગદીપિકાના વૈદ્ય રણકેસરી, બાલતંત્રના લેખક કલ્યાણ ભટ્ટ, સ્ત્રીવિલાસના લેખક સત્તરમા સૈકામા થયેલ શ્રીગોડ દેવેશ્વર, યોગરત્નાકર નામનો ગુજરાતી વૈદક ગ્રંથ લખનાર જૈન નયનશેખર, યોગ સમુચ્ચયના લેખક વડોદરાના શ્રીગોડ માધવ, ૧૯મી સદીમા થઈ ગયેલા **નિઘંટ–સંગ્રહના** લેખક જૂનાગઢના પ્રશ્નોરા વૈદ્ય રુગનાથજી ઉર્ફે **ફલોભટ્ટ, રસરત્નમણિમાલાના** લેખક જામનગરના નાગર **બાવાભાઈ અચળજી** અને **સિદ્ધભેષજ મણિમાલાના** લેખક અમદાવાદના ભટમેવાડા જ્ઞાતીય મહા આયુર્વેદ પંડિત **શ્રીકૃષ્ણરામ** પણ ગુજરાતના જ છે ગુજરાતમા બ્રાહ્મણોએ જ નહિ પરંતુ વણિકો અને ક્ષત્રિયોએ પણ સાહિત્યમા પોતાનો સારો ફાળો આપેલો છે આમ ગુજરાત જેવી સાહિત્યસેવા માટે બીજો કોઈ પ્રાંત અભિમાન લઈ શકે એમ નથી. અને આજે પણ સારાયે ભારતવર્ષમા આપણા **જાદવજીભાઈ** જેવુ સાક્ષરરત્ન વૈદ્યોમા બીજુ કયુ છે? કોણે એમના જેટલુ સંશોધનકાર્ય કરી આયુર્વેદનુ મુખ ઉજ્જવલ બનાવ્યુ છે? નાનામોટા ૫૦ થી ૬૦ ગ્રંથો પોતાના ખર્ચે, મહામહેનતથી સંશોધિત કરી પ્રસિદ્ધ કરનાર હિંદભરમા એમની કોટિમાં ઊભો રહી શકે એવો બીજો વિદ્વાન કોણ છે? આજે પણ ગુર્જર ભૂમિનુ મુખ એમનાથી ઊજળુ છે ગુજરાત તેમના માટે સદર્પ ગર્વ લઈ શકે છે

સિદ્ધભૈષજ્યમણિમાલાવાળા પં કૃષ્ણરામના પટ્ટશિષ્ય જયપુરના સ્વ. પંડિતપ્રકાણ્ડ શ્રી **લક્ષ્મીરામ સ્વામી** અને એમના વિશાળ શિષ્યસમુદાયનો વિચાર કરતા ગુજરાતનુ વિદ્યાઋણ અન્ય પ્રાંતો ઉપર પણ જેવુતેવુ નથી જ* અને **મહાત્મા ઝંડુ ભટ્ટજીનો**

* શ્રી દાજીશાસ્ત્રીજીના શબ્દોમા કહુ તો "અમદાવાદ શહેરરૂપ પર્વતમાથી નીકળેલી શ્રી લક્ષ્મીરામરૂપ સરસ્વતી રાજસ્થાનના શણગારરૂપ અને વિદ્વાનોના રત્નાકરરૂપ જયપુર શહેરમા વસેલી હતી"

સાહિત્યમાં તો ફાળો નથી પરંતુ ગુજરાતમાં આયુર્વેદના પ્રાણની પુનઃ પ્રતિષ્ઠા કરવા માટે જે તપ એ મહાત્માએ આદરેલું એની મહત્તા સાહિત્ય કરતાં અનેકઘણી ચઢિયાતી છે એમ કહેતાં મને રજમાત્ર સંકોચ થતો નથી. આમ ગુજરાત ૧૯મી સદી સુધી તો હિંદુસ્થાનમાં સાહિત્યની દુનિયામાં મોખરે રહેલું છે જ. આ પ્રવાહને ચાલુ રાખવાની ફરજ ગુજરાતના યુવાન વૈદ્યોની હવે છે. આજે પણ **શ્રી દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી**નુ સાહિત્યતર્પણ હિંદભરના વિદ્વાનોમાં માન મુકાવે છે. સાચેસાચ ગુર્જર ભૂમિ રત્નગર્ભા છે. દેવ વિમલગણિની વાણી મારા કાનમાં અથડાય છેઃ—

गीर्वाणवाचः पुरुषोत्तमेन जगत्कृताकारी विलासवेश्म ।

જગત્કર્તા પરમાત્માએ આ દેશને ગીર્વાણ વાગ્દેવીનું વિલાસભવન બનાવ્યો છે. પરમાત્મા ગુજરાતમાંથી અનેક સાક્ષરરત્નો પકવી આ પ્રવાહને ચાલુ રાખશે એવી શ્રદ્ધા સાથે આ વિહંગાવલોકન પૂરું કરું છું.

## પ્રાંતીય વૈદ્યસંમેલનો

હિંદુસ્થાનના બીજા પ્રાંતો કરતાં ગુજરાત સંગઠનકાર્યની દિશામાં જરૂર પછાત છે. सघे शक्तिः कलौ युगे। કલિયુગમાં તો સંઘશક્તિ જ મુખ્ય છે.

સંમેલનોની ઉપયોગિતા રજં પણ કોઈ ઓછી ન આંકશો. સંમેલનો ભારે પ્રચારકાર્ય સાધી શકે છે અને આ વાત એનું મૂલ્ય આંકતાં સ્મરણમાં રાખવાની છે. પ્રચારકાર્ય સિવાય આજે ચાલે એમ નથી. સંમેલનો લોકમત કેળવવામાં ખૂબ ફાળો આપે છે. આજથી ૨૫-૩૦ વર્ષ પહેલાંની સ્થિતિ યાદ કરો અને તે સાથે આજની સ્થિતિને સરખાવી જુઓ તો સંમેલનો શું કાર્ય સાધે છે તે સમજાશે. આવાં સંમેલનોનું પ્રેરક બળ માનવ અંતઃકરણમાં રહેલી

પરસ્પર સમાગમોત્કર્ષમા રહેલુ છે એનુ ફળ પ્રત્યક્ષ નથી જણાતુ પણ પરોક્ષ રીતે તો જોઈ શકાય છે જ પરિષદો સમેલનો, જલસાઓ આ યુગના પ્રેરક બળો છે જે કોઈ આ બળની અવગણના કરશે તે પાછળ પડશે માનવચિત્તમા પડતા સૂક્ષ્મ સસ્કારો માપવાનુ યત્ર જો કોઈએ શોધ્યુ હોત તો આ સમેલનોને ચાર દિનનો તમાશો કહેનારને એની સિદ્ધિ બતાવી શકાત સમેલનો એટલે સહકાર, ભ્રાતૃભાવ પ્રચારકાર્ય, સામાજિક મિલન આયુર્વેદના જ્યોતિર્ધરોના દર્શનનો લાભ થાય એ પણ ઓછુ સદ્ભાગ્ય ન સમજવુ દરવર્ષે આવા સમેલનો નિયમિત ભરાય એ ઇષ્ટ છે જે સ્થાનમાં એ ભરાય છે તેની આબોહવામા એનાથી અજબ વાતશુદ્ધિ સધાય છે મારી ગુજરાતી વૈદ્યવરોને નમ્ર વિનતિ છે કે દરવર્ષે સમેલન ભરવાનુ રાખજો અને વચ્ચે વચ્ચે સમન્વયવાદી વૈદ્યસમેલન જેવુ પણ યોજજો ચરકની સભાષા પરિષદોનો નવો અવતાર આપણા સમેલનો થાઓ

શિષ્ટાચારવિહોણા ઠરાવો અને ભાષણોને સમેલનમાથી તિલાં જલી આપવાની જરૂર મને લાગે છે મુક્ત વાર્તાલાપો યોજાય, અનુભવોની આપલે થાય—એ જ પ્રધાન હેતુ સમેલનોનો હોવો જોઈએ.

## શુદ્ધ અને મિશ્રનો ઝઘડો

સજ્જનો ! આપણુ સદ્ભાગ્ય છે કે ગુજરાતમા આ વાદે આપણા દિન ખાટા નથી કર્યા અન્ય પ્રાંતોમા આ ઝઘડાએ અત કલહના બીજ રોપ્યા છે એક પક્ષ એમ માને છે કે આયુર્વેદ સ્વત - પર્યાપ્ત છે, એમા રજ જેટલુ બહારથી ઉમેરવા જેવુ નથી જ આયુર્વેદ સનાતન છે તેમા દોઢડહાપણ કરનાર તમો કોણ ? આયુર્વેદ શાસ્ત્ર સર્વાંગસપૂર્ણ હોઈ એ જેમ છે તેમ જ ભણાવવુ જોઈએ શલ્યતત્રાદિ આધુનિક વિદ્યાના સમિશ્રણથી આ આર્ષ વિદ્યાને શુ કામ ભ્રષ્ટ કરો છો ? ભવભવના દુ સાધ્ય કે અસાધ્ય ગણાતા રોગીઓ, જેમા ડૉક્ટરોએ હાથ ધોઈ કાઢ્યા હતા, આયુર્વેદ ચિકિત્સાથી જ સારા થાય છે તો

શું કામ એમાં વર્ણસંકરતા નોતરો છો ? હજારો વર્ષો સુધી આયુર્વેદ કાર્યસાધક રહ્યો તે હવે શું નિરર્થક બની ગયો છે ? ઑપરેશનોથી સાધ્ય એવા કેસો પણ વૈદ્યો દવાઓથી સારા કરે છે. તો કૃપા કરી એની શુદ્ધિ સાચવો. સંસ્કારનું બહાનું કાઢી એનો સંહાર કરવાનું પાપ ન વહોરો. આપ્તોની અતિગંભીર વાણી આજના ક્રમઅક્કલોને ન સમજાતી હોય તો તેમાં આયુર્વેદનો વાંક ન કાઢો. પાશ્ચાત્ય વિદ્યાના સંપર્કથી આયુર્વેદશાસ્ત્રનો સારો અર્થબોધ થશે એ ભ્રમણા છોડો.

હું શુદ્ધ કે મિશ્ર શબ્દોની વિરુદ્ધમાં છું. કઈ આર્ષ સંહિતામાં આ બે શબ્દો વપરાયેલા છે ? ઉદાર ઋષિમુનિઓએ તો "જે કંઈ બીજું પણ વેદથી અવિરુદ્ધ, પરીક્ષકોએ રચેલું, શિષ્ટોએ સ્વીકારેલું અને લોકના કલ્યાણ માટે આવેલું શાસ્ત્ર હોય તે પણ આપ્તાગમ છે (ચરક સૂત્ર સ્થાન અ. ૧૧) આવી સ્પષ્ટ દોરવણી આપણને આપેલી છે. એટલે શુદ્ધમિશ્ર શબ્દો ત્યજીને થોડુંક આત્મનિરીક્ષણ કરવું અહીં અસ્થાને તો નથી જ.

પ્રથમ તો આજે જે જાતનો આયુર્વેદ વ્યવહારમાં આપણે જોઈએ છીએ તે જાતનો જ આયુર્વેદ પ્રાચીન કાળથી આપણને વારસામાં મળ્યો છે એ માન્યતા જ ભૂલભરેલી છે. આયુર્વેદના આઠેય અંગો એક કાળે પૂર્ણ વિકાસ પામેલાં હતાં. તે દરેક અંગ ઉપર એક કરતાં અનેક ગ્રન્થો લખાયેલા હતા એમ ટીકાઓ જોતાં જણાય છે. આજે ક્યાં છે એ જતુકર્ણ, પરાશર, ક્ષારપાણિ, કપિલ, ગૌતમ વગેરેની કાયચિકિત્સા સંબંધી સંહિતાઓ ? ક્યાં છે ઔપધેનવ, ઔરભ્ર, ભોજ, વૈતરણ, પુષ્કલાવત, ગોપુરરક્ષિત વગેરેનાં શલ્યતંત્રો ? ક્યાં છે વિદેહાધિપ, નિમિ, કાંકાયન, ગાર્ગ્ય, ગાલવ, સાત્યકિ, શૌનક વગેરેની શાલાક્ય સંહિતાઓ ? ક્યાં ગયાં આથર્વણોનાં ભૂતવિદ્યા તંત્રો ? ક્યાં છે જીવક, પર્વતક, બન્ધક, હિરણ્યાક્ષ, વગેરેનાં કૌમારભૃત્યો ? ક્યાં છે તક્ષકના દંશથી ભસ્મ થયેલા તરુને સંજીવન કરનાર કાશ્યપ મુનિ અને તેમનું

અગદતંત્ર ? ક્યાં છે આલંબાયન, ઔશનસ, સનક, લાટયાયન વગેરેનાં વિષતંત્રો ! ક્યાં છે વસિષ્ઠ, માણ્ડવ્ય, વ્યાડ, પતંજલિ વગેરેનાં રસાયન તંત્રો ? ક્યાં ગયાં કુચુમાર, બાભ્રવ્યાદિનાં વાજીકરણ તંત્રો ? આ તંત્રો કાલકંદરામાં વિલીન થઈ ગયાં છે અને સાથે એમાં દર્શાવેલ ક્રિયાકૌશલ પણ નષ્ટ થઈ ગયું છે. આજે આંખ, કાન અને નાકના રોગોના નિષ્ણાતો વૈદ્યોમાં ક્યાં છે ? વાઢકાપ ક્યાં છે ? ઘા સીવતાં કોને આવડે છે ? પાટો બાંધવાનું આપણામાંના કેટલાને આવડે છે ? સ્ત્રીરોગ અને સૂતિકા રોગના નિષ્ણાતો આપણામાં ક્યાં છે ? અરે આ બધું તો ગયું પરંતુ જેની ઉપર વૈદ્યોની જવાબદારી અવલંબેલી છે તે વનસ્પતિ અને ખનિજ દ્રવ્યો પણ શાસ્ત્રીય રીતે પારખનારા કેટલા છે ? ક્યા છે સોમલતા, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક, શ્રાવણી મહાશ્રાવણી, બ્રહ્મસુવર્ચલા અને અજા જેવી રસાયન ઔષધિઓ ? આપણા વસતિસ્થાનની ચોમેર ઊગતી વનસ્પતિઓના જાણકાર આપણામાંના કેટલા હશે ?

પારદના અષ્ટાદશ સંસ્કારો તો દૂર રહ્યા-પૂરા આઠ સંસ્કારો કરનાર પણ આપણામાં કેટલા હશે ? બુભુક્ષિત પારદ, અભ્રકજારણા, દ્રુતિઓ, જલૌકાબંધો આ બધા વિષે કોને જ્ઞાન છે ? "આજે આપણી પાસે રહ્યું છે એકમાત્ર અંગ કાયચિકિત્સા અને આ એક જ અંગથી આયુર્વેદ જીવતો રહ્યો હોવા છતાંય લગભગ સમગ્ર ભારતીય પ્રજાના પ્રાણ બચાવવામાં સમર્થ એવો આ આયુર્વેદ પશ્ચિમાલય સૂર્યની જેમ હજી પણ પરદેશી ચિકિત્સાશાસ્ત્રરૂપ ચંદ્રને ઝાંખો પાડી રહ્યો છે પણ નવા તેજથી એ જો ઉદય પામે તો દશે દિશાઓને ઉજ્જ્વલ કરતો તે જ આયુર્વેદ શું શું ન કરે એ અમો કહી શકતા નથી."[1] આયુર્વેદમા નિગૂઢ શક્તિ છે, મહા પ્રભાવ છે સમગ્ર જગતના એકમાત્ર આશ્રયરૂપ તે એકલો જ છે એમ સ્વ.

---

૧ "एव हि हन्तायुर्वेदो विपन्नदीधितिरप्येतर्हि कायचिकित्साङ्गमात्रेण कथं कथमपि ध्रियमाणो निखिलभारतीयप्रजाप्राणनाणाय प्रभविष्णुः

પક્ષના પક્ષપાતી નથી હોતા. ખરું જોતાં તો સત્ય બન્ને પક્ષની વચમાં જ છે. શુદ્ધ અને મિશ્રના ઝઘડામાં ન પડતાં જે સારું લાગે તે વિવેકપૂર્વક અપનાવજો. બન્નેને એકબીજા પાસેથી ઘણું શીખવાનું છે. દશે દિશાથી આવતા જ્ઞાનપ્રવાહોને કોઈ અટકાવી શકવાના નથી.

## ડૉક્ટરો અને વૈદ્યો

પાશ્ચાત્ય સંસ્કૃતિનો પરમફાલ તે ડૉક્ટરો. સર જ્હૉન વુડ્રોફે આપણા ડૉક્ટરોને 'ઇગ્લંડના માનસ પુત્રો' "mind-born sons of England" તરીકે વર્ણવ્યા છે. એમની રહેણીકરણી, એમની વિચારસરણી એ બધાંનું ઉદ્‌ગમસ્થાન પશ્ચિમી સભ્યતામાં છે. એ અંગ્રેજીમાં બોલે છે, પ્રિસ્ક્રિપ્શનો અંગ્રેજીમાં લખે છે; માતૃભાષામાં એને બોલતાં નથી આવડતું એમ નહિ પરંતુ એને એમાં બોલતાં એનું ડૉક્ટરપણું ઓછું થઈ જતું લાગે છે. દરદીઓ એની પાસે દિલ ખોલીને વાત કરી શકતા નથી-એ ગભરાય છે. એટલે ડૉક્ટરો આ ભૂમિની પેદાશ નથી એમ ઘણાને લાગે છે. કોઈ પણ પરદેશી સંસ્કૃતિના સંસ્કૃતિવાહકો ડૉક્ટરો, ઇન્જીનીયરો અને વકીલો-આ ત્રણ હોય છે. આ ત્રણ વર્ગ જ પાશ્ચાત્ય સસ્કૃતિના પરમ વાહકો છે. એમનું મોં પશ્ચિમ તરફ જ જોયા કરે છે. હિંદુસ્થાનનું તેમને ઘણું ગમતું નથી; હિંદમાં થતી દવાઓ પણ તેમને ઊતરતી કોટીની લાગે છે. પશ્ચિમમાંથી જે આવે તે ઉત્તમ એ માનવા એ વર્ગ ટેવાયલો છે. પરિણામે હિંદની વિશાળ જનતાના નિકટ સંસર્ગમાં આ વર્ગ આવી શક્યો નથી-હિંદી પ્રજાના માનસને તે સમજી શક્યો નથી, એના જ્ઞાનનો ઉપયોગ સમાજહિત માટે તેનાથી થયો નથી. પૈસા કમાવા પાછળ એ વર્ગ પડ્યો[1] છે. કરોડો રૂપિયા આજ દિન સુધી સરકારે એની પાછળ ખરચ્યા છે પરંતુ સમાજને રજ માત્ર ફાયદો નથી થયો. આ પૃથગ્જનોના શબ્દોને મેં મારી ભાષામાં મૂક્યા છે.

૧. હરિજનબંધુ. ૨૪ ઑગસ્ટ ૧૯૪૭માં જે. સી.-કુમારપ્પાનો 'વ્યવસાય કે વેપાર' લેખ આ સાથે વાંચવા જેવો છે.

ડાકટરો વૈદ્યોથી અભડાઈ જતા હોય એવો વ્યવહાર જોવામાં આવે છે હવે સમય એવો આવ્યો છે જ્યારે ડૉકટરોએ વધુ સમાજિક બનવું પડશે અને વૈદ્યો તરફનો અણગમો ઓછો કરવો પડશે ડાહ્યા માણસો માટે તો સારુ યે વિશ્વ ગુરુતુલ્ય છે એમ મહર્ષિ ચરક કહે છે જ્ઞાન તો બાળક પાસેથી પણ લેવુ જોઈએ. વૈદ્યો પાસેથી બહુ નહિ પણ થોડુ તો શીખવાનુ આપણા ડૉકટર બધુઓને જરૂર મળશે જ ડૉકટરબધુઓને મારી બે હાથ જોડીને પ્રાર્થના છે કે હવે વૈદ્યોથી આઘા ન રહેશે તમારુ જ્ઞાન એમને આપો અને એમની પાસેથી કંઈ લેવા જેવુ હોય તો લેજો વૈદ્યો તો તમારી પાસેથી ઘણુ શીખવા તત્પર છે તમારુ શાસ્ત્ર અને કલા બન્ને વૈદ્યોને અપનાવવુ છે બન્ને વચ્ચેનુ અતર ઓછુ થાય એવુ કઈક કરો

વૈદ્યરાજોને હુ વિનવુ છુ ડૉકટરો અને દાક્તરી વિદ્યાની નિદા ન કરશો એમની પાસેથી આપણે તો ઘણુ જાણવાનુ છે વિનીત ભાવે શીખજો ખોટી બડાઈ ન હાકશો અતિશયોક્તિ એ આપણો દોષ છે તમો અસાધ્ય રોગોને મટાડો છો, જીર્ણ વ્યાધિઓને સારા કરો છો એ સુદર વાત છે પરતુ એની વિકત્થના–બડાઈ–ન કરશો વાણીમા સયમ રાખજો સૂન્રૃતા વાણીને ભવભૂતિએ "માતર મઙ્ગલા નામ્" મગળોની જનેતા કહેલી છે विनयमपुरो वाचि विनय । એ વૈદ્યોએ યાદ રાખવા લાયક સૂક્તિ છે ડૉકટરોની નિદા ન કરશો

વિધાતાએ પશ્ચિમનો સસર્ગ હિદને કરાવ્યો છે એમા ઈશ્વરનો જ હાથ હુ તો જોઉ છુ. હવે ડૉકટરો અને વૈદ્યો બન્ને રહેવાના છે આયુર્વેદ અને એલોપથી બન્નેનુ સગમસ્થાન ભારતવર્ષ બનેલુ છે હિદુસ્થાનને અનુરૂપ ચિકિત્સાપદ્ધતિ આ બન્નેના સમન્વયમાથી આપણે સાધવાની છે–સાધવી પડશે એકલી એલોપથી કે એકલુ આયુર્વેદ–એવુ ન રહેતા બન્નેના સદશો, શાસ્ત્ર અને કલા બન્ને—

રહ્યો છે, બીજી તરફ આ હકીકત છે—દેખીતો વ્યવહાર છે. આથી જ જડ યંત્ર સદૃશ ચિકિત્સાપદ્ધતિ ન થઈ જાય તે આપણે જોવાનું છે. સકલ જ્ઞાનના પરિપાકથી એક જાતની ખાસ ઇન્દ્રિય પ્રાપ્ત થવી જોઈએ, જે સહેલાઈથી વ્યાધિઓ પારખીને સહેલાઈથી ચિકિત્સા કરી શકે. આયુર્વેદ કે એલોપથી–જેનામાં આ આવડત હશે તે સમાજ હિતકારક થશે-લોકભોગ્ય હોઈ, લોકાદરને પ્રાપ્ત થશે.

## ગદાતિચાર

આજે દવાઓનો જે અવિચારી મારો-વીર્યવાન દવાઓનો ' ગદાતિચાર ' ( આ શબ્દ ચરક ચિ ૨૬/૭૭ સદ્યોગનિદાનમાં આવેલો છે.) ચાલી રહ્યો છે તે ભયજનક છે. જે માતબર દવાઓ માટે આધુનિક ચિકિત્સાવિજ્ઞાન ગર્વ લઈ રહ્યું છે, તે વીર્યવાન દવાઓનો ગદાતિચાર માનવશરીરના ભુક્કા કાઢી નાખશે એમ મને તો લાગે છે. સલ્ફા ડ્રગ્ઝનું ઝેર સમાજશરીરમાં ઠીકઠીક ગયું છે, હવે આવ્યું છે પેનિસિલિન. ડૉક્ટરો કહે છે કે આ તદ્દન નિર્દોષ દવા છે. પરંતુ આજે એનો દુરુપયોગ મોટા પ્રમાણમાં સર્વત્ર થઈ રહ્યો છે. આ માતબર દવાઓની મોકાણથી જ હાર્ટના રોગો તો નથી વધતાને ? એલોપથીનું મોટામાં મોટું દૂષણ તેનું અતિશય દવાપણું–over drugging છે. શરીરમાં મન કે આત્મા હોય જ નહિ એમ માનીને દવાઓ ઝીંકે રાખવામાં આવે છે. ઇન્જેક્શનો, પેટંટ દવાઓ, ડોઝો–આ બધું આજે ઝીંકે રાખવામાં આવે છે. ઇન્જેક્શનો, પેટંટ દવાઓ, ડોઝો–આ બધું આજે પુર જોશમાં ચાલી રહ્યું છે. એક વિદ્વાને યોગ્ય જ કહ્યું છે કે " The function of present day medicine is largely to patch up patients for a speedy return to an illogical civilization which will continue to break them down."

આજે દરદીને ગમે તે ભોગે એક વખત બેઠો કરી દેવાની

ચિકિત્સકોમાં અજુગતી ઉતાવળ જોવામાં આવે છે. પરિણામ એ આવ્યું છે કે એ એકમાંથી ઊઠી બીજા વ્યાધિનો ભોગ બને છે અને જલદી ભાગી જાય છે. અને આનું અનુકરણ આપણા યુવાન પદવીધર વૈદ્યો–સ્નાતકો કરી રહ્યા છે! એ પણ ઈન્જેક્શનો, સલ્ફા ડ્રગ્ઝ વગેરે પાછળ પડ્યા છે. વિવેક વગરનું અનુકરણ આત્મવિઘાતક બને છે. વ્યાધિનો વિચાર વિવેક માગે છે. Pain has a purpose in life. વ્યાધિમાં ધૈર્ય અને શાંતિ જોઈએ. ઉપરાઉપરી ચિકિત્સકોને તેડાં, દવાઓ ઉપર દવાઓ આ બધું વિવેકહીનતાનું સૂચક છે.

## યુવાન વૈદ્ય બંધુઓને

યુવાન વૈદ્યોને આ અનુકરણમાંથી બચવા માટે હું પ્રાર્થું છું. એલોપથીનું વિજ્ઞાન-(Science) જરૂર ભણો પરંતુ એના દવાવાદમાં રખે ફસાતા. દવાઓ સૌમ્ય હોવી જોઈએ. બકરી કાઢીને ઊંટ ઘાલનાર ન હોવી જોઈએ. આયુર્વેદે એને "અચિકિત્સા" કહી છે "અશુદ્ધ પ્રયોગ" કહ્યો છે. ચોતરફના જ્ઞાનના સમાચારો વાંચજો, પરંતુ તેના સ્વીકારમાં વિવેક નહિ રાખીશું તો વૈદ્ય તરીકેનું આપણું અસ્તિત્વ નાબુદ થઈ જશે માટે જુવાન સ્નાતકોને કહું છું કે નિષ્ઠાવાન થજો, પ્રવાહપતિત ન થશો. ઊજળું તેટલું બધું સારું નથી જ. જૂનાની અવગણના રખે કરતા. 'આપ્તોપદેશ' તો વૈદ્યોનું શિરોધાર્ય અંગ છે. આપ્તોની વાણી ત્રિકાલાબાધિત હોય છે. આજની પરીક્ષાની કસોટીએ ચઢાવતાં પણ જે આપ્તોએ ઉપદેશેલું છે તે તો સાચું જ ઠર્યું છે ને ઠરવાનું છે. આપણી લાઈનમાં થોડી orthodoxy હોય તો સારું. એક વિદ્વાને કહ્યુ છે, open mind તો open drain જેવું છે. માટે વિવેક રાખજો. ભગવાન બુદ્ધે વિધાતા પાસે વર માગતાં નિર્વાણ નથી માગ્યો પણ વિવેક માગ્યો છે. मूढाः परप्रत्ययनेयबुद्धयः। શુદ્ધ અને મિશ્રનો ઝઘડો તમારા જીવનવ્યવહારમાંથી જ ઉદ્‌ભવ્યો છે એમ કહું તો મિત્રો! તમો મને માફ કરજો. આયુર્વેદવિદ્યા

શોભાવવી કે વગોવવી તમારા હાથમાં છે. તમો જ આગામી યુગના જ્યોતિર્ધરો છો. સમાજમાં તમારી સ્થિતિ ત્રિશંકુ જેવી ન બની રહે એ જોવા હું આપને વિનવું છું. ચારપાંચ વર્ષનું આયુર્વેદશિક્ષણ રખે ઉપહાસપાત્ર થાય. તમારી સ્થિતિ હું સમજું છું. તમારા તરફ સંપૂર્ણ સહાનુભૂતિ હોવાથી તો આટલું કહેવાની હિંમત કરું છું. ચોધ કમિટીએ પણ કબૂલ્યું છે કે 'public pressure' અને 'personal gain' આ બેથી તમારે ન કરવા જેવું પણ કરવું પડે છે. ડૉકટરોએ જે સ્થિતિ ઉત્પન્ન કરી છે તેમાં તમારે સૂડી વચ્ચે સોપારી જેવો ઘાટ ઘડાય છે. પ્રજા ઈન્જેકશનો માગે છે તમો નથી આપતા તો દરદી જાય છે અને આપો છો તો સમાજનો શાણો વર્ગ હસે પણ છે! તમારો સંક્રાન્તિ કાળ સુખથી પસાર થાઓ. પરમાત્મા તમને શુભ પંથે દોરો મૅન ધી અનનોન, હ્યુમન ડેસ્ટિની, ધી સર્કલ ઑફ લાઇફ, ડાયાગ્નોસીસ ઑફ મૅન, મીનિંગ ઍન્ડ પરપઝ જેવાં સુંદર પુસ્તકો તમોને પ્રેરણા આપે એવાં છે. સવારમાં વહેલા ઊઠીને વાંચવાની ટેવ રાખજો. વિલિયમ ઑસ્લરે એમના પત્રોમાં આ વાત પર ઠીક ભાર મૂક્યો છે. ચિકિત્સક એ વૈદ્ય છે. વૈદ્યનો અર્થ વિદ્વાન થાય છે. વિદ્વાન ન હોય તે વૈદ્ય નહિ. વૈદ્ય બહુશ્રુત હોવો જ જોઈએ. બહુશ્રુત થવું હોય તો વહેલા ઊઠી વાંચવાની ટેવ રાખજો. વૈદ્ય વિદ્વાન એકલું વાંચીને બેસી નહિ રહે. સાહિત્ય, કલા અને તત્ત્વજ્ઞાનમાં પણ તે રસવાળો હોવો જોઈએ. આત્મસંવિત્ માટે આ આવશ્યક છે.

## ચોધ-સમિતિનો રિપોર્ટ

દશ પ્રકરણોમાં પૂરો થયેલો આ રિપોર્ટ વિચારવા લાયક છે. સમિતિની ભલામણોનો સાર આ છે—

---

૧. હમણાં જ મળેલી પટનાની સાયન્સ કોંગ્રેસમાં કર્નલ રામનાથ ચોપડાએ આ વિષે ડૉકટરોને ઉદ્દેશીને ઘણો સારો બોધ આપેલો છે. આશા છે કે એ વ્યાખ્યાન હિંદના ડૉકટરો જરૂર વિચારશે જ. મધ્યયુગીન ઘરવૈદા આજના શાસ્ત્રીય ઊંટવૈદાથી એ વિદ્વાન ચોકી ઊઠ્યા છે.

(૧) હાલ જેટલાં આયુર્વેદ વિદ્યાલયો (રિપોર્ટમાં schools શબ્દ વાપરેલો છે જે જરૂર ખૂંચે એવો છે) ચાલે છે તેમાં સૌથી સારી જે સંસ્થા હોય તેને, જરૂર પડે તો, સરકારે ઉદાર ગ્રાંટ આપીને તેનું ધોરણ ઘણું ઊંચું થાય એમ કરવું જોઈએ. 'much higher standard' એટલે હાલ એમ. બી. બી. એસ. નું ધોરણ-એવો અર્થ જ નિર્દિષ્ટ છે.

(૨) મુંબઈ ઇલાકાના દરેક પ્રાન્તમાં—ભાષાવાર પ્રાદેશિક વિભાગમાં—વધુ નહિ તો એક આયુર્વેદ વિદ્યાલય તો સરકારે ચલાવવું જ જોઈએ. (જે ચાલતું હોય તેને ઉદાર ગ્રાંટ આપીને તેના ઉત્સાહની ગતિ ત્વરિત બનાવવી જોઈએ)

(૩) શિક્ષણ અને પરીક્ષાઓ બન્ને સંપૂર્ણપણે માતૃભાષામાં અપાવાં અને લેવાવાં જોઈએ.

(૪) સંસ્કૃતના વધુ જ્ઞાન સાથે ફર્સ્ટ ઇયર સાયન્સ પાસ વિદ્યાર્થીઓને આયુર્વેદ વિદ્યાલયોમાં દાખલ કરવા જોઈએ. (હાલ મેટ્રિક પાસ છે તેને બદલે મારો અંગત અભિપ્રાય એવો છે કે સરકાર આયુર્વેદ સ્નાતકોનું સ્ટેટસ શું બાંધે છે તે નક્કી થશે એટલે વિદ્યાર્થીઓ B. Sc. અને B. A. પાસ થયેલા મળશે. હાલ તો ચાલે છે તેમ જ ચાલવા દો. પાંચ વર્ષ પછી પ્રવેશ માટેની યોગ્યતા નક્કી કરવી. સંસ્કૃતના વધુ જ્ઞાન સાથે ફર્સ્ટ ઇંટર સાયન્સ પાસ વિદ્યાર્થીઓ મળશે ? આને માટે તો યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં ફેરફાર કરાવવો પડશે.)

(૫) ઉપર મુજબના પ્રવેશ પછી અભ્યાસક્રમ સાડાચાર વર્ષનો રાખવો. એટલે હાલ મેટ્રિક પછી ચાર વર્ષનો અભ્યાક્રમ છે તેને બદલે સાડાપાંચ વર્ષનો કોર્સ થશે. પરંતુ બોર્ડ ઑફ ઇંડિયન સિસ્ટમ્સ ઑફ મેડિસિને શરૂઆતમાં પાંચ વર્ષનો કોર્સ રાખ્યો હતો તે જોતાં

તો ફક્ત છ મહિનાનો જ વધારો આથી થશે. પ્રકરણ છઠ્ઠામાં અમોએ ચાલુ અભ્યાસક્રમમાં જે ફેરફારો સૂચવ્યા છે તે પ્રમાણે આજનો અભ્યાસક્રમ બદલવો જોઈશે.'

(આ સૂચનો સારાં છે.. પહેલાં બે વર્ષમાં અષ્ટાંગ હૃદયનાં ઘણાં પ્રકરણો આવી જાય છે. એટલે ત્રીજા વર્ષમાં જ બાકીનો ભાગ પૂરો કરાવી, ચોથા વર્ષમાંથી અષ્ટાંગહૃદય કાઢી નાખવાનું સૂચન મને ઠીક લાગતું નથી. બલ્કે, પહેલા વર્ષથી જ તે શરૂ કરી ચોથા વર્ષ સુધી તે ટીકા સાથે ભણાવવું જોઈએ. અને બરાબર ભણાવાય તો ચાર વર્ષમાં જ એ મહાગ્રંથ પૂરો થઈ શકે એમ છે. મારો આગ્રહ અ. હૃદય કરતાં સાદ્યન્ત ચરકસંહિતા માટેનો છે.)

(૬) તેજસ્વી વિદ્યાર્થીઓને આયુર્વેદ કૉલેજોમાં આકર્ષવા માટે સરકારે યોગ્ય વિદ્યાર્થીઓને ફ્રીશિપો તેમ જ સારી સ્કૉલરશિપો આપવી જોઈએ.

(૭) અધ્યાપકોની નિમણૂંક કરતી વખતે આજના કરતાં ખૂબ સખત રીતે કસીને તેમને લેવા જોઈએ. અમુક સારી પસંદ કરાયલી સંસ્થામાં પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સ–અનુસ્નાતક વર્ગો ખોલીને તેમની લાયકાતના ધોરણમાં તે અભ્યાસ લેવાવો જોઈએ.

(૮) આયુર્વેદ મહાવિદ્યાલયોને માન્ય રાખવાના ધોરણમાં રેકગ્નિશનમાં–યુનિવર્સિટી કૉલેજો માટે જે યોગ્યતાઓ લક્ષ્યમાં લેવામાં આવે છે તેની કંઈ યોગ્યતાઓ લક્ષ્યમાં લેવાવી જોઈએ અને સરકારની રજા પણ તે માટે લેવાવી જોઈએ.

(૯) આવાં વિદ્યાલયોને જેમ બને તેમ જલદીથી યુનિવર્સિટી સાથે સંયોજિત કરવાં જોઈએ એ જ આખરી ધ્યેય હોવું જોઈએ અને આ માટે યુનિવર્સિટીની બીજી કૉલેજોના ધોરણે આયુર્વેદ વિદ્યાલયોને આવવું જ પડશે.

(આજે યુનિવર્સિટીનુ જે ધોરણ છે તે જોતા અને આયુર્વેદ મહાવિદ્યાલયોનુ જે ધોરણ છે તે જોતા કામ મુશ્કેલ છે અને ૧૦૨મા પૅરેગ્રાફમા સમિતિએ પણ આ કામ કેમ કરવુ તે સૂચવ્યુ છે મને તો લાગે છે કે યુનિવર્સિટીના ધોરણમા કોઈ વૈદ્યની પસદગી જ નહિ આવે મારો આ ભય ખોટો ઠરે એમ હુ ઇચ્છુ છુ પ્રાદેશિક યુનિવર્સિટીઓ જુદી થયા પછી પણ વૈદ્યો માટે એમા સમાઈ જવાનુ કામ અતિ મુશ્કેલ હશે બાકી પ્રાદેશિક યુનિવર્સિટીઓમા આયુર્વેદ માટે જુદી ફેકલ્ટી હોવી જ જોઈએ એ મતનો હુ છુ જ અને એમ થવુ જ જોઈએ એના આગ્રહવાળો પણ છુ જ)

(૧૦) યોગ્ય પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાનુ કામ આજે જે મહાવિદ્યાલયો ચાલે છે તેમાના અધ્યાપકો અને વિદ્યાલય બહારના સુપ્રસિદ્ધ વિદ્વાનોની સમિતિને તે માટેની એક યોજના તૈયાર કરાવી સોંપવુ જોઈએ અને સરકારે આ પ્રયત્નમા સારી સહાય કરવી જોઈએ સમિતિએ પસદ કરેલ પાઠ્ય પુસ્તકનુ પ્રકાશનકાર્ય વિલબમા ન પડે એ માટે સરકારે વ્યવસ્થા કરવી જોઈએ

(૧૧) આયુર્વેદિક સશોધન કાર્ય કેમ કરવુ તેની આછી રૂપરેખા છે આજે તો કોઈ પાસે આ વિષે ચોક્કસ યોજના છે જ નહિ કોઈ ચાલુ વિદ્યાલયમાથી જો આ વિષે સારી યોજના રજૂ થશે તો, આયુર્વેદના પડિતો ડૉક્ટરો અને સશોધન કાર્યનો અનુભવ હોય એવા સશોધકો—આ ત્રણેમાથી બનેલી એક સમિતિ તે ઉપર વિચાર કરશે (આટઆટલા પૈસા સરકાર મેડિકલ રિસર્ચ પાછળ ખર્ચી રહી છે છતાય હિદમા કોઈ ડૉક્ટરે કર્યું જાણ્યુમાં નથી (જુઓ ઇન્ડિયન મેડિકલ જર્નલ વૉ ૪૨ ન ૩ માર્ચ–૧૫ ૧૯૪૮ મા Medical Research in India નામનો રાવબહાદુર ડૉ ટી એસ તિરૂમૂર્તિનો લેખ ભોર કમિટીના રિપોર્ટમા પણ થોડોક ઉલ્લેખ છે આ કાર્ય મુશ્કેલ છે પરતુ તેનો આરભ થવો જ જોઈએ)

(૧૨) આજની મેડિકલ કોલેજોમાં 'હિસ્ટરી ઓફ મેડિસિન'ની એક શાખા હોવી જોઈએ. આયુર્વેદ અને યુનાની પદ્ધતિઓ સંબંધી વૈદ્યો અને હકીમોના સહકારમાં અભ્યાસ થઈ શકે. આગળ ઉપર આયુર્વેદ અને યુનાનીના વિષયો લઈને એમ. ડી.; પી. એચ. ડી. ડિગ્રીઓ પણ આપવામાં આવે. હાલ તુરત પણ M. B. B. S. અને L. C. P. S.ને આયુર્વેદિક અભ્યાસ ક્રમ લેવો હોય તો બોર્ડ તે માટે સગવડ રાખી છે તેનો લાભ લે.

(૧૩) આયુર્વેદનું શિક્ષણખર્ચ અને મોડર્ન મેડિસિનનું શિક્ષણ-ખર્ચ–બન્નેનું ખર્ચ લગભગ સમાન જ આવશે એ વાત તરફ સરકાર અને જનતા બન્નેનું ધ્યાન ખેંચાવું જોઈએ. આયુર્વેદ કે એલોપથી ગમે તે લાઈનના પ્રેક્ટીશનર હોય પરંતુ તે સૌનું ધોરણ અને દરજ્જો ઊંચા થરે (લેવલે) રાખવાં જોઈએ. આ માટે તકો અને સગવડો બન્નેને સરખી જ અપાવી જોઈએ કે હોવી જોઈએ.

(૧૪) પ્રવેશ—યોગ્યતા, અભ્યાસક્રમ અને અભ્યાસકાળ—આ લક્ષમાં લઈને આયુર્વેદ વિદ્યાલયોના સ્નાતકોનું સ્ટેટસ ઊંચી કક્ષાનું સ્વીકારવું જોઈએ. (ડોક્ટરો જેટલા સમાન હક્કો આપણે માગીએ છીએ તો તેમના જેટલો અને જેવો અભ્યાસક્રમ પણ વૈદ્યોએ સ્વીકારવો જ જોઈએ ને!)

(૧૫) આયુર્વેદિક દવાઓની બનાવટો ઉપર શરૂઆતથી તે આખર સુધી બરાબર કંટ્રોલ રાખવો જોઈએ. કેટલીક બનાવટો ઉપર આજનો ઇન્ડિયન ડ્રગ્સ એક્ટ લગાડવો જ જોઈએ. આયુર્વેદિક દવાઓનું એકસરખું ધોરણ–સ્ટેન્ડર્ડાઈઝેશન–સચવાવું જોઈએ. દેશી દવાઓનો ઉદ્યોગ નક્કર પાયા ઉપર મુકાવો જ જોઈએ અને જેમ બને તેમ જલદી આ કામ હાથ ધરવું જોઈએ.

(૧૬) આ બધાં કામો માટે, હાલ જેમ ચાલે છે તેમ નહિ,

પણ એક સ્વતંત્ર ખાતું એક સ્વતંત્ર અમલદારના હાથ નીચે સોંપવું જોઈએ જેથી કાર્યદક્ષતા વધે. (આ સુંદર સૂચના છે. અને તેનો સત્વર અમલ થવો જોઈએ.)

સજ્જનો! ઉપર ટપકે થોડી કલમો મેં આપ પાસે રજૂ કરી છે. એકંદરે આ સમિતિની ભલામણો આપણે સ્વીકારવી જોઈએ એવો મારો નમ્ર મત છે. સરકાર આ ભલામણોનો સત્વર અમલ કરે એમ આપણે ઇચ્છીશું.

હું આગળ કહી ગયો તેમ આયુર્વેદ માટેનો આ સંક્રાન્તિકાલ છે. આપણા માટે આ બધું નવું છે, આપણને ચકવી નાખે એવું છે, પરંતુ જે યુગમાં આપણે વસીએ છીએ તે યુગમાં આ બધાના સ્વીકાર સિવાય બીજો રસ્તો જ નથી.

## હોસ્પિટલો

હું આગળ કહી ગયો છું કે આપણા દેશમાં હજી દરદીઓ હોસ્પિટલમાં વસીને સારવાર લેવાનું પસંદ જ નથી કરતા, સિવાય કે વાઢકાપનો કેસ હોય, અને જખ મારીને રહેવું પડે તેમ હોય. મોટાં શહેરોની વાત જુદી છે. આ સ્થિતિમાં આયુર્વેદ મહાવિદ્યાલયો સાથે સંયોજિત હોસ્પિટલમાં ઓછામાં ઓછી ૬૦ રુગ્ણશય્યાઓ રાખવાની સમિતિની ભલામણ માટે કાલ પરિપકવ થયો નથી. વિદ્યાર્થીઓને આઉટ-પેશન્ટો જોવા મળે, અધ્યાપકો ત્યાં જ દરદીઓને બરાબર બતાવે ને સમજાવે, તો વિદ્યાર્થીના જ્ઞાનમાં ખાસ ઊણપ નહિ જ રહે. હોસ્પિટલમાં દરદીઓ આવીને સારવાર લે એમ આપણે ઇચ્છીએ, પરંતુ વાઢકાપના કેસો સિવાય, બીજાઓ આ માટે ટેવાયેલા નથી જ. હા, મફત ખાવાપીવાનું સંસ્થા તરફથી આપવાની ગોઠવણ થાય તો ઘણા ગરીબો આવવા લલચાય ખરા. હોસ્પિટલ ભરેલી રાખવા માટે મફત ખાવા આપવું. આવશ્યક છે. આજના જમાનામાં, આવી

મોંઘવારીમાં આ ગંજાવર ખર્ચ સરકાર સિવાય બહુ ઓછી સંસ્થાઓ ઉઠાવી શકે. સરકારને આ માટે ઉદાર હાથે ગ્રાન્ટ આપવાની ભલામણ સમિતિએ કલમ ૧૩૪માં કરેલી છે એ વાત મારી ધ્યાન બહાર નથી. પરંતુ હાલ તુરત તો દરદીઓની અમુક સંખ્યા રાખવી જોઈએ એ આગ્રહ વધુ પડતો છે. 'આયુર્વેદની હૉસ્પિટલ હોય ખરી ?' આવો પ્રશ્ન ગ્રેજ્યુએટ થયેલાઓ મને પૂછે છે. આ સૂચવે છે કે આયુર્વેદિક હૉસ્પિટલ પ્રજાનું ધ્યાન ખેંચી શકે એ સ્થિતિ આવતાં ગુજરાતમાં તો વાર લાગશે જ અને બીજા પ્રાંતોમાં પણ આ જ સ્થિતિ કલ્પી લઉં છું. દરદીઓ રાખવાના સિદ્ધાંતમાં મને વાંધો નથી જ. હજી આ માટે કાલ પરિપક્વ થયો નથી એટલું જ હું કહેવા માગું છું. મુંબઈ જેવાં મોટાં શહેરો અને તેના લખલૂટ ખર્ચની વાત જુદી છે.

## વિદ્યાર્થીઓની સંખ્યા

જે હૉસ્પિટલ વિષે તેવું જ વિદ્યાર્થીઓની સંખ્યા વિષે. દર વર્ષે ઓછામાં ઓછા ૩૦ વિદ્યાર્થીઓ આયુર્વેદ વિદ્યાલયોમાં દાખલ થવા જોઈએ અને મહાવિદ્યાલયમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછામાં ઓછી ૧૦૦ હોવી જ જોઈએ. ન હોય તો માન્યતા ન અર્પવી જોઈએ એવી સમિતિની ભલામણ (પેરા ૧૩૩) પણ વખત વગરની મને લાગે છે. ૨૫–૩૦ વર્ષની સંસ્થાઓ હોય તેને માટે આ નિયમ હોવો જ જોઈએ, એનો કડક અમલ થવો પણ જોઈએ. પરંતુ નવી સંસ્થાઓ માટે એ આશા વધુ પડતી છે, તેને ઊગતાં જ અટકાવનારી છે. નવી સંસ્થાઓ માટે કંઈક અપવાદ રાખવો પડશે.

### અધ્યાપકો દરેક વિષયવાર જુદા હોવા જોઈએ.

સરકારે મુક્ત હાથે ગ્રાંટ આપવી જોઈએ એ ભલામણ જોતાં અને સિદ્ધાન્ત તરીકે હું પોતે આ વાતમાં સંમત છું. પ્રથમ વર્ષનો હાલ જે સાયન્સના વિષયોવાળો અભ્યાસક્રમ છે તેઓનાં એક જ અધ્યાપક

હોય તો ચાલી શકે એવી મારી માન્યતા છે. વનસ્પતિશાસ્ત્ર અને કેમિસ્ટ્રી લઈ પાસ થયેલ બી. એસ સી. હોય, ઇન્ટર સાયન્સમા ફિઝિક્સ લીધેલું હોય, તો ચાલુ અભ્યાસક્રમને સુખેથી પહોચી વળે એમ છે. વનસ્પતિશાસ્ત્રનો કોર્સ જુનિયર બી. એસ–સી. જેટલો લગભગ છે.

## નવું લેવા જેવું શું છે?

જેની પાસે જે વસ્તુ સારી હોય, તે સાચી લાગે તો જરૂર લેવી જોઈએ. આપ્ત વચનોમાં આપણો આદર છે અને હોવો જ જોઈએ. આર્ષ સહિતાઓ વિષે થોડુ કહુ આગળ ઉપરટપકે કહી ગયો છુ. પ્રાચીનતાનો પક્ષપાત એ હિંદનો એક ગુણ છે એમ કહુ તો ખોટું નથી. બીજી કયી પ્રજા પાસે આટલો ભવ્ય ભૂતકાળ, મૌલિક સર્જન અને અર્પણ છે? જાપાને એલોપથીને અપનાવી એટલે હિદે પણ અપનાવી લેવી? Science is one and universal કહેનારા ઘણા ડૉક્ટરોને મેં સાભળ્યા છે. સાયન્સમા પૂર્વનુ અને પશ્ચિમનુ એવા વળી ભેદ શા? આ દલીલો આ જમાનામા સાધારણ છે. કેટલાક કહે છે કે આજની એલોપથી એ આયુર્વેદનુ જ શોધિત, વર્ધિત સસ્કરણ છે તો પછી તેને અપનાવવામા તમને શો વાધો છે? હિદની કેમિસ્ટ્રી જુદી અને ઇગ્લૅન્ડની કેમિસ્ટ્રી જુદી હશે? જો નહિ તો પછી મેડિસિન અને મેડિકલ સાયન્સમા ભેદ શુ કામ પાડવા જોઈએ? સારુ હોય તે બધેથી સ્વીકારી લેવુ જોઈએ એક તરફ આ દલીલ કરનારાઓ અને બીજી તરફ 'મિશ્ર શિક્ષણનાં દુષ્પરિણામો' ચીંધનારા પણ ઓછા નથી. એ મિશ્ર શિક્ષણે આયુર્વેદનો નાશ કર્યો છે, એની અવનતિ કરી છે એમ માનનાર પ્રમાણિક વૈદ્યોને પણ હું જાણુ છુ.

આપણા પ્રાચીન પુરુષોના આત્મામા ઈશ્વરી વાણીના જે પડઘા પડ્યા છે તે મૂલ્યવાન અવશ્ય છે. તેની તરફ પૂર્ણ ભક્તિભાવ મને છે. પરંતુ

આનીશ. ત્યાં સુધી હું આયુર્વેદના પ્રયોગો કરી રોગીની જિંદગી સાથે નહિ જ રમું. હું સિરમ અને વેક્સીન્સને ધિક્કારનારાઓમાંનો એક છું એટલું પણ સાથે સાથે જણાવી દઉં છું.

એલોપથીની દવાઓ સંબંધી મારા વિચારો અગાઉ આપે જોયા તો છે જ એટલે હું એનો ઉપાસક છું એમ કોઈ રખે માને. હું તો જે અપનાવવા જેવું છે તેનો અહીં માત્ર અંગુલિનિર્દેશ જ કરું છું.

શલ્યશાસ્ત્ર તો આપણી પાસે છે જ નહિ. પરંતુ થોડાં વર્ષોમાં વિદ્યાર્થીઓ શસ્ત્રો પકડતા થઈ જશે. ત્યારે પણ શું આધુનિક સમ્મોહન ઔષધો (એનેસ્થેશિયા) નહિ વાપરીશું ? સંમોહિની સુરા આજે કોની પાસે છે ? યંત્ર, શસ્ત્ર, પિચુ, પાટા વગેરેનું અગ્નિતાપથી કે જલીય બાષ્પતાપથી સંશોધન (asepsis & antisepsis) આપણે આધુનિક પદ્ધતિએ નહિ કરીએ શું ? સુશ્રુતનું अग्नितप्तेन शस्त्रेण એટલાથી જ શું આપણે વિકત્થના કરીશું ?

કોલેરા (ગણનાથસેને એને 'કાલાતિસાર' નામ આપેલું છે. પ્રાચીન વિષુચિકા આજનો કોલેરા નથી. આજનો કોલેરા જંતુજન્ય સંક્રામક રોગ છે.) માં ચરકે ગરમ પાણીમાં મીઠું નાખીને પીવા કહ્યું છે તો તે આપવું કે લવણજલ (સેલાઇન) નસમાં આપીશું ? સેલાઇન ગ્લુકોઝ વગેરે યોગ્ય સમયે નસમાં આપતી વખતે વૈદ્યને તેમાં સંકોચ શું કામ થવો જોઈએ ? કેન્સરમાં વૈદ્યો પાસે કંઈ નથી. એલોપથીમાં રેડિયમ અને ડીપ એક્સ-રેથી મટવાનો સંભવ થોડોઘણો પણ જણાતો હોય તો શું આપણે તેનું શરણ નહિ લેવું ?

## આયુર્વેદની વિશેષતા

પરંતુ વૈદ્યોને હું ચેતવવા માગું છું. વેદનાહર દવાઓનો આજે રાફડો ફાટયો છે તે ન લેશો. અનેક ઝેરી દવાઓ, જેમાંની ઘણીની

આપણને જરૂર જ નથી, તે પણ ન વાપરશો. વિવેક વાપરીને ઉપરનિર્દિષ્ટ જેવાં થોડાંક જ ઔષધો આપણે લેવાનાં છે. આ થોડાં ઔષધો અપનાવી લેતાં આપણું આયુર્વેદિત્વ લાજશે એમ તમે માનો છો? ડૉક્ટરોએ આપણાં અનેક ઔષધો જેવાં કે સાટોડી, બ્રાહ્મી, લિંબડો, ગળો, જેઠીમધ, નવસાર, મકરધ્વજ વગેરે આભારનો એક અક્ષર સરખો ઉચ્ચાર્યા વિના, ઉપયોગમાં લીધાં છે તો આપણે શું ઔષધો લેતાં અચકાઈશું? ભાવમિશ્રે ચોપચીની નથી અપનાવી? 'तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते।' કહીને આપણા આચાર્યોએ આયુર્વેદની સીમા નિર્ધારિત નથી કરી એમ હું તો માનું છું.

છતાં હજી સ્પષ્ટીકરણ કરું છું. આયુર્વેદમાં જે છે તે અન્યત્ર નથી જ. આયુર્વેદની દવાઓનાં તો આપણા ડૉક્ટર બંધુઓ મુક્ત કંઠે વખાણ કરે છે આયુર્વેદનો ફાર્માકોપિયા અને મેટિરીયા મેડિકા —અપનાવી લેવા જેવાં એમને લાગે છે. એટલે દવાઓમાં તો પૂરેપૂરા આગ્રહી જ રહેજો તાવના કેસોમાં એકદમ કવીનાઈન ન ઠોકશો. આયુર્વેદનાં દોષપ્રત્યનીક ચિકિત્સા મૂકીશું તો ત્રિશંકુ જેવી હાલત થવાની છે. દોષનો વિચાર કરી મોટે ભાગે, કાષ્ટ ઔષધો જ અને તે પણ કવાથના રૂપમાં વાપરવાની મારી તો સૌને ભલામણ છે. ટિંકચરો અને લિકિવડ એકસટ્રેકટો કામ નથી આપતાં એમ કહેવાની ધૃષ્ટતા બદલ ક્ષમા ચાહુ છું હું તો આપણા કાઢાઓનો જ પક્ષપાતી છું. દ્રાત્રિંશાગ, દશમૂલ, અભયાદિ, પુનર્નવાષ્ટક, મંજિષ્ઠાદિ, દેવદાર્વાદિ કાઢાઓ આપણી અણમોલી સંપત્તિ છે. તાવ આવે તો કટ્કારાષ્ટક-કવાથ, સુદર્શન ફાંટ કે દ્રાત્રિંશાંગ હુ તો વાપરું છું. દોષો પકાવ્યા વિના ઔષધયોજના કરવા ના પાડી છે એમાં ઘણું તથ્ય છે. આજે વીર્યવાન દવાઓ જે રીતે વપરાય છે તે રીત સામે મારો તો સખત અણગમો છે. આજે કવીનીન, થોડા વખત પછી એમ. બી., પછી પેનેસિલિન: આવી માતબર દવાઓ દોષોની સામ અવસ્થામાં અપર-

પાર નુકશાન કરતી મેં જોઈ છે અને આપના અનુભવમાં પણ ઘણા કેસો આવ્યા જ હશે. અને એથી જ એલોપથી પ્રમાણે તાવ ઊતર્યો પછી દરદીમાં અશક્તિ, ગ્લાનિ, પાંડુતા, અન્નદ્વેષ, અરુચિ, કબ્જ, મંદાગ્નિ વગેરે જોવામાં આવે છે. ચરકે આનો સરસ ખ્યાલ એમની જ્વરચિકિત્સામાં આપેલો છે. સામ, નિરામ, પચ્યમાન દોષોની આ ત્રણ અવસ્થાઓનો ખ્યાલ કરી જે ચરકોકત ચિકિત્સા આદરશે તે વ્યાધિનું સમ્યક્ નિર્મૂલન કરી શકશે, એમ હું માનું છું. વૈદ્યભૂષણ ગણેશશાસ્ત્રી જોશીએ એમના ચતુર્થ મહારાષ્ટ્ર પ્રાંતીય વૈદ્યસમેલનના ભાષણમાં "आयुर्वेदांत पेटंट कां नांही" કહીને વૈદ્યો પાસે રામબાણ Specific કે પેટંટ જેવું કંઈ જ નથી; દોષ, પ્રકૃતિ, કાલ, બલાબલ, આહાર વગેરે જોઈને પ્રકૃતિજ્ઞ વૈદ્ય દરદીઓની દવા કરે છે. પ્રકૃતિજ્ઞતા વૈદ્યકની વિશેષતા છે: એમ કહેલું છે તે યથાર્થ જ છે.

શિર:શૂલનો કોઈ દરદી ડૉકટર પાસે જશે કે તુરત જ એસ્પિરીન ત્રિરામીન, વિટામીન બી, અર્ગોટિન નાઈટ્રેટમાંથી ગમે તે આપશે. વૈદ્ય પાસે એ દરદી આવતાં એ શિર:શૂલ વાતજન્ય છે કે પિત્તજન્ય છે કે કફજન્ય છે તે બરાબર વિચાર કરી તે મુજબ ઉપચાર કરશે. આયુર્વેદમાં stereotyped medicine જેવું કશું જ નથી. જેવો દોષ તેવી તેની દવા. વાત હશે તો તે તૈલ પ્રયોગ કરશે પિત્ત હશે તો ઘૃત વાપરશે. કેવળ વાત હશે તો સ્નિગ્ધ સ્વેદ આપશે. સકફ વાત હશે તો રુક્ષ સ્વેદ આપશે. આમદોષાનુસારી ચિકિત્સા એ આયુર્વેદની એક કલા અને શાસ્ત્ર બન્ને છે. દવાઓ યંત્રમાં ઢળાઈ નથી.

"तस्माद्विकारप्रकृतिः अधिष्टानान्तराणि च ।
समुत्थानविशेषांश्च बुध्द्वा कर्म समाचरेत् ॥ (चरक)

### ત્યારે ઉપાય શો?

આયુર્વેદ વિદ્યાલય સ્થપાયાં છે. પરંતુ તેનો ફાલ સારો નથી

શીતયોં એમ બધા કહે છે. શુદ્ધ અને મિશ્ર શિક્ષણનો ઝઘડો ઘણાને અસ્થાને લાગે છે. વિદ્યાલયોમાં સારા પ્રાણવાન અધ્યાપકો નથી. ઉત્તમ કોટિના વિદ્યાર્થીઓ પણ આ તરફ આકર્ષાતા નથી. વૈદ્યોમાં એક ગતાનુગતિક અને બીજો તદ્દન અર્વાચીન એવા બે પંથો પડેલા છે. બધે અસંતોષ પ્રવર્તે છે નથી બોર્ડના કામકાજથી સંતોષ કે નથી ફૅક્લ્ટીના કામથી. આ બધાનો ઉપાય શો? આયુર્વેદની ઉન્નતિના સ્પષ્ટ ખ્યાલો, ખરું કહુ તો, કોઈને નથી. એક પક્ષને એમ લાગે છે કે આયુર્વેદ પ્રગતિશીલ બનવો જોઈએ; તો બીજો જે છે તે જ બરાબર છે એમ માનનાર છે આયુર્વેદની દવાઓ એકસરખી નથી મળતી એ મોટી ફરિયાદ ચોમેરથી સંભળાય છે. આયુર્વેદની દવાઓનું સ્ટૅંડર્ડાઇઝેશન કરવુ જોઈએ. પરંતુ આ કાર્ય પણ મુશ્કેલ છે હમણાં જ એક સંશોધનરત વિદ્વાન મને મળ્યા હતા. તે કહેતા હતા કે "વિટામિન 'સી' સ્ટેબલ નથી અને તમો ચ્યવનપ્રાશાવલેહને ખૂબ ઉકાળો છો એટલે એમાં વિટામિન 'સી' તો ન જ હોય ને? જો વિટા. સી. સ્ટેબલ નથી, જોતજોતામા ઊડી જનાર છે, તો તો પછી આમળાના ચૂર્ણમા પણ વિટા. સી અત્યલ્પ જ રહેવુ જોઈએ" મારે કહેવુ પડ્યું કે આ બધું સંશોધન માગે છે બેત્રણ વૈદ્યો, બે-ત્રણ આયુર્વેદપ્રેમી ડૉક્ટરો, એકબે રસાયણશાસ્ત્રીઓ, એકાદ નિષ્ણાત ફાર્મસીનુ કામ જાણનાર આ બધા ભેગા મળી કામ ન કરે ત્યાં સુધી આવાં કાર્યો વિષે શુ કહી શકાય? આમળાના મુરબ્બામાં વિટામિન 'સી' રહે છે કે નાશ પામે છે તે પણ શોધાવુ જોઈએ. તમો દ્રાક્ષાસવમાં યીસ્ટ નાખો તો આસવ સારો બને. એથી એક જ જાતનો આસવ થાય આજે તમારી પદ્ધતિથી કોઈના દ્રાક્ષાસવનો કંઈ સ્વાદ, તો બીજાનો વળી જુદો જ સ્વાદ આવે છે. આનુ કારણ પણ આ જ છે. આ બધાનુ સ્ટૅંડર્ડાઈઝેશન થવુ જોઈએ. આયુર્વેદની તમામ દવાઓ વિશ્વસનીય સ્થાને મળવી જોઈએ. 'ડ્રગસ્ટોર્સ' ખોલવા જોઈએ, જ્યા ખાતરી લાયકની દવાઓ વાજબી કિંમતે મળે.

વિલાયતી દવાઓમાં જેમ આજે સૌ કોઈ વિશ્વાસ રાખે છે તેમ આપણી દવામાં પ્રજાને વિશ્વાસ ઉત્પન્ન થવો જોઈએ. ફાર્મસીઓએ આ કામ સત્વર હાથ ધરવું જોઈએ. વનસ્પતિઓની સંદિગ્ધતા ૧૫-૨૦ વર્ષો ઉપર જેટલી હતી તેટલી આજે રહી નથી. પરંતુ વિશ્વસનીય તાજી વનસ્પતિ સહેલાઈથી મળે એવા પ્રબંધો થવા જોઈએ.

વિદ્યાર્થીઓના શિક્ષણ માટે ગુજરાતમાં એક સારો બોટેનિકલ ગાર્ડન હોવો જોઈએ. એમાં આધુનિક વર્ગીકરણાનુસાર ઔષધિઓ વાવવી જોઈએ. હું તો કહું છું કે વૈદ્યોને જો સાચાં દશમૂલ એકલાં જ પૂરતા પ્રમાણમાં મળે એવો વિશ્વસનીય પ્રબંધ થાય તો આપણી યશઃસંપત્તિમાં અનેકગણો વધારો થાય. પંચમહામૂલો માટે તો આપણા જંગલ અધિકારીઓને વિનંતિ કરીને એ વૃક્ષોની વૃદ્ધિ થાય એવાં પગલાં લેવાવાં જોઈએ. પંચમૂલનાં પાંચેય વૃક્ષો ચોતરફ નાખી, વચમાં પંચલઘુમૂલને ઉછેરી દશમૂલ-ઉદ્યાન રચાવાં જોઈએ. ત્યાંથી તાજાં દશમૂલ રોગીઓને મળી રહે. મોટીમોટી ફાર્મસીઓ સ્થાપવા કરતાં મારે મન આપણાં દશમૂલનું સંવર્ધન વિશેષ મૂલ્યવાન અને લોકોપકારક છે. વનસ્પતિઓ 'અફાલકૃષ્ટ' હોય તો સારી એટલે જંગલોના અમુક ભાગોમાં આ વનસ્પિતિઓનો ઉછેર કરાવવા વિનંતિ કરવી જોઈએ. ગુજરાતમાં ડાંગનાં જંગલનો અમુક ભાગ અને કાઠિયાવાડમાં બરડાનો કે ગિરનો અમુક ભાગ બોટેનિકલ ગાર્ડન બનાવવા માટે સરકારે જુદો કાઢવો જોઈએ. એની સંભાળ સરકારે જ રાખવી જોઈએ. ગુજરાતની વનસંપત્તિની નોંધણી-માપણી-સર્વે-સરકાર કરાવે તો કયી વનસ્પતિ કયા પ્રદેશમાં વિશેષ થાય છે તે પણ જાણવા મળે. સિલોનના પેરિડિનિયાની લઘુ આવૃત્તિ ગુજરાતમાં શું કામ ન હોવી જોઈએ? વનો, ઉપવનો અને ઉદ્યાનો તો રાષ્ટ્રની સંપત્તિ છે અને સંસ્કારિતાનું પોષક અંગ છે.

## સંશોધન કેન્દ્રો

સંશોધન ( Research ) ઘણી બાબતોમાં કરવાનું છે. દરદીઓ ઉપર સારી અસર જે દવાઓથી થતી હોય તે ઔષધિઓનું સૂક્ષ્મ પરીક્ષણ આદરવું જોઈએ ખનિજસંપત્તિમાં પણ ઘણી સદ્ગિચતા છે. મંજૂર કર્યાથી અને કેવું લેવું જોઈએ તે માટે માર્ગદર્શક માહિતી અને તેનું પૃથક્કરણ કરાવીને અમુક જ મંજૂર દવાના કામમાં લેવું હિતાવહ છે એમ નક્કી કરવું જોઈએ ટૂંકમા વૈદ્યો, ડૉક્ટરો, રસાયનશાસ્ત્રીઓ, વનસ્પતિશાસ્ત્રજ્ઞ–આ બધાનો સંપૂર્ણ સહકાર લઈ એક સાધનસમ્પન્ન સંશોધનકેન્દ્ર સ્થાપવું જોઈએ ઔષધોનું સ્ટેન્ડર્ડાઈઝેશન કરવા માટે પણ આવાં કેન્દ્રો આવશ્યક છે. આસવનિર્માણો અને તૈલો તથા બીજી બનાવટોમા આજના વિજ્ઞાનની નજરે જે કરવું યોગ્ય લાગે તે કરવુ આવશ્યક છે ખનિજ, પ્રાણિજ ઉદ્ભિજ્જ ઔષધો, તેમની બનાવટો, તેમનું પૃથક્કરણ, તેમનુ એકસરખુ ધોરણ, આ બધું કામ હવે હાથ ધરવુ જ જોઈએ

## સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની સેવા

આ સંસ્થા તરફથી " આર્યભિષક " ની અનેક આવૃત્તિઓ આજ સુધીમાં બહાર પડી છે. સ્વ તિલકચંદની " આયુર્વેદ નિબંધમાલા " પણ આ જ સંસ્થાએ પ્રસિદ્ધ કરી છે વળી હમણાં જ વૈદ્યધર્મસભાવાળી સુશ્રુતસંહિતા પણ પુન મુદ્રિત કરીને આયુર્વેદ જગતને ઋણી બનાવ્યું છે. વળી સ્વ જયકૃષ્ણ ઇન્દ્રજીનું ' વનસ્પતિશાસ્ત્ર ' પણ ટૂંક વખતમાં જ આ સંસ્થા પ્રસિદ્ધ કરવાની છે આ ઉપરાંત અનેક નાનામોટા આયુર્વેદ ગ્રન્થો તેમ જ ' અખંડ આનંદ'મા આયુર્વેદ સબંધી લેખો વગેરેદ્વારા આ સસ્થાએ ખરેખર આયુર્વેદ જગતની કીમતી સેવા બજાવી છે અને લોકમાનસને તે તરફ વાળ્યું છે, આશા છે કે આવી માતબર સંસ્થાદ્વારા હજી પણ આયુર્વેદના ગ્રંથોનુ પ્રકાશન ચાલુ જ રહેશે

## ઉપસંહાર.

ચરકે પ્રાણાભિસર વૈદ્યોના ગુણવર્ણન પ્રસંગે કહ્યું છે કે, "तथाविधा हि केवले शरीरज्ञाने शरीराभिनिर्वृत्तिज्ञाने च प्रकृतिविकृतिज्ञाने निःसंशयाः।" (ચરક સૂત્ર. ૨૯) પ્રાણાભિસર વૈદ્ય તે જ હોઈ શકે જે સમગ્ર શરીરના જ્ઞાનમાં, (Anatomy માં) શરીરોત્પત્તિક્રમવિજ્ઞાનમાં (Embryology–physiology) અને શરીરની પ્રકૃતિ તેમ જ વિકૃતિના જ્ઞાનમાં (Pathology) નિઃસંદેહ હોય. આ જ્ઞાન માટે धन्यम्, आयुष्यम् અને अमित्रस्यापि वचः श्रोतव्यम् अनुविधातव्यं च। આપણે કદી કૂપમંડૂકો રહ્યા નથી અને હવે રહેવું પણ ન જોઈએ. વૈદ્યોએ તો પોતાની ગુણસંપત્તિમાં અભિવૃદ્ધિ કરવા સદા જાગ્રત રહેવું જોઈએ. ચરકે કહ્યું છે કે—

विद्या वितर्को विज्ञान स्मृतिः तत्परता क्रिया।
यस्यैते षड्गुणाः तस्य न साध्यमतिवर्तते॥
विद्या मतिः कर्मदृष्टिः अभ्यासः सिद्धिराश्रयः।
वैद्यशब्दाभिनिष्पत्तौ अलमेकैकमप्यतः॥

વિદ્યા,—વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન, વિતર્ક-શાસ્ત્રમૂલક ઉહાપોહ. વિજ્ઞાન-શાસ્ત્રાન્તરજ્ઞાન વા સહજ વિશુદ્ધ જ્ઞાન. સ્મૃતિ-ગ્રહણ-ધારણ શક્તિ. તત્પરતા-વ્યાધિની ચિકિત્સામાં પ્રયત્નાતિશય—અર્થાત્ દરદી માટે કંઈ પણ કરવામાં કચાશ ન રાખવી. ક્રિયા-પુનઃ પુનઃ ચિકિત્સાકરણ. આ ૭ ગુણો જે વૈદ્યમાં હશે તેને માટે અસાધ્ય હશે જ ન હોય. ફરીથી ભાર મૂકતાં ભગવાન કહે છે કે, વિદ્યા, સહજ વિશુદ્ધ મતિ, કર્મદૃષ્ટિ, અભ્યાસ (કર્માભ્યાસ), વ્યાધિના પ્રશમનમાં સિદ્ધિ, સદ્‌ગુરુનો આશ્રય- વૈદ્ય શબ્દની અભિનિષ્પત્તિમાં આમાંનો એકેએક ગુણ બસ છે. શાસ્ત્રાભ્યાસજન્ય મતિ સાથે સહજ બુદ્ધિનો મેળ સધાશે ત્યારે જ, બુદ્ધિ— ન બન્ને વડે આતુરના અંતરાત્મામાં જ્યારે

ચિકિત્સક ઊંડો ઊતરીને જોતા શીખશે, ત્યારે જ માનવરોગોની ખરી ચિકિત્સા સધાશે ડૉક્ટર થવુ સહેલુ છે પરંતુ સાચા અર્થમા વૈદ્ય થવુ એ અતિ મુશ્કેલ છે સાચા વૈદ્યમા બુદ્ધિ (logical faculty) અને જ્ઞાન (Intuition) બન્ને હોવા જોઈએ વૈદ્ય એટલે વિદ્વાન સસ્કૃત સાહિત્યમા વિદ્વાનના અર્થમા જ વૈદ્ય શબ્દ વપરાયેલો છે વિદ્યા તપ અને ઉપાસના માગે છે તપ સિવાય કોઈને પણ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. વૈદ્યકવિદ્યા શીખવા જ્યારે પરમ મેધાવી, સહજ બુદ્ધિસપન્ન છાત્રો આયુર્વેદમા અને વર્તમાન વિજ્ઞાનમા સમાધિ પર્યંત ઊંડે ઉતરેલા એવા પ્રાણવાન શિષ્યવત્સલ ગુરુઓ પાસે ભણવા આવશે ત્યારે આજનો અસતોષ દૂર થશે ભગવાન એ દિન જલદી લાવો

સજ્જનો ! મે આપનો ઘણો વખત લીધો છે મે કઈ જ નવુ કહ્યુ નથી परप्रणीतानि वचांसि चिन्वता प्रवृत्तिसारा खलु मादृशां गिर । મારી પહેલાના મારા પુરોગામી પ્રમુખોએ-જેમા એક તો મારા પૂજ્ય ગુરુવર્ય પણ હતા-તેમના વિચારો જ મારી ભાષામા મે રજૂ કર્યા છે અને એટલુ જ કહેવા ઇચ્છુ છુ કે આયુર્વેદની ઉન્નતિ ઇચ્છનારા આપ સૌએ ઇર્ષ્યાથી પર, દ્વેષથી વિમુખ અને અભિમાનથી અળગા રહી સપ અને ભ્રાતૃભાવનાથી વર્તવુ જોઈએ ઈર્ષ્યા અને અસૂયા એ આપણો રાષ્ટ્રીય દોષ છે એમ હું તો માનુ છુ આપણા દેશમા બુદ્ધિ ઓછી નથી પરતુ ૧૦-૧૨ જણ ભેગા મળીને કામ કરી શકતા નથી એકબીજાના દોષો જોવામા આપણને આનદ આવે છે પોતાના દોષોમા મમતા અને પરના દોષોમા ધિક્કાર અને અસહિષ્ણુતા- એ સકલ અનર્થનુ કારણ છે આપણામા કોઈ વધારે તો કોઈ ઓછુ ભણેલા-બન્ને જાતના ભાઈઓ છે વિદ્યા ઓછી હશે તો ચાલશે દિલની સચ્ચાઈ, પારદર્શક નિર્મલતા વિના નહિ ચાલે સજ્જનો ! આયુર્વેદનો સૂર્ય ઊગી રહ્યો છે નિબિડ અધકારમાથી ઉષા પ્રગટી છે થોડા સમયમા આયુર્વેદઉન્નતિના અનેક ચક્રો ગતિમાન થશે

આપણા સૌનું સદ્ભાગ્ય છે કે તેના આપણે સાક્ષી થઈશું. આપણી શક્તિ પરિમિત છે. આપણી સાધન-દરિદ્રતા જાણીતી છે, પરંતુ પ્રબલ સંકલ્પશક્તિ ભલભલાં વિઘ્નોનું વિદારણ કરી ક્રિયાસિદ્ધિ સાધે છે. क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे । દઢ પ્રતિજ્ઞાવાળું સત્ત્વ જ કાર્યના પારને પમાડનાર છે, નહિ કે સાધનસંપત્તિ. અંતે આપ સૌને પુનઃ મારું મસ્તક નમાવીને સ્વ. ગણનાથ સેનના શબ્દોમાં પ્રાર્થું છું કે—

मोहं महाव्यसनजं विजहीहि तस्मात्
एतर्हि जागृहि चिरं तमसा न भाव्यम् ।
नीहारनद्धगगनादुषसः पुरस्तात्
आक्रान्तसर्वहरिदन्त उदेति भास्वान् ॥

शिवमस्तु सर्वजगतां परहितनिरताः भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु शांन्तिं सर्वत्र सुखी भवतु लोकः ॥

(ભવભૂતિ. માલતીમાધવ)

## ૭ : આયુર્વેદનું માનસશાસ્ત્ર

આયુર્વેદમાં જીવનની વ્યાખ્યા : શરીર, ઇન્દ્રિય, મન અને આત્માનો સંયોગ છે. એટલે આ ચારેયની વાતો ડગલે ને પગલે આવે. કેટલીક વખત તો કોઈ ધાર્મિક પુસ્તક વાંચતા હોઈએ એવાં પ્રકરણો આવ્યાં કરે. આપણા દાક્તર મિત્રોને મન આ બધું અર્થહીન છે. એમના શિક્ષણમાં મન અને આત્માને સુદ્લેય સ્થાન નથી.

થોડો વખત થયાં માનસશાસ્ત્રીઓ મનને મેડિસિનમાં ખેંચી લઈ આવ્યા છે, બાકી મન જેવી કોઈ ચીજનું અસ્તિત્વ સ્વીકારવા દાક્તરો તૈયાર જ ન હતા—આજેય નથી. નર્વસ સિસ્ટમ—જ્ઞાનતંતુઓનું કાર્ય જેના થકી ચાલે છે એ જ મગજ એમ એઓ માનતા લાગે છે. મન એ કોઈ અંગ નથી, એક ક્રિયા—activity—છે એમ તેઓ માને છે. મન એ એક મિથ્યા સૃષ્ટિ—mind a myth—છે એમ તેઓ માનતા. સદ્દભાગ્યે આ પ્રાચીન માન્યતામા હમણા હમણાં ઘણો ફેર પડયો છે, અને હવે તો ઉત્તમોત્તમ વિચારકો મન અને આત્માની વાતો કરતા થયા છે. યુરોપનો ઉત્તમોત્તમ માનસશાસ્ત્રી ડૉ. વિલિયમ બ્રાઉન તો મનનો સ્વીકાર કરે છે એટલું જ નહિ પરતુ આ જીવન બાદ પણ મનનું અસ્તિત્વ સ્વીકારે છે. મૃત્યુ પછી પણ આ ભોમથી પર એના એક અદીઠ વિશ્વમાં મન રહે છે એ આપણા 'લિંગ શરીર'નું સ્મરણ કરાવે છે.

હવે તો સર ઓલિવર લૉજ, ડૉ. એલેક્સિસ કેરેલ, ડૉ. ગુસ્તાવ

સ્ટ્રીમબર્ગ, પ્રો. ગોરડન ઓલપોર્ટ જેવા અનેક મહાનુભાવો મન અને આત્માની વાતો કરતા થયા છે એ વિશ્વનાં સદ્ભાગ્ય છે. હવે ચિકિત્સાવિજ્ઞાનમાં માનસશાસ્ત્ર—સાઈકોલોજી-એક વિષય તરીકે દાખલ થયું છે, અને રોગોના કારણમાં મનનું મહત્ત્વ આજે સઘળા આંકતા થયા છે તેમ જ ઘણા રોગોનું મૂળ મનના આવેગો અને આવેશો, ચિન્તા, ભય, વિષાદ, જેવા માનસ ભાવોમાં હવે આરોપવામાં આવે છે. સાઈકો-સોમેટિક—Psycho-someticx રોગો ઉપર હવે પુસ્તકો લખાવા લાગ્યાં છે.

પરંતુ હજી પશ્ચિમનો આખોય ઝોક ઉપયોગિતાવાદ તરફ છે. એમનું મનોવિજ્ઞાન ઉપયોગિતાની દૃષ્ટિએ ખેડાય છે. રોગો મટાડવામાં જ્ઞાનતંતુઓ કઈ રીતે ભાગ ભજવે એમાં તેમને વધુ રસ હોય છે. જીવનને ઉન્નત બનાવવામાં મનનું સ્થાન માનવજીવનમાં મહત્ત્વનું છે એવું બૌદ્ધિક રીતે સ્વીકારવા છતાંય તેમની દૃષ્ટિ ઉપયોગ—utilitiy ઉપરથી ખસતી નથી.

આથી વિરુદ્ધ ભારતીય દર્શનોમાં મનને ખૂબ જ સ્થાન આપવામાં આવ્યું છે. બંધન અને મોક્ષ—બંનેનું પ્રધાન કારણ મન જ આપણે માનેલું છે. આ મન કોનું પ્રેર્યું પ્રેરાય છે, કઈ રીતે કામ કરે છે, વગેરે ઉપર આપણે પુષ્કળ વિચાર કર્યો અને પંતજલિએ યોગસૂત્ર લખી મનના પ્રત્યેક તાણાવાણાને પીંખીપીંખીને જોયો અને એવું માનસશાસ્ત્ર ખડું કર્યું કે બીજા કોઈ પુસ્તકની જરૂર જ આપણે માટે ન રહી. આજના વિશ્વવિખ્યાત માનવશાસ્ત્રીઓ જંગ, જોડ, એડલર, મેકડુગલ વગેરે આ પંતજલિનો મહાગ્રન્થ જોઈ હેબતાઈ જાય છે. એવી એની ગહનતા છે.

પશ્ચિમના સ્વભાવ મુજબ માનસશાસ્ત્રમાં હવે અનેક શાખાઓ

x Science and Personality-by Dr, William Brown, Oxford University Press, 1929.

ખીની છે કોઈ માનવજીવનની ખાસિયતોના અભ્યાસ ઉપર ભાર મૂકે છે—બિહેવિયરિઝમ પર, તો કોઈ જીવનની મૌલિક વાસનાઓ ઉપર. આમ અનેક 'રૂનો' અસ્તિત્વમાં આવી છે ફ્રૂઈડ નામનો મહાન માનસશાસ્ત્રી Sex urge માને છે આગળ વધતા તે બે જાતના આવેગો માને છે, એક કામાવેગ અને બીજો આત્મહત્યાવેગ—Suicide urge આ બન્ને વેગો વચ્ચેથી જ જીવનસરિતા વહે છે, અને જીવનનું વહેણ આ બે ઉપર જ અવલંબે છે એમ તે માને છે બ્રિટિશ સાઇકોલોજિસ્ટ વિલિયમ મેકડૂગલ 'માસ્ટર અર્જ' નામે એક ત્રીજા અર્જ—વેગને આગળ ધરે છે ફ્રૂઈડ માનસશાસ્ત્રી કરતા રોગીઓનો દાક્તર વધુ હોવાથી રોગીઓના જીવનમા ડોકિયુ કરતા એને જે સમજાયુ તે એણે રજૂ કર્યું છે એનુ દર્શન એટલે અંશે અપૂર્ણ છે મન ઉપર મનન કરવુ હોય તો રોગીઓના મન ન ચાલે પરતુ ફ્રૂઈડનો કામૈષણાવાદ કામાવેગ-ભાવતુ'તુ ને વૈદે કહ્યુ એ માફક બધાને ગમી ગયો અને યૂરોપિયન પ્રજાના મન એણે બહેકા વ્યા યથેચ્છ જાતીય વ્યવહાર ચાલ્યો. 'આજનો લહાવો લીજીયે રે, કાલ કોણ દેખી છે' એ મુજબ નિરર્ગલ કામાચાર યૂરોપમા ચાલ્યો, મર્યાદાની પણ મર્યાદાઓ તૂટી લગ્ન, પ્રેમ, સ્વાર્પણ, એ બધાની ઠેકડી ઉડાવવામાં આવી ને એકમાત્ર જીવનનુ પ્રેરક બળ કામ—મદનને મહા પ્રભુના સ્થાને પધરાવવામા આવ્યો. એક વિદ્વાન કહે છે કે મહાન લડાઇએ જે સહાર નથી કર્યો તેથી અનેકગણો માનવસહાર ફ્રૂઈડના આ કામૈષણાવાદે કર્યો છે અને છતાય આજેય હજી ફ્રૂઈડમા શ્રદ્ધા મૂકનાર ઘણા છે એ આ યુગની બલિહારી છે

માનવજીવનમા અનેક જાતના આવેગો-અર્જ, ઇમોશન્સ, ઇન્સ્ટિંક્ટ—ભરેલા છે એ વાતનો ભારતીઓએ સદા સ્વીકાર કર્યો છે એનો સ્વીકાર કરી સયમન મહત્ત્વ સ્થાપ્યુ છે નિગ્રહ (વાસનાઓને બળજબરીથી ચગદવી—Repression) અને સયમ બન્નેને લક્ષ્યમાં

સીધેલા છે. ફ્રૉઈડે કહ્યું કે વાસનાઓને યોગ્ય માર્ગ મળવો જોઈએ, નહિ તો તે વિકૃત થાય છે. ભારતીઓએ કહ્યું કે પશુઓની પેઠે માનવમાં વાસનાઓ તો છે જ પરંતુ ઉત્ક્રાન્તિના વિકાસમાં માનવ પશુ કરતાં આગળ હોવાથી એ વાસનાઓનું ઊર્ધ્વીકરણ કરવાનું તેને ભાગે આવેલું છે. ઉત્ક્રાન્તિના વિવર્તમાં સારી માનવજાત આગળ વધી જ રહી છે. તે વખતે પશુતામાંથી તેની મુક્તિને તેણે ધ્યાનમાં લેવી જ જોઈએ. એથી ભારતીય માનસશાસ્ત્રમાં મનના નિગ્રહ ઉપર ખૂબ જ ભાર મુકાયો. શરીર એ રથ છે, રથનો રાજા આત્મા છે, બુદ્ધિ આ રથનો સારથિ છે, મન એની લગામ છે, ઇંદ્રિયો એના અશ્વો છે અને ઇંદ્રિયોના અર્થો એ એનો માર્ગ છે (કઠોપનિષદ). આમ શરીર–રૂપી રથ, બુદ્ધિરૂપી સારથિ, મનરૂપી પ્રગ્રહ, ઇંદ્રિયોરૂપી અશ્વો, ઇંદ્રિયાર્થોરૂપી માર્ગ નિરૂપીને માનવજીવનનાં આ બધાં પાસાંની ખિલવણી માટે તપ, તિતિક્ષા, સંયમ, બ્રહ્મચર્ય, યમ, નિયમ વગેરેની ઈમારત ઊભી કરવામાં આવી છે.

ફ્રૉઈડ અને જંગની પેઠે આપણે પણ માનીએ છીએ કે મનનો જે ભાગ સપાટી ઉપર જણાય છે તેના કરતાં જે ભાગ ડૂબેલો છે —ગુપ્ત છે—તે જ અનેક ગણો છે. બરફના પહાડ સાથે આ ગુપ્ત મન–subconscious mind – ને સરખાવવામાં આવેલું છે. ભાર–તીઓએ મનની ચાર અવસ્થાઓ, સુષુપ્ત, સ્વપ્ન, જાગ્રત અને તુરીય, માનેલી છે. આમાંથી પહેલી બે સુષુપ્ત અને સ્વપ્નને ગુપ્ત વા નિગૂઢ મનમાં લઈ જઈ શકાય એમ છે; અને આવી રીતે મનના જે ત્રણ ભાગો આજે સ્વીકારવામાં આવે છે તે સાથે આપણે પણ મળતા થઈ શકીએ છીએ. મન, અહંતાનું સ્થાન આ જ છે, નિગૂઢ વા ગુપ્ત મન, અને મનની ઉપર રહેલું ત્રીજું ઉચ્ચ મન – super conscious –આ ત્રણ મનો આપણને પણ માન્ય છે. —સ્વપ્નમાં આપણે જઈએ છીએ તે ગૂઢ મનમાં જ. ગૂઢ મનના આવેગો મનની

સપાટી ઉપર આવ્યા કરે છે. આપણે એને જ સંસ્કાર તરીકે ઓળખ્યા છે. સત્યનું સાચું દર્શન ઉચ્ચ મનમાં સ્થિર થયા વિના કદી સંભવતું જ નથી. આ ઉચ્ચ મનનું માપ તે જ લઈ શકે છે જે દિવ્ય જીવનનો પ્રવાસી હોય છે. આથી જ આપણે ત્યાં ધર્મ સાથે યોગ એકમેક થઈ ગયા. ધર્મ, યોગ, વગેરેના વાડા આપણે ત્યાં છે જ નહિ. પશ્ચિમમાં એ બધા જુદા વાડા રહ્યા છે, એટલે એમની દૃષ્ટિમાં આ બધું સમજવામાંજ નથી આવતું. મનના જે અનેક પહલુઓ છે તેમનો એક ટૂકડો લઈને તેની પાછળ પડવું એ પશ્ચિમના લોકો માટે બૌદ્ધિક કસરત છે. આપણે ત્યાં મનના કોઈક ટુકડાને નહિ પણ મનના સમગ્ર પ્રદેશને અનુલક્ષીને જ વિચાર થયેલો છે. સમગ્ર મન –Total mind–ને પામવા આપણે સમાધિ, ધ્યાન, ધારણા સુધી પહોંચ્યા. પશ્ચિમ માટે આ બધું નવું છે. એમના બુદ્ધિના અખાડામાંથી પશ્ચિમ કદી ઉપર આવી શકે એમ જ નથી. ભારતમાં દર્શનશાસ્ત્રોએ જીવનને એક દર્શન આપ્યું છે તેવું યૂરોપિયન દર્શનો માટે કહી શકાય એમ નથી. આપણે માટે જે દર્શન છે તે તેમને માટે એક બુદ્ધિની કસરત છે. એમની ફિલસૂફી અને આપણા તત્ત્વજ્ઞાન વચ્ચે આસમાન જમીનનો ભેદ આ કારણે પડેલો છે

અમેરિકન માનસશાસ્ત્રનો ઝોક ક્રિયા–કામ–action ઉપર છે. પ્રો. વિલિયમ જેમ્સ આને 'action psychology' કહે છે. જેમ્સ કહે છે કે 'all consciousness is motor.' જેવું જેનું માનસશાસ્ત્ર તેવું જ તેનું જીવન ઘડાય છે, એમ માનવામાં વાંધો નથી. આજે અમેરિકન જીવનનો પ્રધાન સૂર કામ, કામ ને કામ છે. આ કામમાંથી તેઓ કદી ઊંચા આવી શકે એમ નથી. આમ પશ્ચિમમાં મનની ક્રિયાનો અમુક એક ભાગ એ જ જાણે મન છે એમ માની લઈને તે કકડાનો અભ્યાસ થયો છે, એટલે ત્યાં સમગ્ર મનની કલ્પના જ કોઈને ઉદ્‌ભવી નથી. પ્રો હોકિંગ યોગ્ય જ કહે

છે કે અહીંઆં માનસશાસ્ત્ર એટલે મન નહિ પણ મનના પ્રતિનિધિ તરીકે સ્થાપેલા કશાકને—' near-minds ' આરાધ્ય માનીને આમળ વધવામાં આવે છે.

ટૂંકમાં આજે આપણે બધા 'માનસશાસ્ત્રની વાતો તો ઠીકઠીક કરીએ છીએ, પરંતુ મનની પ્રત્યેક ક્રિયા એ જ જાણે મન એમ માની ત્યાં તેની અનેક 'સ્કૂલો' અસ્તિત્વમાં આવી છે. મન દૂર રહ્યું પરંતુ મનની ક્રિયા જોણે મન એમ ચાલી રહ્યું છે.

મન જેટલું સાત્ત્વિક હશે તેટલું જ શરીર નીરોગી હશે. જેવું જેનું સત્ત્વ તેવું તેનું શરીર. શરીર સત્ત્વાનુસાર જ મળે છે. આયુર્વેદે સાત્ત્વિક, રાજસિક અને તામસિક એવાં ત્રણ મન માન્યા પછી તર-તમ ભેદથી મનની અનેકતા સ્વીકારેલી છે. સાત્ત્વિક મનના પાછા બ્રહ્મસત્ત્વ આર્ષસત્ત્વ, ઐન્દ્રસત્ત્વ, એવા સાત ભેદો પાડેલા; રાજસ મનના દૈત્ય, પિશાચ, રાક્ષસ, સર્પ, પ્રેત, આદિ ૭ પ્રકારો, અને પશુ, મત્સ્ય, વનસ્પતિ જેવા તામસ મનના ત્રણ પ્રકારો દર્શાવેલા છે. આ દર્શાવવાનું કારણ સાચું આરોગ્ય શેના ઉપર નિર્ભર છે તે બતાવવાનું છે.

વૈદ્યકના પ્રાચીન ગ્રંથ ચરકસંહિતામાં શિષ્ય ગુરુને 'નીરોગી કેવી રીતે રહી શકાય ? ' એ પ્રશ્ન પૂછે છે. ગુરુ આ પ્રશ્નનો ઉત્તર સુંદર શ્લોકોમાં આપી દે છે મને લાગે છે કે કોટિ ગ્રંથોમાં જે ન કહી શકાય તે આ બે નાના શ્લોકોમાં કહેવામાં આવેલું છે. પ્રાચીન ભારતીઓની આ સારગર્ભિત શૈલીમાં ઘણી વાતો કહી દેવામાં આવેલી છેઃ

હિતકર આહાર-વિહારનું સેવન કરનાર, વિચારીને કામ કરનાર, વિષયોમાં અનાસક્ત રહેનાર, દાન આપનાર, સમદર્શી, સત્યપરાયણ, ક્ષમાવાન અને આપ્તોનું સેવન કરનાર પુરુષ નીરોગી રહે છે.

જેનાં મન, વચન અને કર્મ સુખાનુબન્ધી હોય છે, જેનું મન વિધેય—સ્વાધીન—હોય છે, બુદ્ધિ વિશદ—પારદર્શક—transparent હોય છે, જ્ઞાન, યોગ અને તપમાં જેની તત્પરતા હોય છે, તેની પાસે રોગો કદી જતા નથી.

(ચરકસંહિતા. શારીર અ. ૨/ ૪૬-૪૭ )

મનની વિધેયતા, બુદ્ધિની પારદર્શકતા, જ્ઞાન, યોગ અને તપમાં તત્પરતા—આના ઉપર ભાર મૂકનાર આપણા ઋષિઓની દૃષ્ટિમાં આરોગ્ય વિષે કેવી ભાવના હતી તે જોઈ શકાશે.

આજે આપણે બધા આહાર તરફ ઠીકઠીક ધ્યાન આપતા થયા છીએ; જરા કંઈ થતાં દવાઓ ખાતા થયા છીએ; શરીરને પંપાળવા ઠીકઠીક ધ્યાન દઈએ છીએ; પરંતુ ખરું આરોગ્ય એ દુરારાધ્ય દેવતા જેવું છે. સાત્વિક મન સિવાય સાચું આરોગ્ય સંભવતું જ નથી. શરીર ભલે હૃષ્ટપુષ્ટ હોય, તેથી તે કંઈ નીરોગી છે એમ મનાતું નથી. આપણા મનમાં એક પણ ખરાબ વિચાર આવે કે સમજવું કે મન એટલું દોષિત છે. મન દોષિત થતાં તેની અસર શરીર ઉપર થાય છે. શરીર અને મન બન્નેને એક-અભેદ માનીને બન્નેના આરોગ્ય ઉપર ધ્યાન દેવાય નહિ ત્યાં સુધી આરોગ્ય સંભવે જ નહિ. રજોગુણ અને તમોગુણથી અભિભૂત થયેલ મન રોગિષ્ઠ જ છે. ચંચળ મનને વશ કરવું એ વાયુને બાંધવા જેવું દુષ્કર કાર્ય છે. આ મનની શુદ્ધિ માટે જેનો પુરષાર્થ હોય છે તે જ માણસનું જીવન અને આરોગ્ય પ્રશસ્ત હોય છે

સાત્વિક આહાર, સાત્વિક વિહાર, શુદ્ધ સત્ત્વ, વિશદ બુદ્ધિ, એ બધા ઉપર જ નીરોગીપણું અવલંબે છે. આથી આયુર્વેદે સદાચાર ઉપર ખૂબ ભાર મૂક્યો. માનવજીવનની મૌલિક વાસનાઓ અને વેગોને પણ તેણે લક્ષમાં લીધાં છે. એટલા માટે ' न वेगान् धारयेत्

વા અપ્રાપ્તિ, સફળતા વા અસફળતા—તેમાંથી જન્મતાં અનેક ઘર્ષણો, ઘર્ષણોથી ઊપજતાં જ્ઞાનતંતુઓનાં અનેક દરદો—આ બધું એક કુશલ કલાકારને છાજે એવી રીતે તાણાવાણા પેઠે આર્ષ ગ્રન્થોમાં વણી લેવામાં આવેલું છે. આપણે ત્યાં જુદું 'માનસશાસ્ત્ર' ભણાવવામાં આવતું નહિ. ડગલે ને પગલે સદાચાર, સત્ય, પરોપકાર, બ્રહ્મચર્ય, ઇત્યાદિ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. માનવજીવન સમક્ષ ઉચ્ચ આદર્શ રજૂ કરેલો છે. ઇંદ્રિયોનાં બંડો, સાધુતાનાં ખંડેરો, દુર્જય વિકારોમાંથી બચવા લાલબત્તીઓ ધરવામાં આવેલી છે. આ બધું ચિકિત્સાશાસ્ત્રમાં ન હોત તો આયુર્વેદ ક્યારનુંય મરી પરવાર્યું હોત. પરંતુ આયુર્વેદ પાસે જીવનની વિશિષ્ટ દૃષ્ટિ છે. દવાદારૂને જરૂર એમાં સ્થાન હોય જ, પરંતુ આયુર્વેદે તેની ઉપર બહુ ભાર નથી મૂક્યો. 'આહાર, વિહાર, સદાચાર, સૌમ્ય ઔષધો'-આની ઉપર જેટલો ભાર આયુર્વેદે મૂક્યો છે તેટલો વિશ્વની બીજી કોઈ 'પથી' એ ભાગ્યે જ મૂક્યો હશે. માનવજીવન સીધી લીટી જેવું સરળ નથી; એમાં બલવાન મન છે. મન વાંદરા જેવું ચંચળ છે. મન, બુદ્ધિ, અંતઃકરણ, ચિત્ત એ બધાંનું જીવનમાં સ્થાન, આત્માને ઓળખવાનો ચરમ આદર્શ, એ બધું લક્ષમાં લઈ સાચું સ્વાસ્થ્ય કેવું હોય તે માટે 'प्रसन्नात्मेन्द्रियमनः ।—' આત્મા, ઇંદ્રિયો અને મન જેનાં પ્રસન્ન હોય તે જ ખરો સ્વસ્થ-એવી અદ્‌ભુત વ્યાખ્યા સ્વાસ્થ્યની બાંધી, માનવજીવનને સમુન્નત બનાવનાર આયુર્વેદના ઋષિઓને પરમ નમસ્કાર કરીને જીવન ધન્ય બને છે.

## ૮ : ચ્યવન અને અશ્વિનીકુમાર

(Secret of Rejuvination)

બ્રાહ્મણ ગ્રન્થ અને પુરાણોમા એક સુદર કથા છે આ કથાનો સાર એ છે કે ઘરડા ચ્યવન ઋષિને અશ્વિનીકુમારોએ ફરીથી જુવાન બનાવ્યા અશ્વિનીકુમાર દેવોના વૈદ્ય હતા એટલે એમને સોમયજ્ઞમાં યજ્ઞભાગ મળતો નહિ એ• વખત અશ્વિનીકુમારોએ ચ્યવનઋષિને કહ્યુ "જો આપને અમો ફરીથી જુવાન બનાવીએ તો આપ અમને શું આપશો ?" ચ્યવન ઋષિએ કહ્યુ "દેવતાઓના યજ્ઞમાં હુ તમને યજ્ઞભાગ અપાવીશ અશ્વિનીકુમાર પ્રસન્ન થયા, ચ્યવનને યૌવન આપ્યુ અને પોતે સોમપાનના અધિકારી બન્યા

આ કથાનો સાર શો છે ? અશ્વિનીકુમારો કોણ ? ચ્યવન કોણ ? કઈ રીતે તે વૃદ્ધાવસ્થાને ત્યાગીને યુવાનઅવસ્થાને પ્રાપ્ત થયા ? સોમ શુ છે ? અને એનુ પાન કરવાથી અશ્વિનીકુમારોનુ કલ્યાણ કેમ થયુ ? જો આ પ્રશ્નોનુ ઉચિત સમાધાન આપણે કરી શકીએ તો પ્રાચીન ભારતવર્ષની વાજપેયવિદ્યા યા યૌવનપ્રાપ્તિના ઉપાયો (Rejuvination) સબંધી આપણે ઘણુ જાણી શકીએ

### અશ્વિનીકુમાર

વેદોમાં અશ્વિનીકુમારોને દેવોના વૈદ્ય અથવા દૈવી ભિષક

કહેવામાં આવ્યા છે. "હે દેવતાઓના ભિષક! અશ્વિનીકુમાર! આપની શક્તિથી મૃત્યને અમારાથી દૂર કરો."

प्रत्यौहतामश्विना मृत्युमस्मद्
देवानामग्ने भिषजा शचीभिः। (अथर्व० ७-६३-१)

સમસ્ત બ્રહ્માંડની ચિકિત્સા કરનાર આ દિવ્ય વૈદ્ય કોણ છે જેની વિદ્યમાનતામાં મૃત્યનું આક્રમણ થઈ શકતું નથી? આ પ્રશ્નનો ઉત્તર આગળના મંત્રો સ્પષ્ટ કરે છે :

संक्रामतं मा जहीतं शरीरं प्राणापानौ ते सयुजाविहस्ताम्।
शत जीव शरदो वर्धमानोऽग्निष्टे गोपा अधिपा वसिष्ठः॥
(अथर्व० ७-५३-२)

અર્થાત્, હે પ્રાણ અને અપાન! તમો આ શરીરમાં બરાબર ફરતા રહો, શરીરને છોડીને ન જાઓ, તમો બંને જોડીદાર (सयुजौ) રહીને સંયુક્ત મિત્રની માફક રહો. હે મનુષ્ય! તું નિરન્તર વર્ધમાન રહીને સો વર્ષ સુધી જીવ. વસિષ્ઠ અગ્નિ તારો રક્ષક છે.

આ મંત્રમાં પ્રાણ અને અપાન જ સદા સાથે રહેવાવાળા બે અશ્વિનો છે એ સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે. (અશ્વિનોની એક સંજ્ઞા નાસત્ય છે. નાકમાં સંચરણ કરનાર શ્વાસ—પ્રશ્વાસરૂપ પ્રાણાપાન જ નાસત્ય છે.) જુઓ :

नः सोमे प्राणो अस्तु।

પ્રાણાપાન નામના અશ્વિનીકુમારો જ દેવતાઓના વૈદ્ય કેમ છે? ભારતીય વિચારકોના મત પ્રમાણે ચિકિત્સાપદ્ધતિ ત્રણ પ્રકારની હોય છે :

(૧) આસુરી : વાઢકાપ દ્વારા. શલ્યશાસ્ત્ર.

( ૨ ) માનુષી : કાષ્ટાદિ ઔષધિઓદ્વારા.
( ૩ ) દૈવી : પ્રાણાયામ, યોગાદ્વિારા.

ગ્રન્થિઓની શલ્યક્રિયાદ્વારા યૌવનની પ્રાપ્તિ (Rejuvination) આસુરી વિધિ છે. કાષ્ટાદિ ઔષધિઓની સહાયતાથી શારીરિક દોષોને દૂર કરી નવીન બલ પ્રાપ્ત કરવું એ માનુષી ચિકિત્સા છે. આ ચિકિત્સાપદ્ધતિથી રોગીના મન ઉપર પણ અમુક જાતના સંસ્કાર પડે છે. મન જ ઇંદ્રિયોનો સ્વામી છે અને મનના વિકારો શાંત થતાં તેનો પ્રભાવ શરીર ઉપર પણ સ્પષ્ટ જણાય છે જ.

પ્રાણાયામદ્વારા શરીરની શુદ્ધિ સંધાય છે અને માનસિક વિચારોના જય માટે તો પ્રાણાયામની તોલે આવે એવો અન્ય કોઈ ઉપાય જ નથી. શરીરના અને મનના દોષોને દૂર કરી શરીરને અજર અને અરોગી બનાવવાનું સામર્થ્ય પ્રાણાયામમાં છે. કારણ કે પ્રાણ જ અમૃત છે. જ્યાં પ્રાણ છે ત્યાં અમૃત છે. મર્ત્ય શરીરને અમર્ત્ય બનાવનાર પ્રાણ જ છે.

प्राणा एव अमृता आयुः शरीर मर्त्यम् । (श० १०/१/४/१).

સનાતન યોગવિધિ જેનો યમે નચિકેતાને ઉપદેશ દીધો હતો તે જ પ્રાણવિદ્યા છે. આ વિધિથી આયુષ્ય અજર, અમર થઈ શકે છે. વૈદિક ઉપાખ્યાનોમાં સોમનો અને અમૃતનો ઘનિષ્ટ સંબંધ બતાવવામાં આવ્યો છે. સોમ જ અમૃત છે. સોમ પણ પ્રાણ છે અને અમૃત પણ પ્રાણ છે. પરંતુ અહીંઆં સોમવિદ્યા સંબંધમાં અધિક ન લખતાં ઉપાખ્યાનને જ આપણે સ્પષ્ટ કરીશું.

### ચ્યવન

શરીરની પ્રાણશક્તિ (vitality) નું સ્વાસ્થ્ય આદાન અને વિસર્ગની ક્રિયા (Assimilation and Elimination) ઉપર

નિર્ભર છે. એને જ 'metabolic rate' પણ કહેવાય છે. આ પ્રાણોત્પાદિની જીવનશક્તિ જ સર્વસ્વ છે. કિશોરાવસ્થામાં તે વર્ધિષ્ણુ અથવા વર્ધમાન રહે છે; એને Anabolic condition કહી શકાય. વૃદ્ધાવસ્થામાં કે રોગાવસ્થામાં તે ક્ષયિષ્ણુ (catabolic) પણ થઈ જાય છે અને ત્યારે મૃત્યુનું આક્રમણ થવા લાગે છે. શરીરસ્થ સ્નાયુ, મજ્જારસ (Secretions) આ બધા ઉપર વૃદ્ધાવસ્થા યા જીર્ણતાનો (metabolic decay) પ્રભાવ પડે છે. શક્તિનો આધાર આધિભૌતિક (physiological) છે; આ કારણથી શરીરની ધાતુઓ જીર્ણ યા જરાગ્રસ્ત થવા માંડે છે. જો આપણે આ ક્ષયિષ્ણુ પ્રવૃત્તિને રોકવા માગતા હોઈએ તો રસ અને ધાતુઓને સ્વસ્થ અને નિર્મલ બનાવવાની જરૂર છે. આ ક્ષયિષ્ણુ દશાનું નામ જ ચ્યવન સ્થિતિ છે. આ સ્થિતિમાં શરીરનો હ્રાસ થવા માંડે છે. વ્યાધિ, જરા, જીર્ણતા, મૃત્યુ આ બધાં ચ્યવનનાં જ રૂપ છે.

મનુષ્યની શક્તિની સંજ્ઞા વાજ છે. વાજને વીર્ય અથવા રેત પણ કહેવામાં આવે છે. વાજનું પાન કરનાર કર્મકાંડને વાજપેય કહેવામાં આવે છે. શરીરના રેતને શરીરમાં જ પચાવી લેવું એ જ સફલ વાજપેય છે. આ જીવનરસને ક્ષીણ કરી નાખવું એ વાજની હાનિ છે. જે દેહમાંથી વાજ બહાર વહી રહ્યું હોય તે શરીર કદી પુષ્ટ થઈ શકતું નથી. વાજથી શૂન્ય વ્યક્તિને પુનઃ વાજસંપન્ન કરવી તેનું જ નામ વાજીકરણ. આ વિધિ આયુર્વેદના વાજીકરણ તન્ત્રોમાં વર્ણવવામાં આવી છે. જે શરીરમાં વાજ સચવાયું હોય, જ્યાં બ્રહ્મચર્યપાલન નિષ્કલંક હોય, એના પ્રાણને ભરદ્વાજ કહેવાય છે. ચ્યવન પ્રાણનું ઊલટું ભરદ્વાજ પ્રાણ છે. ભરદ્વાજ પ્રાણ વાજનું પાન કરવાવાળો અથવા વાજપેયી હોય છે.

યૌવનની પ્રાપ્તિ માટે, ધાતુઓ અને રસોની શુદ્ધિને માટે, પ્રાકૃતિક ચિકિત્સકોએ જે અનેક ઉપાયો બતાવ્યા છે—એ સૌનો સમાવેશ

પ્રાણવિદ્યા યા વાજપેયવિદ્યામાં જ સમજવો જોઈએ. ભારતીય ઋષિ-ઓએ આયુષ્ય–સંવર્ધન અને સ્વાસ્થ્ય–સંપાદનનાં પ્રકૃતિસિદ્ધ વિધાનો તરફ કંઈ ઓછું ધ્યાન નથી આપ્યું. ખરી રીતે તો તેઓએ જેટલું ગંભીર, તત્ત્વસ્પર્શી રહસ્ય જાણ્યું હતું તેટલાનુ યથાર્થ જ્ઞાન આપણા સમય માટે અત્યંત શ્રેયસ્કર થઈ શકે એમ છે શરીરની અંદર જે પ્રાણની ગરમી છે, તે પ્રાણાગ્નિ ( metabolic heat ) આપણને નીરોગી બનાવે છે. ઔષધિઓ તો ઉપચાર માત્ર છે. આ અગ્નિદ્વારા શરીરની રક્ષા, આયુષ્યની વૃદ્ધિ અને રોગોની નિવૃત્તિ થાય છે. આ તનૂપા અગ્નિને સંબોધીને આપણે આ સંકલ્પનો પાઠ કરીએ છીએ :—

तनूपा अग्निरसि तन्व मे पाहि ।
आयुर्दा अग्निरसि आयुर्मे देहि ।
अग्ने, यन्मे, तन्वा ऊन तन्म आपृण ॥

અર્થાત્ હે અગ્નિ! તુ તનૂપા છે, મારા શરીરની રક્ષા કર. તું આયુષ્યને આપનાર છે, મને આયુષ્ય આપ. તું વર્ચસ દેવાવાળો છે, મને તુ વર્ચસ આપ અગ્નિ! મારા શરીરમાં જેની કમી હોય તેને તું પૂરી કર

અગ્નિ શબ્દનો 'પ્રાણ' અર્થ કંઈ અમારા મનની કલ્પના નથી ઉપનિષદો અને બ્રાહ્મણોમા અનેકવાર અગ્નિનો અર્થ પ્રાણ કર્યો છે. જુઓ :—

प्राणो अमृत तद् हि अग्ने. रूपम् ॥ शतपथ १०/२/६/१८
प्राणो वाऽग्नि ॥ शतपथ २/२/२/१५
स्वमिर्वै प्राण ॥ ( जैमिनीय उपनिषद् ब्राह्मण ) ४/२२/११
प्राणो अग्नि. । श० ६/३/१/२१
ते वा एते प्राणा एव यद् आहवनीय–
गार्हपत्यान्वाहार्यपचनाख्याः अग्नय. ॥ श० २/२/२/१८

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પ્રાણ એ જ અગ્નિ છે. યજ્ઞમાં જે ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આવહનીય નામના ત્રણ અગ્નિઓની સ્થાપના કરવામાં આવે છે, એનો શો અર્થ છે તે પ્રશ્ન ઉપનિષદમાંથી મળે છે:—

प्राणाग्नय एवैतस्मिन् पुरे जाग्रति । गार्हपत्यो
ह वा एषोऽपानः, व्यानोऽन्वाहार्यपचनः, यद्
गार्हपत्यात्प्रणीयते प्रणयनादावहनीयः प्राणः
यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं न यतीति
स समानः, मनो ह वाव यजमान इष्टफलमे—
वोदानः, स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ॥ (प्र उ. ४/३/४)

અર્થાત્, આ શરીરરૂપી બ્રહ્મનગરીમાં પ્રાણાગ્નિઓ સળગતા રહે છે. ગાર્હપત્ય અગ્નિ અપાન, અન્વાહાર્ય પચન, દક્ષિણાગ્નિ વ્યાન અને આહવનીય પ્રાણ છે. શ્વાસપ્રશ્વાસરૂપ આહુતિઓને સામ્યાવસ્થામાં રાખનાર સમાન છે. મન યજમાન છે. ઇષ્ટ ફલ ઉદાન છે, તે આ મનને નિત્ય બ્રહ્મની સમીપ લઈ જાય છે.

આવી રીતે નિષ્પક્ષપાત રહીને મનન કરવાથી આપણને પ્રાચીન યજ્ઞ સંબંધી પરિભાષાના શાશ્વત અર્થોનો પરિચય પ્રાપ્ત થાય છે. અશ્વિનીકુમાર જેવી કથાઓના અર્થો ઉકેલવા માટે આ સંશોધિત પરિભાષાનું અવલંબન આવશ્યક છે.

## અશ્વિનીકુમારોનું સોમપાન

ઉપર આપણે અશ્વિનીકુમારોનું સ્વરૂપ જોઈ ગયા. ચ્યવન કોને કહે છે તે પણ જોઈ ગયા. હવે એક પ્રશ્ન બાકી રહે છે કે જ્યારે અશ્વિનીકુમારોએ ચ્યવનને યૌવન બક્ષ્યું ત્યારે બદલામાં અશ્વિનીકુમારોએ યજ્ઞમાં સોમપાન કરવાની છૂટ માગીને જ કેમ સંતોષ માન્યો હતો ? આટલા માટે આપણે સોમ વિષે જાણવું જોઈએ. વીર્ય, રેત મા

શરીરસ્થ રસનું નામ જ સોમરસ છે. કેન્દ્રિય નાડીજાલ એ ઔષધિ-વનસ્પતિઓ છે, જેમાં સોમરસ ભરેલો હોય છે. નાડી-રસની શુદ્ધિ જ સ્વાસ્થ્યનું લક્ષણ છે. મગજમાં પણ આ જ રસ છે, જે નીચે સુષુમ્ણાનાડીની શાખાપ્રશાખાઓને તપે છે. આ રસ ઉપર જ મસ્તિષ્કની સમસ્ત ચેતના નિર્ભર છે. આ રસ ( Cerebro-spinal fluid ) સંબંધી અર્વાચીન ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓ અનેક આશ્ચર્યજનક મહત્ત્વની વાતો આપણને સંભળાવે છે. મસ્તિષ્કને સદા તૃપ્ત રાખી, બલવાન બનાવવું એ આ રસનું કાર્ય છે. આ જ સોમરસ રેત યા વીર્યરૂપમાં શરીરમાં સંચિત થાય છે. અસંયમના કારણથી શરીર બહાર નીકળી તેનો ક્ષય થાય છે. જ્યાં સુધી પ્રાણાપાનરૂપ અશ્વિનીકુમારો આ સોમને પી શકે છે ત્યાં સુધી શરીર ઉપર જરાનું આક્રમણ થતું નથી. ચ્યવનની ક્ષીણ શક્તિને ફરીથી ઊર્જિત અને વસિષ્ટ બનાવવાને માટે આ આવશ્યક છે કે શરીરના સોમરસથી ઉત્પન્ન-થયેલ શક્તિ શરીરમાં જ રહે, અર્થાત્ પ્રાણાપાન આ સોમરસનું પાન કરે. આ શરીર પણ એક યજ્ઞ છે :—

पुरुषो वै यज्ञ. ॥

આની અંદર જે પ્રાકૃતિક ક્રિયાઓ થાય છે તેનુ જ અનુકરણ યજ્ઞના ક્રિયાકાંડમાં કરવામાં આવે છે. શક્તિસંવર્ધન માટે સોમ યા રેતનુ શરીરમાં જ પાચન અનિવાર્ય છે. આ જ કારણથી અશ્વિની-કુમારોએ ચ્યવન પાસે પ્રતિજ્ઞા લેવડાવી હતી કે હુ તમને યજ્ઞમાં સોમપાનનો ભાગ અવશ્ય અપાવીશ. ચ્યવનના તપથી આ શક્ય બન્યું. એના મહિમાથી ચ્યવનની જીર્ણતા દૂર થઈ. જે ઉચિત પ્રકારથી સોમનું પાન કરી મન અને શરીરની સ્વસ્થા સંપાદન કરી શકે છે, તે સદા અરિષ્ટ, અજર, અમર રહી શકે છે. આથી જ કહ્યું છે કે :—

प्रविशतं प्राणापानावनड्वाहाविव व्रजम् ।
अयं जरिम्णः शेवधिररिष्ट इव वर्धताम् ॥ (અથર્વ ૭/૫૬/૫)

અર્થાત્, પ્રાણાપાન એના શરીરમાં પ્રવેશ થયા કરે, જેમ ગોઠમાં બે બળદ હોય. રસોનાની આ નિધિ અરિષ્ટ (અક્ષય) રૂપમાં જાગતી રહો અને એ પણ ચ્યવનની પેઠે કરી શકે છેઃ—

पुनः प्राणः पुनरात्मा न ऐतु
पुनश्चक्षुः पुनरसुर्न ऐतु ।
वैश्वानरो नो अदब्धः तनूपा
अन्तः तिष्ठाति दुरितानि विश्वा ॥

सं वर्चसा पयसा सं तनूभि—
रगन्महि मनसा सं शिवेन ।
त्वष्टानो अत्र वरीयः कृणो—
त्वनु नो मार्ष्टु तन्वो यद्विरिष्टम् ॥ (अथर्व ६/५३/२/३)

અર્થાત્, મારા શરીરમાં પ્રાણ, આત્મા, ચક્ષુ અને જીવનની પુનઃ પ્રતિષ્ઠા હો. શરીરરક્ષક તનૂપા અગ્નિ અધૃષ્ય રહીને બધાં દુરિતોને હટાવતા રહો. વર્ચસ, રસ અને તનુની સાથે અમારો મેળ રહો. અમારા શરીરમાં જે જીર્ણતાનો અંશ (વિરિષ્ટ–decaying elements) હોય તેને ત્વષ્ટા (શરીરના નિર્માતા) પ્રાણ પીઈ નાખો *

* 'वैदिक धर्म' श्रावण सं. १९९३ मां श्री वासुदेवशरण

## ૯ : ત્રણ ઉપસ્તંભો

### (આહાર, નિદ્રા, બ્રહ્મચર્ય)

### ૧. આહાર

આહારશાસ્ત્રનો વિચાર કરતાં આહારનો ગુણ (ગુરુ લઘુ વગેરે) ભેદથી, દ્રવ્યભેદથી (આ આગ્નેય છે, આ આપ્ય છે), કર્મથી (આ દ્રવ્ય જીવનીય છે, આ બૃંહણીય છે), સર્વાવયવથી અર્થાત્ દ્રવ્યના રસવીર્યવિપાકપ્રભાવથી—આ તમામ દૃષ્ટિથી વિચાર કરવો ઘટે છે. અર્થાત્ આ બધાનો વિચાર કરતાં ભલભલા મેધાવી વૈદ્યો પણ મોહમાં પડી જાય છે, એટલું ગહન આહારશાસ્ત્ર બની જાય છે. પ્રત્યેક ચિકિત્સકે આહારશાસ્ત્રનો તલસ્પર્શી અભ્યાસ કરવો ઘટે છે. સુશ્રુતે યોગ્ય જ કહ્યું છે "न हि अनवबुद्धस्वभावा भिषजः । स्वास्थ्यानुवृत्ति रोगनिग्रहणं च कर्तुं समर्थाः ॥" (સુશ્રુત સૂ. ૪૬–૨.) અર્થાત્ આહારમાં પ્રયુક્ત થતાં ખાદ્ય દ્રવ્યોનો રસ, વીર્ય, વિપાક પ્રભાવ જે બરાબર જાણતો નથી તે વૈદ્ય કદીયે સ્વસ્થ મનુષ્યોના સ્વાસ્થ્યનું રક્ષણ કે રોગીના રોગનું વ્યાધિપરિમોક્ષણ કરી શકતો નથી.

ચિકિત્સક માટે કેવી ગંભીર જવાબદારી છે તે આથી સમજાશે. આધુનિકો પ્રત્યેક દ્રવ્યમાં કયાં કયાં તત્ત્વો છે, એનો વિપાક (base)

અમ્લ છે કે અમ્લપ્રતિયોગી છે વગેરેનો વિચાર કરતા થયા છે એ શુભ ચિહ્ન છે.

આહાર ઉપર ચરકસુશ્રુતમાં અનેક ઉલ્લેખો અહીંતહીં વેરાયેલા નજરે ચડે છે. આ લેખમાં તો તેનું ફક્ત વિહંગાવલોકન જ કરવામાં આવ્યું છે. વધુ વિગતમાં ન ઊતરતાં નીચેના થોડાક મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જેવા છે:

(૧) ગુજરાતીઓ તેલ બહુ ખાય છે: સુરતીઓ અને ભરૂચીઓ ખાસ. આ ઇષ્ટ નથી. ગુજરાત સિવાય આટલું તેલ ખાવાનો રિવાજ હિંદના કોઈ પ્રાંતમાં નથી. સુશ્રુતે કહ્યું છે કે ઘીમાં તૈયાર કરેલો આહાર મનને પ્રિય-હૃદ્ય-લાગે છે, એક જાતની ખુશબો આવે છે, પચવામાં હલકો છે, વાતપિત્તને હરે છે, બલદાયક છે અને વર્ણ તેમ જ દૃષ્ટિનું પ્રસાદન કરનાર છે. તેલમાં કરેલો આહાર પચવામાં ભારે છે, વિદાહિ છે, વિપાકમાં કટુ છે, ગરમ છે, વાતઘ્ન છે, દૃષ્ટિ નાશ કરનાર છે, પિત્તલ છે, ચામડીના દોષોને જન્માવનાર છે. (સુશ્રુત સૂ. ૪૬, ૪૦૫-૪૦૬). તેલના પોતાના ગુણો છે એ વાતનો ઇનકાર કર્યા વિના, આ વાત સૌ ગુજરાતીઓએ ખાસ ધ્યાન દેવા યોગ્ય છે. ગુજરાતીઓનું ઢીલાપોચાપણું વધુ તેલના ઉપયોગને અને તેલ સાથે વપરાતા મસાલાને આભારી હશે? તેલ શરીરે ચોળવામાં લેવાનો ગુજરાતમાં રિવાજ નથી, જ્યારે હિંદના બીજા પ્રાંતોમાં એ પ્રથા સુપ્રચલિત છે. પંજાબ અને યુ. પી. માં તેલ તો ફક્ત તેમના જોડા જ પીએ છે એવી કહેવત છે. બહુ તેલમસાલા, લસણનો ઉપયોગ શ્રેયસ્કર તો નથી જ.

हृद्याः सुगन्धिनो भक्ष्या लघवो घृतपाचिताः
वातपित्तहरा बल्या वर्णदृष्टिप्रसादनाः ॥

विदाहिनस्तैरुक्ता गुरव कटुपाकिनः ।
उष्णा मारुतदविघ्ना· पित्तलाः त्वक्प्रदूषणाः ॥
( સુશ્રત સૂ. ૪૬–૪૦૫,–૪૦૬ )

પ્રત્યેક ગુજરાતીએ આ શ્લોકનો અર્થ યાદ રાખવો ઘટે છે.

૨ ભોજનમાં સૌ પ્રથમ મધુરરસયુક્ત ભોજન જમવું જોઈએ. વચમાં અમ્લ અને લવણરસયુક્ત ભોજન–પદાર્થો લેવા જોઈએ અને બાકીના તિક્તકટુકષાય રસો છેવટે લેવા જોઈએ.

બુદ્ધિમાનોએ ભોજનની શરુઆતમાં દાડિમ, બીજોરાં, આંબળાં વગેરે ફળો ખાવાં જોઈએ. આ પછી પેયો–પેય પદાર્થોનુ સેવન કરવું જોઈએ. આ પછી વિવિધ ભોજ્ય અને ભક્ષ્ય પદાર્થો જમવા જોઈએ.

પહેલાં ઘન (solid) પદાર્થો ખાવા જોઈએ, જ્યારે બીજા એમ માને છે કે ભોજનની શરુઆત પેય પદાર્થોથી કરવી જોઈએ. ભોજનના આદિ, મધ્ય અને અતે હમેશા આંબળાં ખાવા જોઈએ. કારણકે ફળમાં આબળા સકલ[1] દોષને હરનારા છે. ( સુશ્રુત સૂ. ૪૬–૪૫૯ થી ૪૬૨. )

૩ " कालभोजनम् आरोग्यकराणाम् । " चरक

આરોગ્યરક્ષા માટે સૌથી સારામા સારો ઉપાય વખતસર ખાવું એ છે शत विहाय भोक्तव्यम् । હજારો કામ પડતા મૂકીને પ્રથમ વખતસર જમી લેવુ જોઈએ એક દિવસ વહેલુ, બીજા દિવસે મોડુ, ત્રીજે દિવસે નહિ—આમ ખાવાથી રોગનો ભોગ જલદી થવાય છે એ યાદ રાખવું.

ભોજનના યોગ્ય સમય પહેલાં વા પછી, તથા માત્રામાં ઓછું વા અધિક–ખાવું હિતકર નથી.

---

૧ आमलकं वय स्थापनानाम् । चरक–આબળા ઉત્તમ વય.સ્થાપન છે.

વખત સિવાય જમનારા લોકો અનેક રોગના ભોગ બને છે અને મૃત્યુને વહેલા શરણ થાય છે.[૨]

દૂધ અને ઘીનો અભ્યાસ–સેવન બધી જાતનાં રસાયનોમાં ઉત્તમોત્તમ રસાયન છે. આપણા હમેશના આહારમાં આ બન્નેનો છૂટથી સમાવેશ થવો જોઈએ. આ બન્ને ઉત્તમ રસાયનો છે. તાંબું, હરિતાલ, અભ્રક કે સોમલ–એ રસાયનો નથી.

૪ "क्षीरघृताभ्यासो रसायनानाम् ।" ચરક

ઘીને ચરકે 'સહસ્રવીર્યમ્' કહ્યું છે. વેદોમાં "घृत वै आयुः।" ઘીને જ આયુષ્ય ભાખ્યું છે. આ સૂત્રો લખનાર આપ્તોની ત્રિકાલજ્ઞ બુદ્ધિ માટે કોને પૂજ્ય ભાવ નથી થતો ? ઘી સ્મૃતિ, બુદ્ધિ, જઠરાગ્નિ, વીર્ય, ઓજને વધારનાર છે–આ જ એની સર્વોપરિતા સિદ્ધ કરવા બસ છે. "नान्य स्नेहस्तथा कश्चित् संस्कारमनुवर्तते यथा सर्पिः सर्व–स्नेहोत्तमं मतम्।" (ચરક નિ. સ્થા. અ.૨–૩૯). બીજું કોઈ સ્નેહ ઘીની માફક સંસ્કાર–ગુણા–ન્તરાધાન–ને ગ્રહણ કરી શકતું નથી. આથી જ ઘીને આયુર્વેદમાં યોગવાહિ માનેલું છે. કોઈ પણ દ્રવ્યના ગુણનો તે ઉત્કર્ષ કરે છે. આથી જ ગૂજરાતીઓને તેલને બદલે ઘી વાપરવા મારી ભલામણ છે.

અને દૂધ ? "प्रवरं जीवनीयानाम् क्षीरमुक्तं रसायनम् ।" ચરક, જીવનીય જેટલાં દ્રવ્યો છે તે સૌમાં દૂધ ઉત્તમોત્તમ જીવનીય—life-giving—life-prolonging છે. હજારો ગ્રન્થમાં જે ન કહી શકાય એ આવાં નાનાં સૂત્રોમાં ઋષિઓએ આપણને કહેલું છે. કોઈ પણ પ્રજાએ મહાન બનવું હોય તો ઘીદૂધના વપરાશ તરફ પૂરતું ધ્યાન દેવું પડશે.

૨ "अस्माकं भोजनवेला संवृत्ता । उचितवेलातिक्रमे चिकित्सका दोषमुदाहरन्ति ॥" માલવિકાગ્નિમિત્રમ્: અંક ૨.

૫ सर्वरसाभ्यासो बलकराणाम् । (चरक). બલ આપનાર જેટલા પદાર્થો છે તે સૌમાં સર્વ રસનુ સેવન મુખ્ય છે.

एकरसाभ्यासो दौर्बल्यकराणाम् । (चरक) એક જ જાતના રસવાળું ભોજન જમવુ એના જેવુ બીજું દુર્બલતા આણનાર એક પણ નથી.

મધુર, અમ્લ, લવણ, તિકત, કટુ, કષાય–આ છ રસો છે, એક જ રસ હમેશાં ખાવાથી એક જ જાતનો પાચક રસ વધારે સ્રવે અને પરિણામે અન્નનું જે અભિશોષણ થવુ જોઈએ તે સમ્યક્ થઈ ન જ શકે. વળી એકરસાભ્યાસથી તૃપ્તિ બરાબર નથી થતી અને આહાર-ગુણોમાં મુખ્ય ગુણ તો તૃપ્તિ છે એ યાદ રાખવુ જોઈએ

" न च एकरससेवाया प्रसज्येत कदाचन । " (સુશ્રુત)

કદાપિ એકરસ સેવનમા આસક્તિ ન રાખવી.

एकैकरा समस्तान् वा नात्यश्नीयात् रसान् सदा ॥ (સુશ્રુત)

એકએક વા બધા રસો અધિક પ્રમાણમાં સેવન ન કરવા જોઈએ.

૬ पेयलेह्याद्यभक्ष्याणा गुरु विद्याद्यथोत्तरम् ।
गुरुणामधसौहित्य स्घूना तृप्तिरिष्यते ॥ (સુશ્રુત)

પેય (દૂધ વગેરે પીવાના પદાર્થો), લેહ્ય (મધ, શીખંડ વગેરે ચાટવાના પદાર્થો), ભોજ્ય (ભાત વગેરે) અને ભક્ષ્ય (લાડુ વગેરે ચાવીને ખાવાના પદાર્થો) પદાર્થો ઉત્તરોત્તર અધિકાધિક ભારે ગણાય છે. પેય કરતા લેહ્ય, લેહ્ય કરતા ભોજ્ય, ભોજ્ય કરતાં ભક્ષ્ય ઉત્તરોત્તર પચવામા ભારે છે

ગુરુ (ભારે) પદાર્થોનું સેવન અર્ધ તૃપ્તિ સુધી કરવુ જોઈએ. જ્યારે લઘુ (હલકા) પદાર્થો પૂર્ણ તૃપ્તિ સુધી ખાવા જોઈએ

૭ સવારમા ખાધેલુ અન્ન જો બરાબર ન પચ્યું હોય તો સાંજે ન ખાવું કારણ કે અન્ન પચ્યા સિવાય બીજું અન્ન ખાવુ એ

જઠરાગ્નિનો વિનાશ નોતરનારું છે. બરાબર ભૂખ લાગ્યા વિના જમવાથી અજીર્ણ-આમ જન્મે છે અને આમ-અપક્વ અન્ન-અનેક રોગોને જન્મ આપનાર છે. आमो विषमचिकित्सितानां । (चरक) આમની ચિકિત્સા ખૂબ જ વિષમ છે-અઘરી છે. આમ જ સકલ રોગોનો જનક છે.

आममन्नरसं केचित्, केचित्तु मलसंचयम् ।
प्रथमां दोषदुष्टिं च केचिदामं प्रचक्षते ॥

આમના ભિન્નભિન્ન અર્થો થાય છે. કેટલાક આમ એટલે અન્નરસ, કેટલાક આમ એટલે મલસંચય, કેટલાક આમ એટલે પ્રથમ દોષદુષ્ટિ, કેટલાક આદ્ય આહારધાતુ આમાશયસ્થ કાયાગ્નિની દુર્બળતાથી બરાબર પચી ન હોય તેને આમ કહે છે. દુર્બલ જઠરાગ્નિવાળા માટે એક ટંક જમવું હિતાવહ છે. ચરકે યોગ્ય જ કહ્યું છે કે:

एकाशनं सुखपरिणामकराणाम् ॥ સુખેથી પચી જવામાં એક વખત જમવું એ ઉત્તમ માર્ગ છે.

अतिमात्राशन आमप्रदोषहेतूनाम् ॥ (चरक). અતિ માત્રામાં ખાવુ એ આમદોષના હેતુ રૂપ છે એ યાદ રાખવું.

૮ विषमाशनं शोषस्य आयतनम् ॥ (चरक). ચરકમાં શોષ (ક્ષય) નાં ચાર કારણો ગણવેલાં છે; (૧) સાહસ; (૨) વેગસંધારણ; (૩) ક્ષય (વીર્યક્ષય); અને (૪) વિષમાશન.

हिताहितोपसंयुक्तमन्नं समशनं स्मृतम् ।
बहु स्तोकमकाले वा विज्ञेयं विषमाशनम् ॥ સુશ્રુત સૂ. ૪૬

હિત અને અહિત-બન્ને પ્રકારના પદાર્થોને એક જ સાથે મલાવીને ખાવા એવું નામ **સમશન** કહેવાય છે. જ્યારે કોઈ વખત વધારે તો કોઇ વખત ઘણું જ થોડું એવું ભોજન, ખાવાનો વખત

વહી ગયા પછી જમવું-એનું નામ **વિષમાશન.** ખાધેલું પચ્યું ન હોય ને ઉપર બીજું ખાવું એનું નામ **અધ્યશન.** આ ત્રણેય પ્રકારનાં ભોજનો સકલ વ્યાધિને જન્મ આપનાર છે તેમ શીઘ્ર મૃત્યુકારક છે. (સુશ્રુત)

विषमाशनं अग्निवैषम्यकराणाम् । (ચરક સૂ. ૨૫)

જઠરાગ્નિનું વૈષમ્ય નિપજાવવામાં વિષમાશન સૌથી અગ્રસ્થાને છે.

हिताशी स्यात् मिताशी स्यात् कालभोजी जितेन्द्रियः ।
पश्यन् रोगान् बहून् कष्टान् बुद्धिमान् विषमाशनात् ॥
(चरक नि. स्था. अ. ६-११)

હમેશાં હિત ખોરાક ખાઓ. માત્રાસર-મધ્યમસર ખાઓ. વખતસર જમો. જિતેન્દ્રિય રહો. વિષમાશન ન કરો. આ નિયમોનું ઉલ્લંઘન કરશો તો બહુ કષ્ટપ્રદ દારુણ રોગો ભોગવવા પડશે.

૯. વિશેષ પાણી પીવાથી, વિશમાશનથી, વેગોને રોકવાથી (ઝાડો-પેશાબ આવ્યો હોય ને તેને રોકવો તે-ઇત્યાદિ), સ્વપ્નવિપર્યયથી (દિવસે સૂવું અને રાત્રી વખતે જાગવું તે)-યોગ્ય સમયે, સાત્મ્ય અને હલકું અન્ન પણ લીધું હોય તોય તે પચતું નથી. (સુશ્રુત)

ઈર્ષ્યા (પારકાનો ઉત્કર્ષ સહન ન થવો તે), ભય, ક્રોધ, લોભ, ચિંતા (માનસિક રોગ), દૈન્ય (દુ:ખશોકાદિ) તથા દ્વેષ—આ માનસિક વિકારોથી પીડિત મનુષ્યોદ્વારા સેવન કરાયેલું અન્ન પણ જલદી, સારી રીતે, પચતું નથી. (સુશ્રુત)

अशितश्चोदकं युक्त्या भुञ्जानश्चान्तरा पिबेत् । (સુશ્રુત)

ભોજન કરી ઊઠીને તેમ જ ભોજનની વચ્ચે જલનું સેવન યુક્તિથી કરવું જોઈએ. વિશેષ પાણી પીવું ઠીક નથી. પાણી થોડુંથોડું

વારંવાર પીવું એ સ્વાસ્થ્યની દૃષ્ટિએ હિતાવહ છે. મુહુર્મુહુઃ વારિ પિબેદ્‌ભૂરિ । વારંવાર થોડું થોડું પાણી પીવું શરીર માટે જરૂરતું છે. વિશેષ પાણી પીવું નુકસાનકારક છે. જમતી વખતે પાણી ન જ પીવું એમ કેટલાક માને છે તેમાં તથ્ય નથી.

શારીરિક અને માનસિક–બન્ને જાતનાં કારણો પરસ્પર અનુબંધિ છે. મનના પ્રત્યેક તરંગની સારીમાઠી અસર શરીર ઉપર થાય છે જ; તેમ જ શરીર ઠીક નથી હોતું તો મન ઉપર તેની અસર અવશ્ય થાય છે જ.

આયુર્વેદનો આદર્શ આત્મવાન મનુષ્યો સર્જવાનો છે. શરીર અને મનની ઝીણામાં ઝીણી બાબતોનો સંબંધ આયુર્વેદ કદી ભૂલ્યું નથી.

भुक्त्वा राजवत् आसीत यावदन्नक्लमो गतः ।
ततः पादशतं गत्वा वामपार्श्वेन संविशेत् ॥ (સુશ્રુત)

ખાધા પછી જ્યાં સુધી અન્નનો કલમ (ભારેપણું) રહે ત્યાં સુધી રાજાની પેઠે સુખપૂર્વક આરામ કરવો, અથવા સુખથી સૂઈ રહેવું અને મનને આનંદ આપે એવી પ્રિય વાર્તાઓ કરવી. આ પછી સો પગલાં ટહેલવું અને પછી ડાબે પડખે અઢેલવું વા સૂવું.

સમ્યક્ પાચન માટે આ ખૂબ જ જરૂરી છે. ખાધા પછી હોજરી તરફ રક્તનું આકર્ષણ શરુ થાય છે. આ વખતે ચામડી, શિર વગેરે અવયવોમાં રક્તની કમી જોવામાં આવે છે. આથી જ ખાધા પછી કલમ-(ભારેપણું) જણાય છે. શારીરિક અને માનસિક શાંતિમાં આ રક્તપરિભ્રમણનો ઉપયોગ પાચનક્રિયામાં અગત્યનો ભાગ ભજવે છે. ખાઈને તુરત ઓફિસોમાં દોડવું, શાળાકોલેજોમાં જવું—આ બધું સ્વાસ્થ્ય માટે જરા પણ હિતકારક નથી. આ છતાંય આપણા જાહેર પુરુષોનું આ અગત્યની બાબત તરફ કદી ધ્યાન ખેંચાયું નથી.

" मृत्युः धावति धावतः " (યોગરત્નાકર)–ખાધા પછી જે દોડે છે તેની પાછળ મૃત્યુ પણ દોડે છે,

આ સિવાય અન્નપાનવિધિ, પ્રત્યેક ખાદ્ય પદાર્થના ગુણદોષ–આ બધું આયુર્વેદમાં વિસ્તારથી આપવામાં આવેલું છે. એ બધાંને વિસ્તાર અહીં શકય નથી. પ્રત્યેક શબ્દ પાછળને પ્રાણ જો બરાબર સમજાય તો જ એનું હાર્દ સમજાય. રસને વિચાર એ આયુર્વેદની વિશેષતા છે. દ્રવ્ય માત્ર પાંચભૌતિક છે અને એક, બે વા અધિક ભૂતોના મિશ્રણથી મધુર, અમ્લ વગેરે છ રસો બનેલા છે. દ્રવ્યમાત્રમાં આ છ પૈકીમાંથી ઓછાવત્તા રસો રહેલા છે. મધુર, અમ્લ, લવણ–આ ત્રણ રસો કફને કરનાર તથા વાયુને હરનાર છે; કષાય, કટુ અને તિક્ત–આ ત્રણ રસો વાયુને કરનાર છે પણ કફને હરનાર છે; કષાય, મધુર અને તિક્ત રસ પિત્તને જીતનાર છે. કટુ, અમ્લ, લવણ રસો પિત્તને કોપાવનાર છે.

પરંતુ રસ કરતાં વીર્ય (આધુનિક પરિભાષામાં એને 'એક્ટિવ પ્રિન્સિપલ્સ' કહીએ તો ચાલે) વિશેષ બલવાન છે. કષાય રસ, મોટે ભાગે, સ્તંભક (દસ્તને કબ્જ કરનાર) છે પરંતુ હરડે રસમાં કષાય હોવા છતાંય તે રેચક છે. હરડેની આ રેચક શક્તિ એ તેનામાં રહેલ વીર્યને આભારી છે કટુ (તીખો) રસ વાયુ કોપાવનાર છે. પરંતુ સૂંઠ કટુ રસવાળી હોવા છતાંય તે વાતઘ્ન છે. રસ સાથે વીર્યને વિચાર પ્રત્યેક દ્રવ્યમાં થયેલો છે.

વિપાક(જઠરાગ્નિસંયોગથી અન્નનું રૂપાન્ત થઈ જાય તે) અને પ્રભાવ–આ બે ઉપર પણ સૂક્ષ્મ વિચાર કરવામાં આવ્યો છે. ટૂંકમાં રસ, વીર્ય, વિપાક અને પ્રભાવ–આ ચારેય ઉપર દ્રવ્યગુણ-શાસ્ત્રની ઇમારત સુંદર રીતે ખડી કરવામાં આવી છે.

કોઈ કહેશે કે આયુર્વેદમાં 'વિટામિન્સ'નું સ્થાન છે કે નહિ ? હા, આયુર્વેદમાં 'વિટામિન્સ'નો ઉલ્લેખ નથી, પરંતુ તેથી આયુર્વેદને

નીચું જોવા જેવું કશું જ નથી. હું ડૉક્ટરોને પૂછું કે તમારામાં રસવીર્યવિપાક દૃષ્ટિએ દ્રવ્યોનો વિચાર કરવામાં આવેલો છે? તો તેઓ ના જ પાડશે. એટલે 'વિટામિન્સ'નો ઉલ્લેખ નથી પરંતુ વિટામિન્સ કરતાં વધુ સર્વગ્રાહી વિચાર આયુર્વેદજ્ઞોએ કરેલો છે. દહીંમાં 'વિટામિન્સ' છે કે નહિ તે કહેવામાં નથી આવ્યું પરંતુ તેથી અનેક ઘણું કહેવામાં આવ્યું છે એ સૂક્ષ્મદર્શીઓથી તુરત જ સમજાશે. જુઓ:

रोचनं दीपनं वृष्यं स्नेहनं बलवर्धनम्।
पाकेऽम्लमुष्णं वातघ्नं मङ्गल्यं बृंहणं दधि ॥ २२५
पीनसे चातिसारे च शीतके विषमज्वरे ।
अरुचौ मूत्रकृच्छ्रे च कार्श्ये च दधि शस्यते ॥ २२६
शरद्ग्रीष्मवसन्तेषु प्रायशो दधि गर्हितम् ।
रक्तपित्तकफोत्थेषु विकारेष्वहितं च तत् ॥ २२७
त्रिदोषं मन्दकं जातं वातघ्नं दधि. शुक्रलः ।
सरः श्लेष्मानिलघ्नस्तु मण्डः स्रोतोविशोधनः ॥ २२८

चरक सू. २७

દહીં રુચિ ઉત્પન્ન કરનાર છે અર્થાત્ અરુચિનો નાશ કરનાર છે,[3] અને અન્ય દ્રવ્યો સાથેના સંસર્ગથી પણ રુચિને જન્માવનાર છે.

3 વાગ્ભટે "रोचिष्णु शस्तमरुचौ" શબ્દપ્રયોગ કર્યો છે. રોચિષ્ણુ-રુચિ ઉત્પન્ન કરનાર. પરંતુ દહીં કેવળ રુચિજનક જ નથી એ અરુચિમાં પણ પ્રશસ્ત છે. રુચિજનક દ્રવ્યો બધાં જ અરુચિઘ્ન નથી હોતાં. ઘેબર માલપૂવા વગેરે દ્રવ્યો રોચન છે. પરંતુ તે અરુચિને જીતનાર છે. જ્યારે પટોલપત્ર અરુચિઘ્ન હોવા છતાંય તે કોઈને ભાવે એવું નથી-રોચન નથી. કડવાં દ્રવ્ય સ્વયં અરુચિઘ્ન હોય છે પરંતુ તે રુચિપ્રદ તો નથી જ. આથી જ રોચિષ્ણુ અને અરુચિમાં પ્રશસ્ત-આ બે શબ્દો યોજીને દહીં રુચિપ્રદ તેમ જ અરુચિઘ્ન છે એમ બતાવ્યું છે અને આથી જ ભોજનને અંતે દહીં અથવા દહીં ભાગેલી તક લેવાનો રિવાજ સારો છે. આથી ઉપરના

દીપન[૪]–અન્તરાગ્નિ અથવા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર દ્રવ્યને દીપનીય, દીપક અથવા અગ્નિદીપક કહેવામાં આવે છે પીપર, પીપરીમૂળ ઇત્યાદિ દ્રવ્યો દીપક છે દીપન દ્રવ્યો અગ્નિગુણની અધિકતાવાળા હોય છે આધુનિક પરિભાષામાં એને stomachic કહી શકાય આવા દ્રવ્યો આમાશયમા રક્ત વધારે છે એનાથી ભૂખ લાગે છે અને ભોજન સહેલાઈથી પચી જાય છે દહી આ દૃષ્ટિએ દીપન છે

વૃષ્ય–વાજીકરણનો પર્યાય વૃષ્ય છે જે દ્રવ્યના સેવનથી વાજી અર્થાત્ અશ્વ જેવા વેગથી સ્ત્રી તરફ જાય છે, જેનાથી સ્ત્રીઓનો એ અતિપ્રિય થાય છે, જે ધાતુવૃદ્ધિ કરે છે અને દેહને પરમ ઓજસ્વી બનાવે છે અલ્પશુક્રવાળાને જે દ્રવ્ય પ્રભૂત વીર્યવાન બનાવે છે તે દ્રવ્યને વાજીકરણ વા વૃષ્ય કહેવામા આવે છે Aphrodisiac. “वृष्यं शुक्रकरमतिशयेन इति चोघ्यम् ।” અરુણદત્ત

---

ચરકના શ્લોકમા પ્રથમ ચરણમા ‘ रोचन ’ અને ચોથા ચરણમા ‘ अरुचौ शस्यते ’ આ બે શબ્દોનુ મહત્ત્વ છે

૪ दीपन—દહી શુક્રલ્, વીર્ય વધારનાર—, બન્ર્વધક હોવાથી તે દીપન —જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર—કેમ હોઈ શકે ? કારણ કે શુક્રલ્ અને બલ્ય દ્રવ્યો, મોટે ભાગે, ગુરુ ભારે હોય છે તો પછી દહી દીપન કેમ ? આ પ્રશ્ન સ્પષ્ટીકરણ માગે છે

દહી અમ્લ છે અને વિપાકમા પણ અમ્લ છે ‘ अम्लपाकरस ’ વાગ્ભટનો શબ્દપ્રયોગ છે રસમા અને વિપાકમા દહી અમ્લ છે ચરકે ‘पाकेऽम्लमुष्णम्’ શબ્દ વાપર્યા છે, અર્થાત્ દહી વિપાકમા અમ્લ છે, ઉષ્ણ છે દહી અમ્લ અને ઉષ્ણવીર્ય હોવાથી ‘ દીપન ’ છે રસ અને વિપાકમા અમ્લ અને વીર્યમા ઉષ્ણ એવુ દહી દીપન જરૂર હોઈ શકે અમ્લ રસના જે ગુણો આપવામા આવ્યા છે તેમા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર–દીપન એ ગુણ પણ છે જ.

સ્નેહન[૫]-જે દ્રવ્ય શરીરમાં સ્નિગ્ધતા જન્માવે અથવા સ્નેહનું રક્ષણ કરે, જે મૃદુતા તથા ક્લેદ ઉત્પન્ન કરે-એને સ્નેહન દ્રવ્ય કહે છે. અંગ્રેજીમાં આને Demulcent કહે છે.

**બલવર્ધન.** અથવા બલ્ય, बलाय हितम् इति बल्यम्। શરીરનું બલ વધારનાર દ્રવ્યને બલ્ય કહેવામાં આવે છે. આયુર્વેદમાં અનુત્પન્ન રોગોને દૂર કરનાર શક્તિને પણ 'બલ' તરીકે ઓળખવામાં આવેલ છે. बल ह्यल निग्रहाय रोगाणाम्। (चरक). બલ=Vitality.

ઉષ્ણ શીત ગુણથી વિપરીત ગુણોવાળાં દ્રવ્યો ઉષ્ણ કહેવાય છે. શરીરને અસુખ દેનાર, રસરક્તાદિની પ્રવૃત્તિ કરનાર, તૃષા મૂર્ચ્છા, સ્વેદ અને દાહને ઉત્પન્ન કરનાર અને ખાસ કરી પાચક હોય એ દ્રવ્યને ઉષ્ણ કહેવામાં આવે છે. સમાજમાં દહીંને ઠંડું માનવામાં આવે છે, પરંતુ દહીં ઠંડું નહિ પણ ગરમ છે.

---

૫ "स्नेहनम्"—સ્નેહકૃત્. ચરક સૂ. સ્થા. અ. ૨૭માં ભેંસના દૂધને ગાયના દૂધ કરતાં શીતતર-વિશેષ ઠંડું ગણાવેલું છે અને स्नेहादूनम् અર્થાત્ સ્નેહમાં—fat content માં-ભેંસનું દૂધ ગાયના દૂધ કરતાં ઊતરતું (ऊनं=અધૂરું) છે એમ કહ્યું છે. પરંતુ स्नेहादूनम्નો વાસ્તવિક અર્થ "स्नेहात् अदून-आपूर्ण, न तु स्नेहोनम् इति।" આવો થાય છે. અર્થાત્ ભેંસનું દૂધ સ્નેહથી પરિપૂર્ણ છે અર્થાત્ ગાયના કરતાં ભેંસના દૂધમાં ચરબીનો ભાગ વધુ છે. ચરબીનો ભાગ વધુ હોય તે દૂધનું દહીં અતિસાર અને ગ્રહણી રોગોમાં કેમ અપાય? આથી વાગ્ભટે સ્પષ્ટતા કરી છે કે "रूक्षं तु ग्रहणीगदे।" અર્થાત્ ગ્રહણી રોગમાં સ્નેહયુક્ત નહિ પણ સ્નેહ અથવા તર કાઢી લીધેલું અર્થાત્ રૂક્ષ-સ્નેહહીણું-એવું દહીં આપવું જોઈએ. "रूक्षं उद्धृतसारम्।" અરુણદત્ત. અર્થાત્ જેમાંથી તર કાઢી લીધી હોય એવું દહીં એ રૂક્ષ દહીં ગ્રહણીના રોગોમાં આપવું જોઈએ.

વાતઘ્ન[6] વાયુને હરનાર ઉષ્ણ ગુણ વાતઘ્ન છે મંગલ્ય[7] —મંગળકારી—કલ્યાણકારી.

બૃંહણ જે દ્રવ્ય શરીરને લઠ્ઠપઠ્ઠ બનાવે, શરીરને વધારે એ બૃંહણ રોગથી કૃશ[8] થઈ ગયેલાને તેમ જ જન્મથી જે કૃશ હોય તે બન્ને માટે દહીં બૃંહણ છે અર્થાત્ શરીરનો બાંધો ખીલવનાર છે.

---

૬ વાતઘ્ન—જે દ્રવ્ય સ્નિગ્ધ, બૃંહણ, બલ્ય, ઉષ્ણ હોય તે વાતઘ્ન જ હોવું જોઈએ તો પછી અહીં 'વાતઘ્ન' શું કામ લખવામાં આવ્યું છે? ઋષિઓ કદીય મિથ્યા શબ્દપ્રયોગ નથી કરતા બધા જ વૃષ્ય અને બલ્ય દ્રવ્યો વાતઘ્ન જ હોય છે એવું કંઈ નથી સક્તુ–સાથવો એ વૃષ્ય અને બલ્ય હોવા છતાંય વાતલ વાયુ કરનાર છે વળી દ્રાક્ષમાંથી બનતા મદ્યો હર્ષણ ગુણને લઈને વૃષ્ય છે પરંતુ તે વાતલ છે (જે દ્રવ્યો મનનું હર્ષણ કરી શકે છે તે તમામ દ્રવ્યો વૃષ્ય જ હોય છે) સૂર્યનો તાપ ગુણમાં ઉષ્ણ હોવા છતાંય વાતવૃદ્ધિ કરનાર મનાય છે એટલે અહીં દહીં વૃષ્ય, બલકારક, સ્નેહનકૃત, ઉષ્ણ હોવા છતાંયે એ વાતઘ્ન પણ છે એ નિઃસંશય માટે તથા એના ગુણનો પ્રકર્ષ બતાવવા માટે કહેવામાં આવેલું છે

૭ મંગલ્ય—આયુર્વેદમાં ગુરુલઘુ, શીતઉષ્ણ ઇત્યાદિ દ્રવ્યના વીસ ગુણો દર્શાવવામાં આવ્યા છે આ વીસ ગુણ પૈકી 'મંગલ્ય' એ ગુણ નથી દહીંને આપણે મંગલ્ય માનીએ છીએ કારણ કે શાસ્ત્રોમાં તેને 'મંગલ્ય' માનવામાં આવ્યું છે પરંતુ વૈદકના ગ્રન્થો 'મંગલ્ય' ગુણનું મહત્ત્વ નથી જ આથી વાગ્ભટટીકાકાર અરુણદત્ત યોગ્ય જ કહ્યું છે કે, "ચરકોક્ત મંગલ્ય ગુણનો અહીં ઉલ્લેખ નથી કરવામાં આવ્યો, કારણ કે ચિકિત્સામાં એ અનુપયોગી છે" વળી જે ચરકે દહીંને મંગલ્ય ગણાવ્યું છે તે જ ચરકે ઘી વગેરે પરમ મંગલ્ય વસ્તુઓના ગુણમાં 'મંગલ્ય' ગુણ નથી દર્શાવ્યો એ પણ યાદ રાખવા જેવું છે"

૮ કાર્શ્ય—સુકલકડી શરીર કૃશ શરીર માટે આ શબ્દ યોજાય છે. 'કાર્શ્યમાં દહીં વખણાય છે' આમ ઉપર કહેલું છે આ ઉપરાંત 'બૃંહણ' ગુણ પણ દર્શાવવામાં આવ્યો છે બૃંહણ એટલે શરીરવૃદ્ધિકર જે સુકલકડી

પીનસ[૯] (સળેખમ). અતિસાર (ઝાડા). શીતજ્વર[૧૦] (malarial fevers), વિષમજ્વર, અરુચિ, મૂત્રકૃચ્છ્ર, કૃશતા,—આ બધા રોગોમાં દહીંનો ઉપયોગ પ્રશસ્ત છે. દહીં[૧૧] શરદઋતુમાં, ગ્રીષ્મમાં અને વસંતમાં

---

હોય તેમને માટે દહીં સારું છે એમ દર્શાવવા માટે તેમ જ જેમનું શરીર સારું હોય તો તે વિશેષ હૃષ્ટપુષ્ટ બને એ દર્શાવવા આ શબ્દો અહીં વાપરેલા છે.

૯ પીનસ (coryza) એટલે લાંબા વખતનું સળેખમ. આપણા સમાજમાં દહીં ઠંડું મનાય છે એટલે સળેખમમાં દહીં ખાવાનું કહેતાં દરદીઓ ગભરાઈ ઊઠે એ સ્વાભાવિક છે. પરંતુ દહીં ઉષ્ણ છે એટલે પીનસમાં તેમ જ શીતજ્વરમાં ઉપયોગી છે એમ કહેવામાં આવ્યું છે. આયુર્વેદમાં પીનસ ચાર જાતના છે; વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને સન્નિપાતજન્ય. હવે આ ચારેયમાં ખરી રીતે દહીં વાતજિત હોવાથી અહીંઆં પણ વાતજ પીનસમાં જ દહીં પ્રશસ્ત છે એમ સમજવાનું છે. કફજ પીનસમાં દહીં ન લેવું.

૧૦ શીતજ્વર (આધુનિકો જેને મેલેરિયલ ફિવર્સ કહે છે તેનો સમાવેશ શીતજ્વરમાં થઈ શકે)માં દહીં ઉપકારી છે. વાગ્ભટમાં 'शीतके विषमज्वरे' શબ્દો છે. અર્થાત્ શીત દઈને આવતા વિષમજ્વરોમાં દહીં પ્રશસ્ત છે. વાતજ્વર, કફજ્વર અને વાતકફજ્વરમાં ઠંડી દઈને તાવ આવે છે. પરંતુ દહીં 'વાતઘ્ન' છે—વાયુને હરનાર છે—એટલે અહીં વાતજન્ય વિષમજ્વરમાં અથવા જો ઉભયના સંસર્ગજન્ય હોય તો વાતોલ્બણ વિષમજ્વરમાં દહીં ઉપયોગી છે એમ અહીં સમજવાનું છે.

વાગ્ભટ ટીકાકાર હેમાદ્રિ शीतके અને विषमज्वरे આમ બે ભિન્ન શબ્દો લઈને ભિન્ન ભિન્ન અર્થો કરે છે. "शीतके शीतज्वरे। विषमज्वरे तु अशीतेऽपि॥" વિષમજ્વરમાં ગરમી દઈ તાવ આવતો હોય તો પણ દહીં અપાય એવો અર્થ કરે છે.

૧૧ શરદ, ગ્રીષ્મ અને વસન્ત—આ ત્રણ ઋતુઓમાં બનતા સુધી દહીં ન ખાવું જોઈએ. આનો અર્થ એવો નથી કે આ ઋતુમાં દહીં ન જ ખવાય. કોઈ કોઈ દિવસ સ્વલ્પ પ્રમાણમાં આ ઋતુઓમાં દહીં ખાઈ શકાય એવો

ન ખાવું જોઈએ, કારણ કે શરદમાં પિત્તનો પ્રકોપ થાય છે. દહીંમાં અમ્લ રસ છે અને ઉષ્ણ છે એટલે તે બન્ને પિત્તને કોપાવનાર છે માટે દહીં શરદમાં ન ખાવું જોઈએ. ગ્રીષ્મમાં અધિક તાપ પડે છે તે વખતે ગરમ દહીં ન ખાવું જોઈએ. વસંતમાં કફપ્રકોપ હોય છે એટલે દહીં સ્નેહન કરનાર હોઈ કફને વધારનાર થાય છે. આથી જ ત્રણ ઋતુમાં દહીં ન ખાવું જોઈએ. દહીં ઉષ્ણ અને અમ્લ ગુણવાળું હોવાથી કફપિત્ત અને કફના વિકારોમાં ન આપવું જોઈએ.

દહીં બરાબર જામ્યું ન હોય– દૂધ બરાબર જામી ન ગયું હોય–તો તે દહીં ન ખાવું. એ 'મંદક'[૧૨] ત્રણેય દોષોને કોપાવનાર છે. બરાબર જામી ગયેલું દહીં વાતઘ્ન છે. દહીંની ઉપની તર વીર્યને

અર્પણ કરવા યોગ્ય છે. દહીં ઉષ્ણ હોવાને લીધે તેમ જ અમ્લ હોવાને લઈને તે પિત્તમાં અને ગરમીમાં ન આપવું જોઈએ. શરદ ઋતુમાં પિત્તનો પ્રકોપ થાય છે એમ આયુર્વેદજ્ઞો માને છે. અમ્લ રસ પણ પિત્તજનક છે. શરદમાં મેલેરિયા પિત્તજ્વર ખૂબ જોરના હોય છે. "વૈદ્યાના શારદી માતા।" ચિકિત્સકો માટે શરદ ઋતુ માતા તુલ્ય છે અર્થાત્ આ ઋતુમાં માંદગી વિશેષ હોય છે એટલે ચિકિત્સકોને સારી કમાણી થાય છે. શરદ ઋતુમાં દહીં ન ખાવું હિતાવહ છે અને ખાવું જ હોય તો મધુર કરીને ખાવું જોઈએ.

વસંતઋતુમાં કફનો પ્રકોપ થાય છે અને દહીં એ કફ કરનાર હોઈ વસંતમાં ન લેવું જોઈએ. મધુર અને અમ્લરસો કફ કરનાર છે. દહીં અમ્લ હોઈ કફકારક છે માટે વસંતમાં ન લેવાય એ ઉચિત છે.

૧૨ મન્દક—એટલે બરાબર ન થયેલું દહીં ખાવું નહીં. વાતપિત્તકફ–ત્રણેય દોષોને કોપાવનાર બને છે માટે તે કદી ન ખાવું જોઈએ.

જાત દાધ વાતઘ્ન—બરાબર થયેલું–જામેલું–દહીં વાતઘ્ન છે. ઉપર જે ગુણો દર્શાવ્યા છે તે બરાબર જામેલા દહીંના સમજવા.

સર —દહીંની તોર વીર્ય ઉત્પન્ન કરનાર યા વધારનાર છે. દહીંના

વધારનાર છે. દહીંમાં રહેલું પાણી (મંડ) વાત અને કફને હણનારું છે અને સૂક્ષ્મ સ્રોતોની શુદ્ધિ કરનાર છે.

આ ઉપરાંત દહીં કદી રાત્રે ન ખાવું જોઈએ સાકર કે મધ નાખ્યા સિવાય પણ તે ન ખાવું જોઈએ-એમ આયુર્વેદ કહે છે.

દહીં સોજામાં ન આપવું જોઈએ કારણ કે તે અમ્લ છે. અને અમ્લ ગુણવાળાં દ્રવ્યો સોજામાં ન આપવાં જોઈએ પરંતુ આ જ દહીંને સારી રીતે રવૈયા વડે વલોવી કાઢી આપવાથી સોજાવાળા દરદીઓને પણ આપી શકાય છે. આમ દહીંના ગુણદોષ ત્રણ શ્લોકોમાં આયુર્વેદે આપી દીધા છે.

આધુનિક આહારશાસ્ત્રની દૃષ્ટિએ દહીંમાં ૯૦.૩% પાણી; ૨.૯% પ્રોટિન; ૨.૯% સ્નેહ, ૦.૬% ખર્નિજ; ૩.૩% કર્બોદિત, ૦.૧૨ % ચૂનો; ૦.૦૯ % ફોસ્ફરસ; ૦.૩ % લોહ–આટલાં તત્ત્વો છે. ૧૦૦ ગ્રામમાંથી ૫૧ કેલરી-ઉષ્માનું એકમ-મળી રહે છે. વિટામિન 'એ' ૧૩૦ છે. હવે આ દૃષ્ટિએ દહીંનો વિચાર કરો અને ઉપરનું વાંચો બેમાંથી વધુ સારું કયું લાગે છે? ૧ ઔંસ (અધોળ) દહીં ખાવાથી ૧૪ કેલરી મળે; રોજ ૦। શેર ખાવાથી ૫૬ કેલરી મળી રહે.

આયુર્વેદની પરિભાષાનો જેને ઠીકઠીક પરિચય ન હોય તેને આની ખૂબી બરાબર સમજવામાં ન જ આવે. જે વિષય સ્વતંત્ર ગ્રન્થો માગે છે તે એક અધ્યાયમાં, અજબ કુશળતાથી સમાવવામાં

---

ઉપલો ભાગ એ સર તોર–કહેવાય છે અને નીચલો ભાગ मण्ड કહેવાય છે. સર કફ અને વાયુને જીતનાર છે.

मण्ड— દહીંની નીચે જે પાણીનો ભાગ હોય છે તે મંડ. મણ્ડ સ્રોતો-વિશોધન છે. આનું જ બીજું નામ 'મસ્તુ' છે.

આવ્યો છે પ્રાચીનોની સારગર્ભિત શૈલી આ યુગને અનુરૂપ નથી એ હું જાણું છું એટલે આધુનિક આહારશાસ્ત્રના સિદ્ધાન્તો સમજીને અપનાવવામાં કંઈ જ ખોટું નથી. આયુર્વેદના આચાર્યોએ તો ઠોકી-ઠોકીને કહ્યું છે કે જગતમાં ઘણાયે શાસ્ત્રો પ્રચલિત છે. જે તમને ઠીક લાગે તે લો. બુદ્ધિમાન માટે સારુંયે વિશ્વ આચાર્ય છે. મૂર્ખો જ અભિમાની હોય છે આધુનિક પરિભાષા વધુ વ્યાપક બની છે એટલે તે લેવામાં કશો જ વાંધો ન હોવો જોઈએ. પુરાણી શૈલી બદલવામાં જરાકેય વાંધો નથી. હા, એનો 'પ્રાણ' બરાબર સાચવીને જ તે બદલવી જોઈએ. જૂના માળખા (form)ને વળગી રહેવામાં જડતા છે, પરંતુ જૂનાના પ્રાણને ગુમાવવો એ આત્મઘાત છે.

## રસ

હવે થોડું 'રસ' ઉપર વિવેચન જોઈએ. રસો ૭ છે: મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય. આ ૭ રસો સિવાય સાતમો રસ છે જ નહિ.

દ્રવ્યમાત્ર પાંચભૌતિક છે અને ભૂતના ઓછાવત્તા સંસર્ગથી રસો અસ્તિત્વમાં આવ્યા છે પૃથ્વી, જલ, વાયુ, અગ્નિ, આકાશ– આ ૭ ભૂતો છે

પૃથ્વી અને જલના સંસર્ગથી મધુર રસ થયેલો છે.
પૃથ્વી અને અગ્નિના ,, અમ્લ રસ ,,
જલ અને અગ્નિના ,, લવણ રસ ,,
વાયુ અને અગ્નિના ,, કટુ રસ ,,
વાયુ અને આકાશના ,, તિક્ત રસ ,,
વાયુ અને પૃથ્વીના ,, કષાય રસ ,,

પાર્થિવ દ્રવ્ય શરીરનો ઉપચય, ગુરુતા, સંઘાત (કાઠિન્ય) અને સ્થિરતા કરનાર છે.

ઔદક દ્રવ્ય–ક્લેદ, સ્નેહન, બન્ધન, વિસ્પન્દન (સ્રોતોનો સ્રાવ વધારનાર), માર્દવ અને હૃદયને તુષ્ટિ આપનાર છે.

આગ્નેય દ્રવ્ય–દાહ, પાક, પ્રકાશ, પ્રભા, વર્ણને કરનાર છે.

વાયવ્ય દ્રવ્ય–રુક્ષતા, લઘુતા, વિશદતા, ગ્લાનિ અને ધાતુ વહન કરનાર છે.

નાભસ દ્રવ્ય–સૌષિર્ય અને લાઘવકર છે.

**૧. મધુર રસ**–શરીરને ખૂબ જ સાત્મ્ય–માફક આવનાર–હોઈ, છયે રસોમાં એનું મહત્ત્વ વિશેષ છે. મધુર રસ રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, ઓજ અને શુક્રને વધારનાર છે, આયુષ્યનો પ્રકર્ષ કરનાર છે, મનનો પ્રસાદ[૧૩] કરનાર છે, બલ અને વર્ણને કરનાર છે; પિત્ત, વિષ અને વાયુને હણનાર છે, તૃષ્ણા, દાહ–ને શાંત કરનાર છે, ચામડીને સારી રાખનાર છે, કેશને વધારનાર છે, કંઠને સારો રાખનાર છે, બલ આપનાર છે, જીવન લંબાવનાર છે, તૃપ્તિ કરનાર છે, શરીરને હૃષ્ટપુષ્ટ બનાવનાર છે, શરીરની સ્થિરતા કરનાર છે; વીર્યની ક્ષીણતાને દૂર કરનાર છે, ઉરઃક્ષતને સાંધનાર છે, નાક, મુખ, કંઠ, ઓઠ અને જીભ–સૌને આનંદ આપનાર છે; દાહ–અને મૂર્છાને શાંત કરનાર છે; કીડીમંકોડાને ખૂબ પ્રિય હોય છે. મધુર રસ સ્નિગ્ધ, શીત અને ગુરુ છે.

આવા ગુણવાળો હોવા છતાંય જો એ એક જ રસને ખૂબ ખાવામાં લે તો તેનાથી શરીર સ્થૂલ બને છે, ઢીલું બને છે, આળસ વધે છે, ઊંઘ ઘણી વધે છે, અગ્નિદૌર્બલ્ય, અન્ન ઉપર અરુચિ; શ્વાસ, કાસ, પ્રતિશ્યાય, આમવિકાર, શીતજ્વર, આનાહ (આફરો), આસ્યમાધુર્ય (મોંમાં કાયમ માટે મીઠાશ રહેવી), ઊલટી, સંજ્ઞાનાશ,

૧૩ षडिन्द्रियप्रसादनः

ગલગંડ, ગંડમાલા, શ્લીપદ (હાથીપગું), ગલશોથ, અને કફના અન્ય વિકારો જન્મે છે.

૨. અમ્લ રસ–અમ્લ રસ ખાવા ઉપર પ્રીતિ વધારે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, દેહને પુષ્ટ બનાવે છે, મનનું બોધન કરનાર છે, ઇંદ્રિયોને મજબૂત બનાવનાર છે, બળ વધારનાર છે, વાયુનુ અનુલોમન કરનાર છે, હૃદયને પ્રિય છે–હિતકર છે, મોમાથી લાલાસ્રાવ વધારનાર છે, ખાધેલું જલદી પચાવીને દસ્ત સાફ લાવનાર છે, ભોજનને પચાવનાર છે, મનને પ્રસન્ન રાખનાર છે. અમ્લ રસ લઘુ, ઉષ્ણ અને સ્નિગ્ધ છે

આવા ગુણોથી યુક્ત હોવા છતાંય જો એ એક જ રસનુ સેવન વધુ પ્રમાણમા કરવામા આવે તો દાતને અબાવી નાખે છે, તૃષા વધારે છે, આખોના પોપચાં મીચી જાય છે, રોમાચ કરે છે, કફને વધુ પડતો કાઢે છે, પિત્તને વધારે છે, માસને બાળે છે, કાયાને શિથિલ કરે છે, કૃશ, ક્ષીણ અને વીર્યહીન મનુષ્યોમા તેના સેવનથી સોજા આવે છે, કંઈ વાગ્યુ હોય, હાડકુ ભાંગ્યુ હોય, સોજો આવ્યો હોય, હાડકું ખસી ગયુ હોય, કંઈ કરડી ગયુ હોય, કોઈ ઝેરી જતુ મૂતરી ગયું હોય અથવા શરીરે ઘસાઈ ગયુ હોય—તો અમ્લરસ આગ્નેય હોઈ એને પકાવે છે—પાક ઉપર ચડાવે છે અમ્લરસના અધિક સેવનથી છાતીમા, કંઠમા અને હૃદયમા દાહ ઉત્પન્ન થાય છે.

૩. લવણ રસ–લવણ રસ પાચનક્રિયામા સહાય કરનાર છે, દીપન છે, દોષોને ઉખાડનાર છે અને બહાર કાઢનાર છે, તીક્ષ્ણ છે, સારક છે, વિકાસી છે (આતરડાની શક્તિ વધારનાર હોઈ અધોવાયુને છોડે છે) વાયુને હરનાર છે, સ્તબ્ધતા અને કઠિનતાને ધમધમાવીને દૂર કરનાર છે. ખોરાકમા વિશેષ મીઠુ પડ્યુ હોય તો બધા રસોના સ્વાદને તે મારી નાખે છે, લાલાસ્રાવ વધારનાર છે, કફને ઢીલો કરનાર છે, સ્રોતોનું શોધન કરનાર છે, શરીરના સર્વ અવયવોને મૃદુ રાખનાર

છે, આહાર ઉપર રુચિ જન્માવનાર છે; આહારમાં પરમ ઉપયોગી છે. લવણ રસ બહુ ભારે (ગુરુ), બહુ સ્નિગ્ધતા ઉત્પન્ન કરનાર કે બહુ ઉષ્ણ નથી.

આવા ગુણોથી યુક્ત હોવા છતાંય જો આ એક જ રસ વધુ પ્રમાણમાં ખાવામાં આવે તો પિત્તનો પ્રકોપ કરે છે, રક્તને વધુ પડતું વધારે છે. ( મૂળમાં रक्तं वर्धयति । છે. હું ધારું છું કે આનો અર્થ 'બ્લડના પ્રેશરને વધારનાર છે' એવો જ થાય છે. બ્લડ–પ્રેશરમાં મીઠું ઓછુ કરવાથી સારો ફાયદો જણાય છે જ). તરસ વધારે છે, મૂર્છા આણે છે, શરીરમાં ગરમી ઉત્પન્ન કરે છે, ચામડી ફાડી નાખે છે, માંસને પચાવી નાખે છે, કોઠામાંથી દોષોને વહેવરાવે છે, વિષને વધારનાર છે, સોજાઓને વધુ ફુલાવે છે, દાંતોને ખેરવી નાખે છે, પુરુષાતનનો હ્રાસ કરે છે, ઇંદ્રિયોનો ઉપરોધ કરે છે; વળિયાં, પળિયાં અને માથે ટાલ–જન્માવે છે, અને રક્તપિત્ત, અમ્લપિત્ત, વિસર્પ ( રતવા ), વાતરક્ત ( ગાઉટ ), વિચર્ચિકા, ઇન્દ્રલુપ્ત વગેરે વિકારોને જન્માવે છે.

૪. તીખો રસ ( કટુ રસ )–મુખ શુદ્ધ કરે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, ખાધેલું શોષી લે છે, નાકમાંથી અને આંખોમાંથી સ્રાવ બહાર કાઢે છે. ( મરચાં ખાવાથી નાકમાંથી, આંખોમાંથી અને મોંમાંથી પાણી ખૂબ છૂટે છે એ સૌને વિદિત જ છે.) ઇંદ્રિયોને સ્ફુટ કરે છે; અલ્સગંવિકાર ( કોલેરા જેવો ), સોજો, ઉપચય, ચકરાં (ઉદર્દ), અભિષ્યન્દ, સ્નેહ, સ્વેદ, ક્લેદ અને મલનો નાશ કરે છે; ભોજન ઉપર રુચિ જન્માવે છે, ખુજલીનો નાશ કરે છે, વ્રણોનું અવસાદન કરે છે, કૃમિને હણે છે, માંસનું લેખન કરે છે, જામી ગયેલા લોહીને વિખેરી નાખે છે, બંધાયેલા લોહીને છોડી નાખે છે; માર્ગો–સ્રોતોનાં મોં ખુલ્લાં કરે છે, કફનું શમન કરે છે, કટુ રસ લઘુ, ઉષ્ણ અને રુક્ષ છે.

આવા ગુણોથી યુક્ત હોવા છતાય જો આ એક જ રસ વધુ પ્રમાણમા સેવન કરવામા આવે છે તો પુરુષાતનને હણી નાખે છે, સૂકવી નાખે છે, સજ્ઞાનાશ જન્માવે છે, શરીરને ડોસા જેવું નરમ બનાવી દે છે, આખે અધારા આણે છે, ચક્કર આણે છે, કઠમા દાહ જન્માવે છે, શરીરમા ગરમી જન્માવે છે, બળનો નાશ કરે છે, તષ્ણા અધિક જન્માવે છે તીખો રસ વાયુ–અગ્નિગુણપ્રધાન છે એટલે એને લઈને એના અતિસેવનથી ભ્રમ, દાહ કમ્પ, અગતોડ અગભેદ, તેમ જ હાથ, પગ, પડખા પીઠ વગેરેમા વાતજન્ય વિકારો (જ્યા વાત હોય ત્યાં વેદના હોય જ એટને એ ભાગોમા દુખાવો રહે છે ) પેદા કરે છે.

૫ **કડવો રસ** (તિક્ત રસ)–કડવો રસ સ્વય અરોચિષ્ણુ (કોઈને રુચે નહિ એવો) હોવા છતાય અરુચિને હણનાર છે વિષઘ્ન છે, કૃમિઘ્ન છે, મૂર્છા, દાહ, કડૂ કુષ્ટ, તૃષ્ણા—સૌને શાત કરનાર છે, ચામડી અને માસનુ સ્થિરીકરણ કરનાર છે, જ્વરઘ્ન છે, દીપન, પાચન, સ્તન્યશોધન, લેખન, ક્લેદ મેદ વસા, મજ્જા, લસિકા (lymph) પૂય (પરુ), સ્વેદ મૂત્ર, પુરીષ પિત્ત, શ્લેષ્મા—આ બધાનુ શોષણ કરનાર છે, રુક્ષ, શીત અને લઘુ છે

આવા ગુણોથી યુક્ત હોવા છતાય જો આ એક રસનુ વિશેષ પ્રમાણમા સેવન કરવામા આવે તો રુક્ષતાને લઈને રસ રુધિર, માસ, મેદ, અસ્થિ વસા મજ્જા શુક્ર બધાનુ શોષણ કરે છે, સ્રોતોની સ્નિગ્ધતા ઓછી કરી તેમા ખરત્વ જન્માવે છે બળનો હ્રાસ થાય છે, શરીર કૃશ કરે છે, ગ્લાનિ ઉત્પન્ન કરે છે મોહ ઉત્પન્ન કરે છે, ભ્રમ થાય છે, મોને સૂકવી નાખે છે, અન્ય વાતવિકારોને જન્માવે છે

૬ **તુરો રસ** (કષાય રસ) કષાય રસ સશમન છે (વિષમ દોષને સમ બનાવનાર દ્રવ્ય સશમન કહેવાય છે) સગ્રાહી સંધાનકર, ગુમડાંને ફોડનાર તથા રોપણ લાવનાર, પરુને શોષી લેનાર, ઝાડાને રોકનાર, કફ અને રક્તપિત્તને શાત કરનાર, રુક્ષ, શીત અને ગુરુ છે

આવા ગુણોવાળો હોવા છતાંય તે જો એક જ અતિમાત્રામાં સેવવામાં આવે તો મોંને સુકવી નાંખે છે, હૃદય ઉપર દબાણ લાવે છે, પેટનો આફરો લાવે છે, વાચાને ઝાલે છે, સ્રોતોની ગતિને અટકાવે છે, શરીર નિસ્તેજ ફિક્કું પડે છે, પુરુષાતનને હણે છે; ખૂબ લાંબા વખતે પેટમાં ગુડગુડાટ થઈને પછી પચે છે. વાયુ, મૂત્ર, ઝાડો, વીર્ય–આ બધાને બાંધી રાખે છે, શરીરને કૃશ બનાવે છે, ગ્લાનિ ઉત્પન્ન કરે છે, તૃષા ઉત્પન્ન કરે છે (Dehydration કરીને), પક્ષવધ, પક્ષગ્રહ, અપતાનક, અર્દિત, વગેરે વાતવિકારો જન્માવે છે.

આયુર્વેદમાં આહાર ઉપર આથી ઘણી સામગ્રી છે. સકલરોગ–માત્રનું મૂલ "અહિત આહાર"ને મહર્ષિ પુનર્વસુએ માનેલું છે. "हिताहारोपयोगः एक एव पुरुषवृद्धिकरो भवति, अहिताहारोपयोगः पुनः व्याधिनिमित्तमिति ॥" चरक सू–૧૫. હિત આહારનો ઉપયોગ એકલો જ મનુષ્યમાત્રની વૃદ્ધિ કરનાર છે. અહિત આહારનો ઉપયોગ વ્યાધિ–માત્રનું નિમિત્ત છે.

यस्त्वाहारं शरीरस्य धातुसाम्यकरं नरः ।
सेवते विविधाश्चान्याश्चेष्टाः स सुखमश्नुते ॥

चरक नि. ૪–૫૩.

જે મનુષ્ય શરીરની ધાતુઓનું સામ્ય કરે એવો આહાર હમેશાં ખાય છે, તેમ જ અન્ય વિવિધ ધાતુસામ્યકર ચેષ્ટાઓનું સેવનુ કરે છે તે જરૂર સુખ ભોગવે છે.

"षट्त्रिंशतं सहस्राणि रात्रीणां हितभोजनः ।
जीवत्यनातुरो जन्तुः जितात्मा सम्मतः सताम् ॥"

चरक सू. ૨૭ । ૩૪૮

હિત આહાર સેવન કરનાર સો વર્ષ સુધી, રોગનો ભોગ થયા વિના, સુખપૂર્વક જીવે છે. ટૂંકમાં:

૧ ષડ્રસયુક્ત આહાર લેવો જોઈએ
૨ જઠરાગ્નિની સ્થિતિ અનુસાર જમવુ જોઈએ
૩ અલ્પ આહાર, અતિ આહાર, વિષમાશન—આ બધા સ્વાસ્થ્યને હાનિકર છે
૪ કાલભોજન આરોગ્ય-સરક્ષણ માટે મહત્ત્વનુ છે
૫ જમતી વખતે મનની શાતિ હોવી નિતાન્ત આવશ્યક છે તન્મયતાથી જમવુ જોઈએ
૬ જમતી વખતે અન્નની કદી નિદા ન કરવી
૭ તેલમા તળેલી વાનીઓ હમેશાં જમવી ઇષ્ટ નથી તેની જગાએ ઘીનો વપરાશ વધારવો ઇષ્ટ છે
૮ દૂધ અને ઘી-હિંદુઓના ખોરાકમા ખૂબ જ અગત્યનું સ્થાન ભોગવે છે.
૯ દરેક ઋતુ અનુસાર આહારની યોજના કરવી જોઈએ
૧૦ બહુ ગુરુ-પચવામા ભારે-વાનીઓ ન લેવી
૧૧ આહારનો મુખ્ય ગુણ તૃપ્તિ છે એટલે આહાર દેખાવમાં, સ્વાદમા, ગુણમા પરમ તૃપ્તિકારક હોવો જોઈએ

૧૨ ખોરાક ગમે તેવો યુક્ત હોય છતા જો જઠરાગ્નિ મદ હોય, પચાવી શકતો ન હોય, તો એ ખોરાકનો લાભ શરીરને મળી શકતો નથી જઠરાગ્નિના બળ ઉપર જ બળ, ઓજસ, વીર્ય, મેધા વગેરે નિર્ભર છે માટે જઠરાગ્નિને સતેજ રાખવા સાવધાન રહેવુ જોઈએ એ ભગવાન જઠરાગ્નિમા ગમે તે ન હોમાય

૧૩ આજની વૈજ્ઞાનિક દૃષ્ટિથી ગાયના દૂધ કરતા ભેંસના દૂધનુ મહત્ત્વ છે મગ કરતા અડદનુ મહત્ત્વ વિશેષ છે પરતુ આપણા આ પ્તોએ ગાયના દૂધને ઉત્તમ અને અડદ અહિતતમ આહારની યાદીમાં,

જ્યારે ભગને હિતતમ આહારની યાદીમાં મૂકેલાં છે. મને લાગે છે કે સૂક્ષ્મ માનસ ઉપર આહારની શી અસર થાય છે તે તેઓએ જોયું હશે. 'આપ્તોપદેશ' એ આપણો પવિત્ર પંથ છે.

## ૨ નિદ્રા

પ્રથમ ઉપસ્તંભ: "આહાર" આપણે જોઈ ગયા. હવે બીજો ઉપસ્તંભ: "નિદ્રા" જોઈશું.

આહારથી બીજે નંબરે જીવનના ઉપસ્તંભ તરીકે નિદ્રાને ગણાવીને, ઊંઘ આહાર જેટલી જ ઉપયોગી છે એમ મહર્ષિ ચરકે જણાવ્યું છે. આ જ વાત નીચેના શ્લોકમાં વિશદ રીતે કહેલી છે:

> देहवृत्तौ यथाऽऽहारः तथा स्वप्नः सुखो मतः ।
> स्वप्नाहारसमुत्थे च स्थौल्यकार्श्ये विशेषतः ॥
>
> चरक सू. २१–५१

દેહવૃત્તિ માટે જેમ આહાર અનિવાર્ય છે તેમ નિદ્રા પણ તેટલી જ અનિવાર્ય છે. શરીરની સ્થૂલતા કે કૃશતા ઊંઘ અને આહાર ઉપર જ અવલંબે છે.

સેવિલ (સિસ્ટમ ઑફ ક્લિનિકલ મેડિસિન) પણ કહે છે કે અન્ન સિવાય મનુષ્ય જેટલા દિવસ સુધી ગુજરાન કરી શકે છે તેટલા દિવસો સુધી મનુષ્ય ઊંઘ્યા સિવાય પણ જીવી શકે છે. ચરક કહે છે કે "निद्रायत्तं सुखं दुःखं पुष्टिः कार्श्यं बलाबलम्। वृषता क्लीबता ज्ञानमज्ञानं जीवितं न च ॥" સુખ અને દુઃખ, દેહપુષ્ટિ અને દેહની કૃશતા, શરીરબળ અને કમતાકાત, પુરુષાતન કે નપુંસકપણું જ્ઞાન અને અજ્ઞાન, જીવન અને મૃત્યુ—આ બધું નિદ્રાને આધીન છે.

નિદ્રાની આ સ્તુતિ એનું મહત્ત્વ બતાવવા પૂરતી છે.

મહર્ષિ ચરકે આથી નિદ્રાને 'ભૂતધાત્રી'—લોકમાત્રની માતા—

કહેલી છે. भूतानि प्राणिनो दधाति पुष्णाति इति भूतधात्री। (च. द). માતાના ધાવણ ઉપર જેમ બાળકોનુ જીવન નિર્ભર છે તેમ નિદ્રારૂપી ભૂતધાત્રી ઉપર જ પ્રાણીમાત્રનું જીવન નિર્ભર છે,

સુશ્રુતે નિદ્રાને 'वैष्णवी' કહેલી છે. વિષ્ણુ જેમ સૃષ્ટિના ધારક મનાય છે તેમ નિદ્રા પણ શરીરનુ ધારણ અને પોષણ કરનાર હોઈ એને વિષ્ણુની વિભૂતિ લેખવામાં આવેલી છે.

## ઊંઘ કેમ આવે છે?

हृदयं चेतनास्थानमुक्तं सुश्रुत! देहिनाम् ।
तमो-भिभूते तस्मिस्तु निद्रा विशति देहिनाम्॥
निद्राहेतुस्तमः, सत्त्वं बोधने हेतुरुच्यते।
स्वभाव एव वा हेतुः गरीयान् परिकीर्त्यते॥
सुश्रुत. शा स्था अ. ४

**અર્થ**: હે સુશ્રુત! પ્રાણીઓનાં શરીરમાં ચેતનાનુ સ્થાન હૃદય છે એ પહેલાં કહેવાઈ ગયુ છે. આ હૃદય તમોગુણદ્વારા અભિભૂત થાય છે ત્યારે નિદ્રા આવે છે—નિદ્રા પ્રાણીઓમા પ્રવેશ કરે છે નિદ્રાનું કારણ તમ છે અને ઊંઘમાંથી ઊઠવાનુ કારણ સત્ત્વ છે અથવા સ્વભાવ જ અધિક મહત્ત્વનુ કારણ (ઊંઘનુ) ગણવામા આવે છે

"सा स्वभाव एव सर्वप्राणिनोऽभिस्पृशति।" (सुश्रुत)

નિદ્રા સ્વભાવથી જ (રાત્રી વખતે) સર્વ પ્રાણીઓને પોતાના વશમાં લાવે છે

નિદ્રાને વિષ્ણુની વિભૂતિ–માયા–કહેવામાં આવી છે છતાંય તેને પાપી તામસી–કહેવામા આવે છે. "निद्रा तु वैष्णवी पाप्मानमु–पदिशन्ति।" सुश्रुत નિદ્રા તમથી જ આવે છે અને તમને પાપ ગણ–વામા આવે છે. ગીતામાં કહ્યુ છે કે "तमस्तु अज्ञानजं विद्धि मोहनं

'તમોભવા' નિદ્રા ગણાવેલી છે. तत्र यदा संज्ञावहानि स्रोतांसि तमोभूयिष्ठाः श्लेष्मा प्रतिपद्यते, तदा तामसी नाम निद्रा भवति अनवबोधिनी, सा प्रलयकाले ॥ સુશ્રુત. શારીર. ૪ અર્થાત્, જ્યારે તમોભૂયિષ્ટ કફ સંજ્ઞાવહ સ્રોતોમાં પહોંચે છે ત્યારે બોધનો નાશ કરવાવાળી તામસી નિદ્રા આવે છે. આ જાતની ઊંઘ મૃત્યુ વખતે આવે છે.

સુશ્રુતોક્ત તામસી નિદ્રા એ જ ચરકોક્ત સંન્યાસરોગ (coma) છે એમ ડૉ. ઘાણેકર માને છે. (પૃ. ૧૨૫. બીજો ભાગ)

૨ શ્લેષ્મસમુદ્‌ભવા—" तमोभूयिष्टः श्लेष्मा " (સુશ્રુત) જ્યારે સંજ્ઞાવહ સ્રોતોમાં પ્રવેશ પામે છે ત્યારે ઊંઘ આવે છે. આવી નિદ્રાની સંપ્રાપ્તિ સુશ્રુતે આપેલી છે. ૨૦ શ્લેષ્મવિકારોમાં ચરકે 'निद्राधिक्यम्' (ચરક સૂ. સ્થા. ૨૦-૧૭)ને ગણાવેલ છે. કફજ્વરનાં લક્ષણોમાં પણ નિદ્રાધિક્ય દર્શાવવામાં આવ્યું છે. (ચરક. નિદાન. અ. ૧) તેમ જ જ્વરના પૂર્વરૂપ તરીકે પણ 'નિદ્રાધિક્ય' બતાવેલું છે. કફપ્રકૃતિના માણસને અધિક ઊંઘ આવે છે. નાનાં બાળકોની કફની પ્રકૃતિ હોવાથી જ તેઓ ખૂબ ઊંઘે છે. કફ તમોરૂપ હોઈ નિદ્રા સાથે શ્લેષ્મા જોડાયેલો જ છે.

૩-૪ मनःशारीरश्रमसंभवा—મન અને શરીરના શ્રમથી એમની ક્રિયાઓનો ઉપરમ થાય છે અને એથી ઇંદ્રિયો વા મન વિષયોમાં પ્રવૃત્ત થતાં નથી એટલે ઊંઘ આવે છે. માનસિક અને શારીરિક શ્રમ કર્યા પછી સારી ઊંઘ આવે છે એ ઘણાનો અનુભવ છે જ.

૫ आगन्तुकी—અરિષ્ટસૂચક નિદ્રા. " मनोवहस्रोतो " ( ચરક ઇં: સ્થા. ૫-૪૧ ) અતિ બળવાન ત્રણ દોષોથી જ્યારે પરિપૂર્ણ થઈ જાય છે ત્યારે ઊંઘમાં દારુણ સ્વપ્નો આવે છે. " ચરક. મનોવહસ્રોતનો ચરકમાં અન્યત્ર ( સ્રોતોવિમાનમાં) પૃથક્ ઉલ્લેખ નથી કારણ કે મન સર્વશરીરવ્યાપી હોઈ સર્વશરીરના સ્રોતો એવો જ અર્થ મનોવહ-

સ્રોતનો થાય છે હૃદયમાં આશ્રય કરીને રહેલ ૧૦ મહાધમનીઓ ખરી રીતે મનોવહસ્રોતોમા જ આવી જાત. સંન્યાસ, મૂર્છા ઇત્યાદિ ભયંકર રોગોમા આ જાતની નિદ્રા આવે છે જે મોટે ભાગે પ્રાણહર જ નીવડે છે.

यदा तु रक्तवाहीनि रससंज्ञावहानि च
पृथक् पृथक् समस्ता वा स्रोतांसि कुपिता मला ।
मलिनाहारशीलस्य रजोमोहावृतात्मन
प्रतिहत्य प्रवतिष्ठन्ते जायन्ते व्याधयस्तदा ॥
मदमूर्च्छायसन्यासा तेषा विद्याद्विचक्षण ॥
चरक सू २४-श्लो २५-२३

સંજ્ઞાવાહિ સ્રોતો એટલે મનોવહ સ્રોતો. "सत्त्वादीना पुन केवल शरीरमयनभूतम् ।" (ચરક વિ અ ૫) અર્થાત્ મન સર્વ શરીર વ્યાપી હોઈ મનોવહ સ્રોતો—એટલે શરીરના સર્વ સ્રોતો દુષ્ટ થવાથી સન્યાસ, મૂર્છા વગેરે દારુણ રોગો થાય છે જેમા આ જાતની નિદ્રા જોવામાં આવે છે મરણની સૂચક-રિષ્ટભૂતા-નિદ્રા એ જ આગન્તુકી

૬ व्याधिअनुवर्तिनी—સન્નિપાત જ્વરમાં જે બેભાનીયતપણુ જોવામા આવે છે તેને વ્યાધિઅનુવર્તિની નિદ્રા તરીકે ઓળખી શકાય ઘણાયે રોગોમા નિદ્રા જોવામા આવે છે

૭ रात्रिस्वभावप्रभवा—'रात्रि स्वप्नाय भूतानाम् ।' (મનુ) અર્થાત્ પ્રાણીઓના સૂવા માટે રાત્રી છે. રાત્રી ન હોય તો ઊંઘ પણ ન હોત. ઊંઘ સિવાય મનુષ્યો ન જ જીવી શકે ઊંઘ એ તો પ્રાણી માત્રની 'ધાત્રી' છે-માતા છે ચરકે આ નિદ્રાને 'ભૂતધાત્રી' કહીને વાસ્તવિક જ સમ્બોધેલી છે

સુશ્રુતના મત પ્રમાણે સ્વભાવિક, વૈકારિક અને તામસી-આવી ત્રણ જાતની નિદ્રા છે રાત્રિસ્વભાવપ્રભવા એટલે સ્વાભાવિકી નિદ્રા 'सा

स्वभावत एव सर्वप्राणिनोऽभिस्पृशति। (सुश्रुत). સ્વભાવથી જ ઊંઘ રાત પડે છે એટલે આવે છે. રાત પડે એટલે મનુષ્યમાત્રની પ્રવૃતિ બંધ પડે, અને મન નિષ્ક્રિય થઈ જાય, ઇન્દ્રિયોના વ્યાપાર બંધ પડે અને ઊંઘ આવે. ચરકે ઊંઘની સંપ્રાપ્તિ નીચે મુજબ દર્શાવેલી છે.—

यदा तु मनसि क्लान्ते कर्मात्मानः क्लमान्विताः।
विषयेभ्यो निवर्तन्ते तदा स्वपिति मानवः ॥ चरक सू. २१

"कर्मात्मानः इन्द्रियाणि । क्लान्ते निष्क्रिये । क्लमान्विताः क्रियारहिताः विषयेभ्यः रूपादिभ्यश्च." (च. द) જ્યારે મન નિષ્ક્રિય થાય છે અને ઇંદ્રિયો વિષયોમાંથી નિવૃત્ત થાય છે ત્યારે માણસને ઊંઘ આવે છે.

પ્રથમ આપણે જોઈ ગયા કે તમથી ઊંઘ આવે છે, કફથી ઊંઘ આવે છે, તમ અને કફ બન્નેથી ઊંઘ આવે છે અને ઉપર મુજબ વિષયોમાંથી મનની ઉપરતિ થતાં પણ ઊંઘ આવે છે. આમ નિદ્રા ચાર કારણોથી આવે છે. વાગ્ભટે 'અષ્ટાંગસંગ્રહ'માં આ વાત સ્પષ્ટ રીતે કહેલી છેઃ—

श्लेष्मावृतेषु स्रोतस्सु, श्रमादुपरतेषु च ।
इन्द्रियेषु स्वकर्मभ्यो निद्रा विशति देहिनम् ॥

આધુનિક વિજ્ઞાન પણ હજી સુધી ઊંઘ શી રીતે આવે છે તે સ્પષ્ટ બનાવી શક્તું નથી. ચારપાંચ ભિન્નભિન્ન મતો ઊંઘ સંબંધી પ્રચલિત છે. સૌથી વધુ જાણીતો મત એ છે કે જ્યારે મસ્તિષ્કમાં રક્તની કમી થાય છે અને અન્ય ભાગોમાં રક્તની અધિકતા થાય છે ત્યારે નિદ્રા આવે છે. ભોજન કર્યા પછી વિશ્રાંતિ લેવાનું મન થાય છે તેનું કારણ આ જ છે. એ વખતે મગજમાંથી લોહી ઓછું થઈને જઠર વગેરે અવયવોમાં વધુ આવે છે એથી ઊંઘ આવે છે. આધુનિકો

માને છે કે અલ્લગુહા (થર્ડ વેન્ટ્રિકલ)ને તળિયે જે ગ્રે મેગર છે તે તથા ચેનેમસના નિમ્ન ભાગમાં નિદ્રા સાથે સબંધ ધરાવનાર કંઈક છે, જેમા બિગાડ થવાથી ઊંઘ આવે છે આ બધા મતોમા કંઈ તથ્ય લાગતું નથી નિદ્રા એ શરીરનો સ્વાભાવિક ધર્મ છે અને એ શરીરના ધારણ અને પોષણમા અગત્યનો ભાગ ભજવે છે એ તદ્દન સાચું છે એથી જ એકાન્ત 'પથ્યતમ' વસ્તુઓમાં સુશ્રુતે "નિશાસ્વપ્ન" (સૂ. ૨૦)-રાત વખતની ઊંઘને-વર્ણવેલી છે. મનુ મહારાજે પણ "रात्रि. स्वप्नाय भूताना चेष्टायै कर्मणाम् अह ।" રાત્રી ઊંઘ માટે અને દિવસ કામકાજ માટે છે, એમ જણાવેલું છે

## નિદ્રાનાશનાં કારણો

निद्रानाशाऽनिलात् पित्तान्मनस्तापात् क्षयादपि ।
सभवत्यभिघाताच्च प्रत्यनीकैं प्रशाम्यति ॥
सुश्रुत शा स्था ४

વાતવૃદ્ધિથી, પિત્તવૃદ્ધિથી, માનસિક સતાપથી, ક્ષયથી, અભિઘાતથી (કંઈ વાગવાને લીધે પીડા થતી હોય તેથી) નિદ્રાનો નાશ થાય છે વિરુદ્ધ ચિકિત્સા કરવાથી ઊંઘ આવે છે કફવૃદ્ધિ નિદ્રાધિક્યને જન્માવનાર છે તેમ વાતવૃદ્ધિ નિદ્રાનો નાશ કરનાર છે વાતવૃદ્ધિમા હમેશા વેદના હોય જ "यत्र यत्र वात तत्र तत्र वेदना ।" એ સૂત્ર સુપ્રસિદ્ધ છે પગમા તોડ થતી હોય, કમર ઝલાયેલી હોય, અગ ઝલાઇ ગયેલું હોય, ગૃધ્રસી (સાયાટિકા) કર્ણશૂલ, અક્ષિશૂલ, શિરોવેદના, આકડીઓ (convulsions) આ બધા વાતવિકારો છે અને આવા વિકારોમાં વેદનાને લઈને ઊંઘ ન જ આવે

પિત્તવૃદ્ધિમાં હમેશા દાહ હોય છે ગૂમડુ પાક ઉપર ચડ્યુ હોય, સોજો બહુ આવ્યો હોય, અદર ચટકા ભરાતા હોય, તાવમાં સખત

ગરમી હોય, શરીરમાં અગન બળતી હોય—આ બધા પિત્તવિકારો છે. માનસિક સંતાપમાં ચિંતા, શોક, વિચારમગ્નતા, ભય, વિષાદ વગેરે.

ક્ષય એટલે શરીરનો એકંદરે ક્ષય વા રાજયક્ષ્મા.

વિરુદ્ધ ચિકિત્સા એટલે વાતહર, પિત્તહર, (વેદનાહર, દાહહર), મનઃશાન્તિકર તથા રોગનિવારક ચિકિત્સા કરવાથી ઊંઘ આવે છે.

ચરક નિદ્રાનાશના હેતુઓ નીચે પ્રમાણે ગણાવે છે : રેચ લીધો હોય, શિરોવિરેચન લીધું હોય, ઊલટીઓ થતી હોય; ભય, ચિંતા, ક્રોધ, ધૂમ, વ્યાયામ, રક્તમોક્ષણ, ઉપવાસ, ખરાબ પથારી, સત્ત્વગુણની અતિવૃદ્ધિ (સત્ત્વૌદાર્ય), તમોગુણનો જય (તમોજય) અમુક કાર્યમાં ચિત્ત ખૂબ જ પરોવાયેલું રહેતું હોય—આ બધાં કારણોથી નિદ્રા નથી આવતી. વૃદ્ધાવસ્થામાં બરાબર ઊંઘ નથી આવતી (वृद्धा स्वभावत एव जागरूका भवन्ति।), શરીરમાં વેદના-શૂલ-થતી હોય તો પણ ઊંઘ નથી આવતી. કેટલાક સ્વભાવથીજ ઓછું ઊંઘનારા હોય છે. કોઈની અનિદ્રા એજ પ્રકૃતિ હોય છે. વાયુના વિકારોમાં ઊંઘ નથી આવતી. (સૂત્રસ્થાન અ. ૨૧)

## ઊંઘ લાવવા શું કરવું જોઇએ?

અભ્યંગ[1] (શરીરે તેલ ચોળાવવું), સ્નાન (स्नानं श्रमहराणाम् ॥ चरक), ગ્રામ્ય (જાંગલ), આનૂપ-જલજ પશુપંખીઓનાં માંસનું સેવન; સાઠી કમોદના ચોખા, દહીં, દૂધ ઘી વગેરેનું સેવન; મનને હર્ષ આપનાર મદ્યપાન, મનને પ્રિય એવા સુગંધી પદાર્થો અને મનને

૧ પગને તળિયે મૃદુ હાથે તેલ ઘસવાથી તુરત જ ઊંઘ આવી જાય છે. માથામાં તેલ ઘસવાથી પણ સુંદર ઊંઘ આવે છે. "निद्रालाभः सुखं च स्यान्मूर्ध्नि तैलनिषेवणात्।" (ચરક સૂ. ૫-૮૩). ટૂંકમાં, પગથી તે માથા સુધી તૈલાભ્યંગ કરાવવાથી ઊંઘ સારી આવે છે. અભ્યંગ પરમ

ગમે એવા મધુર શબ્દોનું શ્રવણ, પગચંપી, આંખોમાં તર્પણ, શિર ઉપર સુખડ વગેરેના લેપો લગાવવા, સ્વાસ્તીર્ણ શયન (સુંદર મોટી પથારી "पय:फेननिभा शय्या" ॥ યોગવાસિષ્ઠ), સુંદર ઓરડો, હવા છૂટથી આવતી હોય તેવું સ્થાન—આ બધાંથી ઊંઘ જલદી આવે છે. સુશ્રુત કહે છે કે રાત્રી પયને દ્રાક્ષ, સાકર તથા શેરડીના અન્ય વિકારોનો ઉપયોગ કરવાથી સારી ઊંઘ આવે છે.

વાગ્ભટ 'કાન્તાબાહુલતાશ્લેષ-પ્રિય પત્નીનો આશ્લેષ–, "નિવૃત્તિ" "કૃતકૃત્યતા મનોનુકૂલ વિષયો, નિદ્રાના સુખને આપનારાં છે (અ. સંગ્રહ) એમ જણાવે છે.)

ब्रह्मचर्ये रतेः ग्राम्यसुखनिःस्पृहचेतसः ।
निद्रा सन्तोषतृप्तस्य स्वं कालं नातिवर्तते ॥

अ. स. सू. ८. ८५

બ્રહ્મચર્યમાં જેની રતિ છે અર્થાત્ ઉચ્ચ જીવનની જેને આકાંક્ષા છે-સુવિચારો–સદ્વર્તન, સદાચાર–આ બધું જેના જીવનમાં ઓતપ્રોત થઈ ગયું હોય- એવા બ્રહ્મમાં રત રહેતા પુરુષને ઊંઘમાં કદી વાંધો નથી આવતો.

ગ્રામ્ય સુખ—મૈથુન, મૈથુનમાં જેને જરા પણ આસકિત નથી એવાને પણ સારી ઊંઘ આવે છે.

સંતોષ જેના જીવનમાં હોય છે: 'यदृच्छालाभसंतुष्टः' જે કંઈ

---

ત્વચ્ય (ચામડીને હિતકારક) છે અને ચામડીમાં વાયુ વિશેષ રહે છે. (स्पर्शनेऽभ्यधिको वायुः स्पर्शनं च त्वगाश्रितम्–चरक.) તૈલાભ્યંગથી વાયુનો હ્રાસ થઈ કફની વૃદ્ધિ થઈ ઊંઘ આવે છે. આ ઉપરાંત અભ્યંગથી ત્વચાની રક્તવાહિનીઓ વિસ્ફારિત થાય છે એટલે એ તરફ રક્તનો પ્રવાહ વધુ આવે છે, (सिरामुखविविक्तत्वं त्वक्स्थस्याग्नेश्च तेजनम्। (સુશ્રુત, ચિ. ૨૪) એટલે પણ ઊંઘ આવે છે.

આવી મળે છે તેનાથી સંતોષ માનનારને, અને જીવનમાં સારાં કાર્યો કરવાથી ઉત્પન્ન થતા સંતોષથી ઊંઘ સારી આવે છે. નિદ્રા માટે નિર્વૃત્તિ, કૃતકૃત્યતા અને સંતોષતૃપ્તિ–આ ત્રણ અગત્યની વાતો ધ્યાનમાં રાખવા લાયક છે.

જે માણસ દિવસે કાળાંધોળાં કરે છે, અનેકોનાં ગળાં રહેંસે છે, જે યેન કેન ઉપાયેન ધન મેળવવા પશુતુલ્ય જીવન જીવે છે–આવા માણસને ઊંઘ સારી ન જ આવે. રાત્રે કાન પાસે ટેલિફોન રાખીને સૂઈ જનારા શેઠિયાઓનાં જીવન શિથિલ હોય ત્યાં ઊંઘ-દેવી કેમ પાસે આવે? કૃતકૃત્યતા—આજે મારો દિવસ સારો ગયો, આજે આ કાર્ય મારાથી સારું થયું–એવો આત્મસંતોષ એ નિદ્રા માટે ખૂબ જ જરૂરી છે.

"प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिः तुल्यं किं वा सत्पुरुषैरिति ॥ (મ. ભા.)

## નિદ્રાનાશથી થનાર રોગો

અંગમર્દ (અંગ ભાંગવું તે), શિરોગૌરવ (માથું ભારે રહેવું) જૃમ્ભિકા (બગાસાં ઉપર બગાસાં આવવાં), જડતા, ગ્લાનિ, ભ્રમ, અપકિત (અજીર્ણ), તંદ્રા તેમ જ અન્ય વાતજન્ય વિકારો થાય છે. (અ. સંગ્રહ)

## દિવાસ્વપ્ન

સુશ્રુત કહે છે કે,

'दिवास्वापः सर्वर्तुषु प्रतिषिद्धोऽन्यत्र ग्रीष्मात् ।...विकृतिर्हि दिवास्वप्नो नाम तत्र स्वपतामधर्मः सर्वदोषप्रकोपश्च ॥ (સુશ્રુત શા. અ. ૪)

સર્વ ઋતુઓમાં દિવસે સૂવાનો પ્રતિષેધ જ છે, સિવાય કે ગ્રીષ્મ ઋતુમાં દિવસે સૂવું એ વિકૃતિ છે અને તેથી અધર્મ તેમ જ સર્વ દોષો (વાત, પિત્ત, કફ)નો પ્રકોપ થાય છે.

દિવસે કામ, રાત્રે ઊંઘ એ સ્વાભાવિક (પ્રકૃતિ) છે; જ્યારે રાતે જાગરણ અને દિવસે ઊંઘવું એ અસ્વાભાવિક (વિકૃતિ) છે. વાતાદિ ત્રણે દોષોનો પ્રકોપ થવાથી કાસ, શ્વાસ, સળેખમ, શિરોગૌરવ, અંગમર્દ, અરુચિ, જ્વર, અગ્નિમાંદ્ય વગેરે રોગો થાય છે એમ સુશ્રુત કહે છે.

સુશ્રુતે ગ્રીષ્મ સિવાય બીજી ઋતુઓમાં દિવાસ્વપ્નની છૂટ નથી આપી જ્યારે ચરકે દિવાસ્વપ્ન વિષે બહુ ઉદાર વલણ રાખ્યું છે. એમના મત પ્રમાણે તો લગભગ બધાને જ દિવસે સૂવાની રજા મળે છે. નીચેના માણસોને દિવસે સૂવાની રજા આપવામાં આવેલી છેઃ—

(૧) બહુ ગાનાર માણસ ગાવાના કામથી કૃશ થયો હોય.
(૨) બહુ અધ્યયન કરનારનું શરીર કૃશ થયું હોય.
(૩) મદ્યપાનથી કર્શિત થઈ ગયેલ હોય.
(૪) સ્ત્રીસંભોગથી જે ક્ષીણ થઈ ગયો હોય.
(૫) લાંબો પંથ જે ચાલ્યો હોય—ખેપિયો.
(૬) અજીર્ણ થયું હોય તે *
(૭) ઘા પડ્યા હોય તેવાઓ.
(૮) અતિ ક્ષીણ થઈ ગયા હોય તેવાઓ.
(૯) વૃદ્ધો, બાળકો તેમ જ સ્ત્રીઓ.
(૧૦) તૃષ્ણા રોગથી પીડાતા.
(૧૧) અતિસારથી પીડાતા.
(૧૨) શૂલથી પીડાતા.
(૧૩) શ્વાસરોગીઓ.

---

*निद्रा हि स्रोतोऽवरोधेन अग्निबलं कृत्वा शीघ्रमाहारं पचति। (चक्रपाणिदत्त). ક્ષયના રોગીઓને જમતાં પહેલાં ૦॥ કલાક સૂવાની આજે ખાસ સલાહ આપવામાં આવે છે. અજીર્ણવાળાઓ માટે ખાતાં પહેલાં ૦॥ થી ૧ કલાક પહેલાં થોડી ઊંઘ લઈ લેવી એ સારું છે. "भोजनात् प्राक् दिवास्वप्नः पाषाणमपि जीर्यति।" योगरत्नाकर.

(૧૪) હેડકીના રોગીઓ.
(૧૫) પડી જવાથી, માર વાગવાથી ઈજા થઈ હોય તેવાઓ.
(૧૬) ગાંડાઓ.
(૧૭) લાંબી મુસાફરીના શ્રમથી થાકેલા.
(૧૮) ઘણા ઉજાગરાવાળા.
(૧૯) ક્રોધ, શોક અને ભયથી વ્યગ્ર ચિત્તવાળા.

(૨૦) દિવસે સૂવાની જેને લાંબા વખતની ટેવ પડી ગઈ હોય (दिवास्वप्नोचितः।)[1] આ બધા માણસોએ દિવસે સૂવું જોઈએ. આવા માણસોને દિવાસ્વપ્નથી ધાતુસાત્મ્યસામ્ય થાય છે, બલ આવે છે, અને આયુષ્યની સ્થિરતા થાય છે. (ચરક)

ગ્રીષ્મ ઋતુમાં સૌને માટે છૂટ છે જ; કારણ કે ઉનાળામાં રાતો ખૂબ ટૂંકી હોય છે, ગરમીથી દિવસે કામ કરાતું નથી એટલે સ્વાભાવિક રીતે જ ઊંઘ આવે છે.

## દિવાસ્વપ્નથી થતા રોગો

ગ્રીષ્મઋતુ સિવાય અન્ય ઋતુમાં દિવસે સૂવાથી કફ અને પિત્ત બન્નેનો કોપ થાય છે. માટે કફ-પિત્તના દરદીઓએ કદી ન સૂવું જોઈએ મેદસ્વી લોકો, હંમેશાં જે સ્નેહ ખાતા હોય, કફ-પ્રકૃતિના

૧ दिवास्वप्नसात्म्यानां सहसा तत्परित्यागे दोष एव स्यात्। (ચક્રપાણિદત્ત) अपथ्यमपि हि निरन्तराभ्यासात् विषमिवाशीविषस्य नोपघातक भवतीति भावः।" (ચ. ૬.) અપથ્ય હોય તો પણ જો લાંબા વખતનો તેનો અભ્યાસ પડી ગયો હોય તો સર્પના ઝેરની પેઠે તે શરીરનો ઉપઘાત કરનાર નીવડતું નથી. અને સુશ્રુતે આ વાત ઠીક સ્પષ્ટ પણ કરી છેઃ—

निद्रा सात्म्यो कृता यैस्तु रात्रौ च यदि वा दिवा।
न तेषां स्वपतां दोषौ जाग्रतां वाऽपि जायते॥ शा. ४-४०

તેમ જ કફના રોગીઓ, દૂષીવિષથી પીડાતા,–આટલાઓએ તો કદી સૂવું ન જ જોઈએ. કમળો. શિરશૂલ, શરીરની જડતા, ભારેપણું, અંગમર્દ, અગ્નિનાશ, હૃદયપ્રલેપ, સોજો, અરુચિ, મોળ આવવી, પીનસ, અર્ધાવભેદક, કોઢ ચકરડાં, કંડૂ (ખુજલી), તંદ્રા, કાસ, ગળાના રોગો, સ્મૃતિબુદ્ધિપ્રમોહ, સ્રોતોવરોધ, જ્વર, ઇંદ્રિયોનું અસામર્થ્ય, વિષવેગ પ્રવર્તતો હોય ત્યારે–આ બધા રોગો દિવસે સૂનારને તેમ જ અહિતનું સેવન કરનારને લાગુ પડે છે. (ચરક)

भुक्त्वा स्वप्न न सेवेत सुस्थोऽप्यसुखितो भवेत्। (હારીત સંહિતા). કોઈએ ખાઈને સૂઈ જવું ન જોઈએ. એથી તો ગમે તેવો સ્વસ્થ માણસ પણ રોગી બને છે.

ઉપર જણાવેલા મનુષ્યો સિવાય બીજાઓએ ખાઈને ન જ સૂવું જોઈએ. સુશ્રુતે દિવસે સૂવાને 'અધર્મ' લેખ્યો છે અને એ શબ્દમાં તેમણે ઘણું કહેવાનું સમાવી દીધું છે.

## ૩ બ્રહ્મચર્ય

ત્રીજો ઉપસ્તંભ બ્રહ્મચર્ય છે ચરકટીકાકાર ચક્રપાણિદત્ત કહે છે કે *ब्रह्मचर्यशब्देन इन्द्रियसंयमसौमनस्य[1]प्रभृतयो ब्रह्मज्ञानानुगुणा गृह्यन्ते।* બ્રહ્મચર્ય શબ્દમાં ઇંદ્રિયસંયમ, સૌમનસ્ય, બ્રહ્મજ્ઞાન વગેરે ગુણોનો સમાવેશ કરવામાં આવે છે.

આહાર, નિદ્રા અને બ્રહ્મચર્ય—આ ત્રણેય ઉપસ્તંભોના યુક્તિપુરઃસરના ઉપયોગથી જ શરીર બલ, વર્ણ, ઉપચય વગેરેથી યુક્ત થાય છે એમ મૂળ સૂત્રમાં કહેવામાં આવ્યું છે. આહાર અને નિદ્રા જેમ

૧ दौर्मनस्यमवृष्याणाम्। (ચરક સૂ ૨૫) દૌર્મનસ્ય પરમ અવૃષ્ય છે —શક્તિનો હ્રાસ કરવામાં દૌર્મનસ્ય જેવું બીજું એક પણ અનિષ્ટ નથી. સૌમનસ્ય એથી ઊલટું છે.

स्त्रीषु प्रीतिः विशेषेण स्त्रीषु अपत्यं प्रतिष्ठितम्।
धर्मार्थौ स्त्रीषु लक्ष्मीश्च स्त्रीषु लोकाः प्रतिष्ठिताः॥

सुरूपा यौवनस्था या लक्षणैर्या विभूषिता।
या वश्या शिक्षिता या च सा स्त्री वृष्यतमा मता॥

नानाभक्त्या तु लोकस्य दैवयोगाच्च योषिताम्।
तं तं प्राप्य विवर्धन्ते नरं रूपादयो गुणाः॥

वयोरूपवचोहारैः या यस्य परमाङ्गना।
प्रविशति आशु हृदयं दैवाद्वा कर्मणोऽपि वा॥

हृदयोत्सवरूपा या या समानमनःशया।
समानसत्त्वा या वश्या या यस्य प्रीयते प्रियैः
या पाशभूता सर्वेषामिन्द्रियाणां परैर्गुणैः॥

अपूर्वामिव या याति नित्यं हर्षातिवेगतः।
गत्वा गत्वापि बहुशो यां तृप्तिं नैवगच्छति॥
सा स्त्री वृष्यतमा तस्य नानाभावा हि मानवाः॥

પ્રીતિ, સંતાનસુખ, ધર્મ અને અર્થ—આ બધું સ્ત્રી ઉપર જ નિર્ભર છે. સ્ત્રી એ લક્ષ્મીસ્વરૂપ છે અને લક્ષ્મીના સંયોગથી ધનસંપત્તિ થાય છે માટે ઉપર 'स्त्रीषु लक्ष्मीः' સ્ત્રીઓમાં લક્ષ્મી વસેલી છે એમ કહેવામાં આવ્યું છે. સંસાર આખો સ્ત્રીઓ ઉપર જ પ્રતિષ્ઠિત છે. સુંદર રૂપવતી, યૌવનવતી, વશ્યા, કામશાસ્ત્રોક્ત ગીતવાદિત્રહાસ્યાદિ ચોસઠ કલાઓમાં નિપુણ–આવી સ્ત્રી–વૃષ્યતમા–ઉત્તમ અશ્વદાયી—greatest tonic–ગણાય છે.

આવી સકલગુણસંપન્ન વૃષ્યતમા સ્ત્રી પ્રાપ્ત થવી એ પ્રાકૃત જન્મમાં સારાં પુણ્યો કર્યાં હોય તો જ દૈવયોગે પ્રાપ્ત થાય

છે.[૪] ભાવ, વિલાસ, વિભ્રમ,[૫] મધુર વાણી, રૂપ વગેરેથી યુક્ત સ્ત્રી પુરુષના હૃદયમાં તુરત જ સ્થાન પામે છે અને હૃદયના ઉત્સવરૂપ બને છે. આવી સ્ત્રી જેના નસીબમાં હોય છે તેના જેવો પરમ સુખી પુરુષ બીજો કોઈ નથી. આવી સ્ત્રી વગર તે જરા પણ રહી શકતો નથી. સ્ત્રી સિવાય તે જગતને અરણ્ય જેવું લેખે છે. તેના જીવનમાંથી આનંદમાત્ર સરી જાય છે. આવી સ્ત્રી સાથેનો સમાગમ પરમ આનંદદાયક હોય છે. આવી સ્ત્રી સાથે વારંવાર સંયોગ કર્યો છતાંય તૃપ્તિ થતી નથી. આવી સ્ત્રી જ વૃષ્યતમા—ઉત્તમ બળદાયી—હોય છે.

જીવનની મૂળભૂત ત્રણ એષણાઓમાં પ્રાણૈષણાને ચરકે પ્રથમ ગણાવી છે. આ પ્રાણૈષણામાં કામૈષણા અને આહારૈષણાનો સમાવેશ થઈ જાય છે. પ્રાણનો આધાર આ બે મુખ્ય એષણાઓ ઉપર જ નિર્ભર છે. આ એષણાઓની તૃપ્તિ માટે પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઈએ. આ લોક અને પરલોકનો આધાર આ એષણાઓની તૃપ્તિ ઉપર જ નિર્ભર છે એમ ચરક કહે છે.

ब्रह्मचर्यं आयुष्याणाम्। चरक सू. २५

આયુષ્યને હિતકર જેટલી વસ્તુઓ છે તે સૌમાં બ્રહ્મચર્યનું પાલન શ્રેષ્ઠ છે.

इन्द्रियजयो नन्दनानाम्। चरक सू. ३०

(नन्दनानाम् इति श्रय समृद्धिजननानाम्॥) (શિવદાસ સેન)

---

૪. સરખાવો 'શાકુન્તલ'માં દુષ્યન્તની શકુન્તલા તરફની ઉક્તિ:

अखण्ड पुण्याना फलमिव च तद्रूपमनघ।
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधि.॥ (અંક ૨)

૫ हावो मुखविकारः स्यात्, भाव चित्तसमुद्भवः
विलासो नेत्रयो- ज्ञेय. विभ्रमो भ्रूसमुद्भव ॥
"हावो नरं प्रति स्त्रीणा शृंगारचेष्टाविशेष।" (ચ. ૬)

ઇંદ્રિયો ઉપર જય મેળવવો-જિતેન્દ્રિયત્વ-શ્રેય અને સમૃદ્ધિ બન્નેને લાવનાર છે.

ब्रह्मचर्यम् अयनानाम्। चरक सू ३०
अयनानाम् मोक्षसाधनमार्गाणाम् '( શિવદાસ સેન )

મોક્ષસાધનના માર્ગ માટે બ્રહ્મચર્ય સર્વોત્કૃષ્ટ સાધન છે.

યોગસાધના માટે સર્વ ઇંદ્રિયોની વિશુદ્ધિ અને બ્રહ્મચર્ય નિતાન્ત આવશ્યક છે.

બ્રહ્મચર્ય એ ધ્યેય છે પરંતુ એ ધ્યેયને પહોંચવા માટે ભિન્ન-ભિન્ન પગથિયાં છે. ગૃહસ્થાશ્રમ જેવો સર્વલોકોપકારક આશ્રમ–એ જીવનની મહાપાઠશાળા છે. એક તરફથી કુટુંબ, સ્ત્રીસંતતિનું પોષણ અને બીજી તરફથી ધર્મનું પાલન, દયા, દાન, પરોપકાર, યજ્ઞ—આ બધું પણ સાચવવાનું, સ્ત્રીપુરુષે દ્વૈતમાંથી અદ્વૈતમાં પ્રવેશવાનું ગૃહસ્થાશ્રમ જ દ્વાર છે. ઇંદ્રિયોનો નિગ્રહ નહિ પરંતુ સંયમ–એ ગૃહસ્થાશ્રમનો આદર્શ છે. મર્યાદામાં રહીને વિષયો ભોગવવાના છે. ભોગોના ગુલામ ન બનતાં ભોગોનું ઊર્ધ્વીકરણ કરવાનું છે. સ્ત્રીઓ સાથેનો સહવાસ વૃષ્ય છે પણ અતિપ્રસંગ શોષકર છે ( स्त्रीषु अतिप्रसंगः शोषकराणाम्। चरक सू. २५)

આહારનો પરમ સાર વીર્ય છે અને તે ખૂબ કાળજીપૂર્વક સાચવવું જોઈએ, નહિ તો અનેક દારુણ રોગો થાય છે. ક્ષયરોગને કાલિદાસે "आमयस्तु रतिरागसंभवम्।" (રઘુવંશ) સ્ત્રીઓમાં અતિશય રાગ એ જ ક્ષયનું કારણ ગણાવેલું છે.

" मनःशरीरस्थितिमात्रमेव व्यवायं सेवेत। न तत्परः स्यात्। "
( અ. સં. સૂ. ૯ )

જેટલા સ્ત્રીસહવાસથી મન પ્રસન્ન થાય, શરીરનો થાક ઊતરી

જાય અને શરીરને ધસારો ન લાગે તેટલા જ પ્રમાણમા સ્ત્રીસહવાસ સેવવો જોઈએ એથી વધુ નહિ સભોગ માટે સૌને માટે એક જ નિયમ ન હોઈ શકે. દરેકની મનની સ્થિતિ તેમ જ શરીરની સ્થિતિ એકસરખી નથી હોતી કોઈ દર રાતમાં અનેક વખત સ્ત્રીગમન કરી શકે છે જ્યારે કોઈ કેવળ એક જ વખત, તો કોઈ અઠવાડિયામાં એક વખત ભોગ ભોગવી શકે છે આને માટે ખાસ નિશ્ચિત નિયમો નથી જ પોતાના મનની અને શરીરની સ્થિતિ તરફ જોઈને વ્યવાય સેવવો જોઈએ

આ બનાવ ભિનભિન્ન લેખકોએ મર્યાદા બાધવાના પ્રયાસો કર્યા છે

त्र्यहात् वसन्ते तस्यान्ते पक्षात् तद्वत् घनोदये ।
सेवेत वामत काम हेमन्ते शिशिर बली ॥ ९७ (अ सू १)

વસત ઋતુમા ત્રણત્રણ દિવસે, ગ્રીષ્મ ઋતુમાં પખવાડિયે, અને તે જ પ્રમાણે વર્ષા ઋતુમા પણ પખવાડિયે–સભોગ કરવો. હેમન્ત અને શિશિર ઋતુમા બનવાન પુરુષે યથેચ્છ સહવાસ સાધવો.

त्रिभि त्रिभि अहोभिर्वा समीयात्प्रमदा नर
सर्वेषु ऋतुषु, घर्मेषु पक्षात् पक्षात् व्रजेद् बुध ॥ (सुश्रुत)

દરેક ઋતુમાં ત્રણત્રણ દિવસને આતરે સ્ત્રીગમન કરવુ ગ્રીષ્મ ઋતુમાં પખવાડિયે પખવાડિયે ભેલસહિતામા "વર્ષા ઋતુમાં નવ નવ દિવસે શરદમાં દશ દશ દિવસે શીતકાલમા (હેમતમા) પાચ પાચ દિવસે શિશિરમા સાત સાત દિવસે વસતમા પખવાડિયે પખ–વાડિયે, અને ગ્રીષ્મમા મહિને મહિને વ્યવાય સેવવો ઉનાળામાં પાછલા ભાગમા તો બિલકુલ મૈથુન ન કરવુ જોઈએ"

ચરક કહે છે કે,

"प्रकाम च निषेवेत मैथुन शिशिरागमे।"

હેમન્ત ઋતુમાં (શિયાળામાં) ઇચ્છા મુજબ મૈથુનનું સેવન કરવું. હેમન્ત ઋતુમાં પણ આ જ નિયમ છે.

" वसंते अनुभवेत् स्त्रीणां काननानां च यौवनम्।"

વસંત ઋતુમાં સ્ત્રીઓના યૌવનનો તેમ જ ઉપવનોનો શ્લેષ્મ-ક્ષય માટે અલ્પ પ્રમાણમાં અનુભવ કરવો.

"...ग्रीष्मकाले निषेवेत मैथुनाद्विरतो नरः ॥"

ગ્રીષ્મ ઋતુમાં મૈથુનથી વિરત-દૂર રહેવું જોઈએ.

વર્ષામાં પણ " व्यवायः चात्र वर्जयेत्।" આ ઋતુમાં વ્યવાય ત્યજવો જોઈએ.

આ ભિન્નભિન્ન મતો ધ્યાનમાં લેવાયોગ્ય છે.

આ સિવાય અગિયારસ, તેરસ, ચૌદસ, અમાસ, પૂર્ણિમા, આઠમ તેમ જ રજોદર્શનના ચાર દિવસો—આટલા દિવસોમાં મૈથુન વર્જ્ય છે—ગણાયેલું છે.

### રજસ્વલાગમન

" रजस्वलाभिगमनम् अलक्ष्मीमुखानाम्।" चरक सू. २५.

અલક્ષ્મીકર જેટલા ભાવો છે તે સૌમાં રજસ્વલા સાથેનો સંયોગ અધમાધમ છે.

જે અજિતેન્દ્રિય પુરુષ મોહવશ થઈ રજસ્વલા ગમન કરે છે તે દૃષ્ટિ બગાડે છે, આયુષ અને તેજની હાનિ પ્રાપ્ત કરે છે અને અધર્મનો ભોગ થાય છે. (સુશ્રુત)

જે કામના વેગમાં આવીને મોહથી રજસ્વલાસંગ કરે છે તેને ધ્વજભંગ ( impotency ) થાય છે. (ચરક)

વાગ્ભટ કહે છે કે રજસ્વલાના સંગથી પ્રજા, તેજ, બલ, ચક્ષુ, અને આયુષ-બધાંનો હ્રાસ થાય છે.

સુશ્રુત કહે છે કે.

" रजस्वलामुपसेवमानस्य प्रकुपिता दोषा मेढ्रमागत्य श्वयथु जनयन्ति तमुपदंशमिति आचक्षते ॥ (નિદાનસ્થાન) અર્થાત્ રજસ્વલાસંગથી વાતાદિ દોષો કુપિત થઈને મેઢ્રમાં આવીને સોજો ઉત્પન્ન કરે છે: એને ઉપદંશ તરીકે ઓળખવામાં આવે છે.

Van de Velde તેમના '*Ideal marriage*' નામના પુસ્તકમા આ વિષય ઉપર ઠીક પ્રકાશ નાખે છે

" Gonococci may lurk in the genital passages of both men and women from a previous (perhaps forgotten or unconscious) infection, they may renew this virulence in the menstrual secretions and pass with such secretions into tho male urethra and there renew active somptoms of gonorrhaea Thus an old infection which has been latent and imperceptible for years may snddenly 'flare up' after a sexual act during menstruation " p. 291.

અર્થ—પ્રથમ પરમિયો વા ચાદી જેવો ચેપી રોગ થયો હોય પરંતુ તે જાણે મટી ગયો છે એમ માની તેના તરફ સંપૂર્ણ વિસ્મરણ થઈ ગયુ હોય, તો આર્તવ વખતે સંભોગ કરવાથી તે ગુપ્ત વા ભૂલી ગયેલા દરદના જંતુઓ પાછા રજોદર્શન વખતે દેખા દે છે અને તે વખતે સંભોગ કરવાથી પુરુષના મૂત્રમાર્ગમા તે પ્રવેશ કરે છે એટલે ઘણા વખતનો દબાયેલો વ્યાધિ રજસ્વલાભિગમનથી એકદમ સતેજ થઈ આવે છે."

સુશ્રુતે જે વાત કહી છે તે જ વાત આ જગમશહૂર વિદ્વાને કહી બતાવી છે. રજસ્વલાભિગમનનો આવાં જ કારણોથી સૌ શાસ્ત્રકારોએ નિષેધ કરેલો છે.[૬]

જે વાત રજસ્વલાભિગમનને લાગુ પડે છે તે જ વાત સગર્ભા-ભિગમનને પણ લાગુ પડે છે. સુવાવડમાં જે ચેપી રોગો સ્ત્રીને થાય છે તેના મૂળમાં સગર્ભાસંયોગ જ મુખ્ય હોય છે. આથી જ આયુર્વેદાચાર્યોએ ગર્ભિણીને પણ મૈથુન માટે અયોગ્ય ગણી છે.[૭]

ચરકે રજસ્વલાભિગમનને પરમ અલક્ષ્મીકર ગણાવીને ઘણું કહી દીધું છે.

ચરકે સદ્વૃત્તના અધ્યાયમાં ( સૂ. ૮ ) કયી જાતની સ્ત્રી સાથે વ્યવાય ન સાધવો જોઈએ એ સવિસ્તર દર્શાવેલું છે. લંબાણભયને લઈને અહીં તે નથી આપ્યું.

## परदाराभिगमन

" परदाराभिगमनम् अनायुष्याणाम् । " ( चरक सू. २५ )

આયુષ્યનો હ્રાસ કરનાર જેટલાં કારણો છે તેમાં સૌથી પ્રબલ

૬ રજસ્વલાભિગમનને ઉન્માદના કારણ તરીકે ગણવામાં આવ્યું છે ( ચરક નિ. સ્થા. અ. ૭-૪ ) કારણ કે કેટલાંક સત્ત્વો એ વખતે સંપ્રયોગ કરનારના દેહમાં પ્રવિષ્ટ થાય છે અને અધર્મનો દંડ એને કરે છે.

૭ ગર્ભોપઘાતકર ભાવોની ગણત્રી વખતે ચરકે व्यवायशीला दुर्बलपुत्रम् अह्रीकं स्त्रैणं वा । " જે સગર્ભા સ્ત્રી અત્યંત વ્યવાયપ્રિય હોય છે તે કુબડાં, ખોડ-ખાપણવાળાં, નિર્લજ્જ અને બાયલાં છોકરાને જન્મ આપે છે. ( શા. સ્થા. અ. ૮-૨૧ ). Van be Velde કહે છે કે સગર્ભા સાથેનો સંપ્રયોગ શારીરિક દષ્ટિએ હિતકર છે. પરંતુ માનસિક ભાવોનો અભ્યાસ હજી પૂરતો થયો નથી એટલે આવા મતો તરફ શાસ્ત્રીક દષ્ટિએ જોવાની જરૂર મને તો લાગે છે જ.

" गर्भिणीनीरुग्णीपथ्यव्यवायादव्यायामवर्जनीयानाम् " ॥ चरक सू. २५

પરદારાભિગમન છે "न अन्यस्त्रियं, न अन्ययोनिं...व्यवाय गच्छेत् ।" (चरक सू ८) અન્યની સ્ત્રી સાથે, અસવર્ણા સ્ત્રી સાથે કે પશુઓ સાથે કદી વ્યવાય (સ્ત્રીસંગ) ન કરવો જોઈએ. મહાભારતમાં પણ પરદારાગમનને અનાયુષ્યકર માનેલુ છે.

પ્રજાની ઉત્પત્તિને કેવલ સ્થૂલ દષ્ટિએ આયુર્વેદમાં જોવામાં નથી આવી ભારતીય દર્શનશાસ્ત્રની દષ્ટિએ શુક્ર અને આર્તવ પંચમહાભૂતાત્મક અર્થાત્ અચેતન છે. એમાં ચૈતન્યના આવિર્ભાવ માટે ચેતનાવાન આત્મા વા પુરુષનો તેની સાથે સંયોગ થવો આવશ્યક છે. શુક્ર, શોણિત અને જીવ—આ ત્રણેના સંયોગને જ 'ગર્ભસંજ્ઞા' આપેલી છે. જીવ પુરુષના વીર્યમાં જ અધિષ્ઠિત થયેલો હોય છે અને વ્યવાય વખતે અત્યંત હર્ષ થકી ઉદીરિત થયેલા શુક્રના વિસર્જન સમયે વીર્યદ્વારા જ તે (शुक्रभूतः) ગર્ભાશયમાં પ્રવેશ કરે છે આથી જ પુત્રને માટે "अगात् अगात् संभवसि । हृदयात् अभिजायसे आत्मा वै पुत्रनामासि । स जीव शरदां शतम् ॥' આત્મા (જીવાત્મા) જ પુત્રરૂપે અવતરે છે એમ કહેવાયેલુ છે. આથી જ સંભોગની આખી ક્રિયાને એક પ્રકારની sanctity આપવામા આવેલી છે. રતિક્રીડા માટે સુંદર ભુવન, સ્વાસ્તીર્ણ પયફેનનિભા શય્યા, મનોનુકૂલા કાન્તા, વાજીકરણ ઔષધનુ હમેશા સેવન૮ અને મનોજ્ઞ ખાનપાન, ઋતુકાલમાં જ ગમન, રજોદર્શનમા પાળવાના નિયમો, ચોથે દિવસે સર્વદોષવર્જિત સ્ત્રીપુરુષનો સમાગમ, સમાગમ વખતનો મંત્રપ્રયોગ—

"ब्रह्मा बृहस्पतिर्विष्णुः सोमः सूर्यस्तथाऽश्विनौ ।
भगोऽथ मित्रावरुणौ वीरं ददतु मे सुतम् ॥"૯

અને પછી સહવાસ—આ બધુ ચરક સુશ્રુત અને વાગ્ભટ્ટે વિશદ

૮ न अजधर्मेपजो नाप्रगीतमकल्पो नानुपस्थितप्रहर्षो व्यवाय गच्छेत् ॥ चरक सू. ८ ९ चरक शा. ८–८

પ્રત્યેક વૈદ્યે જાણવો જોઈએ આપણા પૂર્વજોએ શું કર્યું હતું તે જાણ્યા પછીથી આપણે શુ કરવું જોઈએ અથવા કરવા જેવું છે તેનો સરસ ખ્યાલ આપણને આવે છે ખૂબ ઊંચું કૂદવું હોય તો ખૂબ પાછળથી દોડવું પડે છે પુરાતન કાળના સાહિત્ય અને સંસ્કારના જ્ઞાનથી આપણી બુદ્ધિ વિશદ બને છે. આપણા ભાવો પ્રગલ્ભ બને છે અને નવું નવુ કરવાની હોસ પ્રગટે છે પુરાતત્ત્વવેત્તાઓએ આયુર્વેદના ગૌરવવન્તા ઇતિહાસ ઊપર ખૂબ જ પ્રકાશ નાખ્યો છે

પૂર્વજોની મોટાઈ આપણી પામર અહંતાને પોષવા માટે નહિ પરંતુ આપણા ઠંડા લોહીમા નવ પ્રાણસંચાર કરવા માટે જ કામની છે આપણે આપણા પ્રતાપી પુરુષોના ગુણગાન ગાઈને બેસી રહીશું તો આપણી દુર્બળતા તેથી નહિ ભાગે આયુર્વેદનો પ્રાદુર્ભાવ, આપણાં ઇતર શાસ્ત્રો માફક, બ્રહ્માથી જ શરૂ થાય છે કેવો ભવ્ય વારસો! ઋગ્વેદ[1] અને અથર્વવેદનો આયુર્વેદ ઉપવેદ, અશ્વિનીકુમારો, ઇંદ્ર, ભરદ્વાજ, ધન્વન્તરી જેવા આપણા આયુર્વેદ પ્રવર્તકો! ઘડીભર આપણને લાગે છે કે We are eternal people આપણે બધા દિવ્ય મનુષ્યો છીએ આપણો દેશ દિવ્ય છે અને આ દિવ્યતા ઉપર સૈકાઓની જડતાનો થર છવાયો કે આવરાયો હોય કોઈ દિવ્ય ચિનગારી આ ગૂઢ આગને ફરીવાર ચેતાવશે એવી મને તો ખાત્રી છે તે વખતે આપણી દેખાતી પામરતા ક્યાંયે જતી જશે અને ફરી એકવાર આપણે એ ઋષિમુનિઓના પ્રતાપે नियत नवीन तत्त्वान्वेषण परायणा आर्ष प्रतिभा જે અત્યારે આપણા દેશમાથી પરદેશમા ચાની ગઈ છે, તે પાછી આવી આપણા સમસ્ત જીવનને નવપ્રાણથી આપ્લાવિત કરશે ચઢતી-પડતી તો ઇતિહાસનો ક્રમ જ છે તલવાર અને બંદૂકથી દેશો જીતાતા નથી સંસ્કૃતિનું પરિબળ જ અન્ય સંસ્કૃતિઓને જીતે છે આપણા

---

૧ ऋग्वेदस्य आयुर्वेद उपवेद ॥ वात्यायन

સંસ્કારો જ્યારે પરવાર્યો ત્યારે પરદેશની તેજસ્વી સંસ્કૃતિએ અહીં વિજય મેળવ્યો.

શહાજહાંના કેટલાક સ્વજનોને પોતાની ચિકિત્સાથી સારા કરનાર ડૉ. ગેબ્રાયલ બાઉટને (સને ૧૬૪૫). શાહજહાં પાસેથી પોતા માટે પૈસા ન માગ્યા, પરંતુ પોતાના દેશ બાધવો માટે વેપારી કોઠીઓ સ્થાપવા માટે રજા આપવા પ્રાર્થના કરી. તે શહાજહાંએ સ્વીકારી. અંગ્રેજ સલ્તનતનો પાયો નાખનાર આ અંગ્રેજ ડૉક્ટર જ છે એમ હું તો માનું છું. આ વખતે વૈદ્યો અધમ દશાએ પહોંચ્યા હતા એમ ઇતિહાસજ્ઞો આપણને કહે છે. બર્ડવૂડ મેમોરિયલ લેકચરમાં કેપ્ટન જોહાન્સ્ટન સેઇન્ટે તે વખતની હિંદની ચિકિત્સાસ્થિતિનો નીચેના શબ્દોમાં ખ્યાલ આપેલો છેઃ

"The fire of Indian medicine had sunk almost to its last embers. The sneers of our pioneer writers at "Spells and charms" were almost justified." અને આ સ્થિતિ માટે પરદેશીઓનાં ભીષણ આક્રમણો અને તેમની પાશવ લીલાઓ જ જવાબદાર હતી. હૂણ, શક, તાર્તર, મુગલ, મુસલમાનો, મરાઠાઓ–આ બધા કાલસિંધુમાં તરંગ માફક ઊછળી ઊછળીને લીન થઈ ગયા! તે બધાના અત્યાચારો સંભારવાનું આ સ્થાન નથી. પછી આવ્યા પહેલવહેલા પોર્ચુગીઝો, પછી વલંદાઓ (ડચ), પછી ફ્રેંચમેનો અને છેવટે અંગ્રેજો. આ અંધાધૂંધીમાં સ્વરક્ષણ માટે જ જ્યાં આખી પ્રજા–હિંદુ અને મુસલમાન બન્ને–તનતોડ પ્રયત્નો કરતી હતી, ત્યાં વિજ્ઞાનને, વિદ્યાકલાને વિકસવાનો કે સાચવવાનો સમય ક્યાં રહે? કાળનાં ભીષણ રમખાણોએ આપણી આ પ્રાચીન ભૂમિ અને તેની પ્રજાને ખૂબ જ બબરત કરી છે. સાહિત્ય અને સંસ્કારો તો શાંતિમાં જ ખીલે છે. આથી જ અંગ્રેજોનું રાજ્ય આ ભીષણ અત્યાચારો અને ભયાવહ અશાંતિ પછી, આપણને વહાલું લાગ્યું.

એ અગ્રેજ ડોકટરની ચિકિત્સાએ જ અગ્રેજ રાજની કોઠી ભારત-વર્ષમા સ્થાપી અને પછી તો અનેક ડોકટરો અહી આવવા લાગ્યા આ વખતે પ્રાચીન સાહિત્ય બધુ જ ભસ્મીભૂત થઈ ગયેલુ. મુગલોના વખતમાં વૈદ્યોને સ્થાને હકીમોની પ્રાણપ્રતિષ્ઠા થઈ વૈદ્યો બિચારા જેમ તેમ કરી પેટ ભરવા માટે ફાંફા મારતા મરાઠાએ આવ્યા અને કઈક રાહત મળી ના મળી એટલામા તેમનો અત કલહ વધ્યો અને અગ્રેજોના આગમન સાથે આધુનિક એલોપથી આવી અને અત્યારે એમની બોલબાલા છે આ બધા હજારો વર્ષના ભીષણ અને હત્યાગ અત્યાચારો વચ્ચે પણ વૈદો બચ્યા ચરક, સુશ્રુત જેવી સહિતાઓ અને થોડુક સાહિત્ય બચ્યુ આયુર્વેદ છેલ્ના શ્વાસ ખેચતો આપણે જોયો, પરતુ આયુર્વેદમા પોતામા જે ગૂઢ અચિત્ય શકિતઓ છે તેને પરિણામે તે બચ્યો અને હવે તો તે ફરીથી પ્રકાશવા લાગ્યો છે ઉષા ઊગી ગઈ છે સૂર્ય પ્રકાશવાના સર્વ ચિહ્નો મને તો જણાય છે આટના ભયકર પતનમા પણ જે પોતાની સ્વરક્ષા કરી શક્યો તે આયુર્વેદ હવે પ્રાત પ્રાત અને શહેરો તથા ગામડામા પોતાની પુન પ્રાણપ્રતિષ્ઠા કરી રહ્યો છે નિખિન ભારતવર્ષીય વૈદ્ય સમેલનો, આયુર્વેદ વિદ્યાલયો–આ બધા ધીરે ધીરે પ્રગતિ કરી રહ્યા છે એલોપથીમા જ જગતના જ્ઞાનનો ભડાર જોનારી પરદેશી સરકાર પણ આયુર્વેદ શાસ્ત્રની શાસ્ત્રીયતાને સ્વીકારવા તૈયાર થઈ છે સુદર પ્રાણવાન સાહિત્ય સર્જાઈ રહ્યુ છે અને હવે તો કોંગ્રેસ પ્રધાનમડળોએ આયુર્વેદને રાજમાન્ય બનાવવા પણ પ્રયત્નો પગભર કર્યા છે અધકારમાથી પ્રકાશમા આવતા કોને આનદ નથી થતો ?

લાખો અને કરોડો રૂપિયા ખર્ચતી હસ્પીતાલો—અદ્યતનીય શોધોથી શોધાયના યત્રશસ્ત્રો, સુસજ્જ હૉસ્પીતાલો આગળ–એ દ્દના વૈભવ આગળ–સુદામાની ઝૂપડી જેવા વૈદ્યોના દવાખાના ઊભા છે હજારોના પગારો ખાનારા નિષ્ણાતો આગળ પડીકા વાળનાર વૈદ્યો નમ્ર

ભાવે ઊભા છે. પરસંસ્કારમુગ્ધ આપણા જ ભાઈઓ-ડૉક્ટરો પણ આયુર્વેદની અવહેલના પોકારી રહ્યા છે. આ જૂના શાસ્ત્રનું હવે પ્રયોજન જ શું છે? એક વખત માટે તે પૂરતું હશે, પરંતુ અત્યારે તો તેના પુનરુદ્ધાર માટેના સર્વ પ્રયાસો પ્રગતિને રૂંધનારા છે એમ ઘણા બોલી રહ્યા છે. વૈદ્યો પાસેથી શલ્યશાસ્ત્રે ક્યારનીયે-ઠેઠ અશોકના વખતથી-વિદાય લીધી છે. વૈદ્યો પાસે કેવળ કાયચિકિત્સા (medicine) જ રહી છે, આ છતાં પણ આયુર્વેદ પોતાનું વર્ચસ્વ હજુયે સાચવી રહ્યો છે. અને રાજ્યાશ્રય નથી, ધનિકોનો આશ્રય નથી, પરસંસ્કારમુગ્ધ શિક્ષિત સમુદાયનો આશ્રય નથી-છતાંય હજી વૈદ્યોનાં પડીકાં અજબ વર્ચસ્વ દાખવી રહ્યાં છે. મહામહોપાધ્યાય કવિરાજ શ્રી ગણનાથ સેન પોતાની તેજસ્વી અને અનોખી શૈલિમાં યોગ્ય જ કહે છે કેઃ--

"एष हि हन्तायुर्वेदो विपन्नदीधितिरप्येतर्हि कायचिकित्साऽङ्ग-मात्रेण कथं कथमपि ध्रियमाणो निखिलभारतीयप्रजाप्राणत्राणाय प्रभविष्णुः बहुधा परकीय-चिकित्साशास्त्रचन्द्रममयापि निष्प्रभीकरोति रविरिव न पश्चिमाचलस्थः। नवयुगे नवेन तेजसा समुदितः किं किमेव न विदधीत दशदिशः समुज्ज्वलयन्॥ (પ્રત્યક્ષ શારીર. ઉપોદ્‌ઘાત પૃ. ૧૩)

કેવળ કાયચિકિત્સાથી જ નિષ્પ્રભ આયુર્વેદ માંડમાંડ શ્વાસ લઈ રહ્યો છે અર્થાત્ જીવતો રહ્યો છે. જે ભારતીય પ્રજાના પ્રાણની રક્ષા કરી રહ્યો છે અને છતાંય અસ્તાચલે બિરાજમાન રવિની માફક પર-કીય ચિકિત્સાશાસ્ત્ર ચદ્રને જે નિષ્પ્રભ કરી રહ્યો છે, એ આયુર્વેદમાં જો નવીન તેજ ઉમેરાય તો એ દશેય દિશાઓને પોતાની અલૌકિક પ્રભાથી દીપાવતો શું શું નહિ સાધી શકે એ અમો જાણી શકતા નથી!

આ 'નવીન તેજ' નાં દર્શન હું તો કરી રહ્યો છું. સદીઓનાં ઝમસાણો વચ્ચે જે શાસ્ત્ર જીવન્ત રહી શક્યું છે તે શાસ્ત્રમાં કેવો ઉત્કટ પ્રાણ ભર્યો હશે એ વિચારવાનું હું આપ સૌને સોંપું છું.

શસ્ત્રશાસ્ત્ર( Surgery )ની દુર્દશા ઉપર હું આંસુ નહિ

સારું. શારીરે સુશ્રુતઃ શ્રેષ્ઠઃ । શારીર માટે સુશ્રુતસંહિતા ઉત્તમ ગ્રન્થ છે એમ જે કહેવામાં આવે છે તે માટે શ્રી. ગણનાથસેન શારીરે સુશ્રુતો નષ્ટઃ । એવો વિલાપ કરે છે. આ શલ્યશાસ્ત્રના વિનાશનો ઇતિહાસ પણ તેટલો જ કરુણાજનક છે.

ચંદ્રગુપ્ત પછી તેના પુત્ર બિંદુસારનો પુત્ર અશોક (ઈ. સ. પૂ. ૨૬૪) ગાદીએ આવ્યો. અશોકે ત્રણ વર્ષ સુધી કલિંગ દેશમાં ભયંકર યુદ્ધ કર્યું. લાખોનો ઘાણ કાઢી નાખ્યો. ન જાણે કેટલાય ગ્રન્થરત્નો એ વખતે નાશ પામ્યા હશે! કલિંગયુદ્ધનો વિજેતા અશોક 'ચણ્ડાશોક' બિરુદથી ઓળખાવા લાગ્યો, પરંતુ નસીબજોગે ઉપગુપ્ત નામના બૌદ્ધાચાર્યના ઉપદેશથી તેણે બૌદ્ધ ધર્મ અંગીકાર કર્યો અને એક વખતનો ચંડ અશોક "ધર્માશોક" બિરુદ પામ્યો. ઠેરઠેર તેણે બૌદ્ધ ધર્મ પ્રસાર્યો. ચીન, જાપાન, ગ્રીસ વગેરે દૂરદૂરના દેશોમાં બુદ્ધના શ્રમણો પહોંચી ગયા અને બૌદ્ધ ધર્મ સ્થાપ્યો, પરંતુ આ જ અશોકે રાજફરમાનથી શલ્યશાસ્ત્ર—Surgery—વાઢકાપનો નિષેધ કર્યો અને પરિણામે વાઢકાપની પરંપરા તૂટી ગઈ. હજામોના હાથમાં શસ્ત્રક્રિયા ગઈ અને આખરી દુર્દશા આપણે બધા જોઈ રહ્યા છીએ. વાળના બે ભાગ કરનારાં અતિ સૂક્ષ્મ ઓજારો જે પ્રજાએ શોધ્યાં હતાં, જેમણે યુદ્ધમાં કપાઈ ગયેલાં નાકકાન (પ્લાસ્ટિક સર્જરી) કપાળ ઉપરથી ચામડી લઈ સીવ્યાં હતાં, જેણે પથરી, ભગંદર, જલંદર વગેરેનાં ઓપરેશનો કર્યાં હતાં તે પ્રજા પાસે શલ્યશાસ્ત્ર નથી એ સાંભળવાનો વખત જ ન આવત. અશોકને માથે શલ્યશાસ્ત્રવિનાશકનું આળ ચડેલું છે. જે અશોકે ઠેરઠેર પશુચિકિત્સાલયો, વનસ્પતિઉદ્યાનો અને દવાખાનાં સ્થાપવા પાછળ અઢળક લક્ષ્મી ઉદાર હાથે વાપરી તે જ અશોકના હાથે શલ્યશાસ્ત્રને ફટકો પડ્યો એ દુઃખદ પરંતુ શોકજનક બીના છે.

૧૮૩૬માં ઇંગ્લીશ સર્જરી હિંદમાં પહેલવહેલી દાખલ થઈ.

આ વખતે સર્જરી તરફ આપણને એટલી બધી ઘૃણા હતી કે આખા દેશમાંથી તે શીખવા માટે માંડમાંડ દશ વિદ્યાર્થીઓ મળી શકયા હતા. દ્વિજો મુડદાના સ્પર્શને ઘોર પાતક માનતા, વૈદ્યો ભવાં ચઢાવતા અને સમાજ તેના તરફ અટ્ટહાસ્ય કરતો. આ દશ વિદ્યાર્થીઓમાં સૌથી પ્રથમ વિદ્યાર્થી મધુસુદન ગુપ્ત નામના બંગાળી યુવાનને આપણે યાદ રાખવા ઘટે છે. પ્રચલિત સામાજિક રૂઢી અને માન્યતાઓની સામે થઈ આ નવયુવાન શલ્યશાસ્ત્ર શીખવા કટિબદ્ધ થયો હતો. જ્યારે પહેલવહેલી "ડિસેકિટંગ રૂમ" ઉઘાડવામાં આવી હતી ત્યારે લોકો તે તોડી ન પાડે એ હેતુથી એની દીવાલો ઘણી મજબૂત કરવામાં આવી હતી અને ચોવીસે કલાક સુધી બંદૂકધારી સિપાઈઓ તેની ચોકી કરતા. 'બાળકોને ઉપાડી લઈ જઈ અહીં કાપવામાં આવે છે' એવી માન્યતા પ્રચલિત થઈ હતી. માંદા માણસોને–દરદીઓને– આટલા માટે તો મારી નાખવામાં આવે છે એવું પણ ઘણા માનતા. અને આપણે અહીં જ નહિ, પરંતુ આશરે એક સદી પહેલાંના ઇંગ્લંડમાં પણ આવી જ ઘટનાઓ શલ્યશાસ્ત્રના પ્રચાર સાથે બનવા પામી હતી.

આજ સ્થિતિ બદલાઈ રહી છે. આજે તો દરેક આયુર્વેદ વિદ્યાલયોમાં ડિસેકિટંગ રૂમ્સ–શવચ્છેદન સ્થાનો–સ્થપાઈ રહ્યાં છે. વિદ્યાર્થીઓ ત્યાં પ્રત્યક્ષ શારીર ભણે છે, નવીન વૈદ્યો નાનાં ઓપરેશન સહેલાઈથી કરી શકે છે. શસ્ત્રક્રિયા જાણ્યા સિવાય કુશળ ચિકિત્સક થઈ શકાય જ નહિ એવી માન્યતા હવે દૃઢમૂલ થતી જાય છે. કેવો યુગપલટો!

આ સંક્રાન્તિકાળ ચાલે છે. એથું જ ખળભળી ઊઠયું છે. કશામાં સ્થિરતા નથી. મંથનના પરિણામે બધો મલ પણ ઉપર તરી આવ્યો છે. પરંતુ આ મલ અને મોજાંની ચંચલતા નીચે જે શાંતિ અને ઘોર ઘુઘવાટ છે, તેને સાંભળવાની શક્તિ જેમાં છે તે તો કહે છે કે

સુદિન આવતો જાય છે ચિકિત્સાશાસ્ત્ર પણ આ ખળભળાટમાંથી મુક્ત ન જ રહી શકે એનોપથી અને આયુર્વેદના સઘર્ષમાંથી પણ લાભ જ થવાનો છે આપણામા ઘણી વાતો સૂત્રરૂપમા-સક્ષેપમાં કહેવામા આવેલી જે આપણે બરાબર સમજી શકતા હતા નહિ, તે આધુનિક ચિકિત્સાશાસ્ત્રની સહાયથી ઠીકઠીક સમજી શકીએ છીએ. વિવેકબુદ્ધિથી આપણે પાશ્ચાત્ય વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવાની જરૂર છે, તેથી આપણને લાભ જ છે, કશો જ ગેરલાભ નથી મહર્ષિ ચરકે પણ કયા નથી કહ્યુ કે —

> यच्चान्यदपि किञ्चित्स्यादनुक्तमिह पूजितम् ।
> वृत्त तदपि चात्रेय सदैवाभ्यनुमन्यते ॥

જે મે અહીયા કહ્યુ નથી પરતુ બીજેથી સારુ હોય તો તે લેવા માટે મહર્ષિ આત્રેય પુનર્વસુની સમતિ જ છે દેશ, કાલ, બલ, ઋતુ વગેરે હવે બદલાયાં છે કૂપમડૂકતા હવે નહિ ચાલે સારુયે જગત યત્રોની અદૃષ્ટપૂર્વ ગતિથી પાસે ને પાસે ચાલતુ જાય છે નવા રોગો પ્રાદુર્ભાવ પામી રહ્યા છે નવીન શસ્ત્રો શોધાયા છે મનુષ્યની બુદ્ધિએ 'કમાલ' કરવા માડી છે એવા ઉદ્ગાર આપણા મુખમાથી સ્હેજે નીકળી પડે છે આ સ્થિતિમાં વૈદ્યોનુ કર્તવ્ય શું હોઈ શકે તે શાંત ચિત્તે વૈદ્યોએ વિચારવાની જરૂર છે

सूक्ष्माणि हि दोप, भेपज, देश, काल बल, शरीर, आहार, सात्म्य, सत्त्व, प्रकृति, वयसामवस्थान्तराणि यानि अनुचिन्त्यमानानि विमलविपुलबुद्धरपि बुद्धिमाकुलीकुर्यु कि पुन अल्पबुद्धे ।(चरक सू अ-१५)

દોષો (વાત, પિત્ત, કફ) ભેષજ (સ્થાવર, જગમ, સાધન, સાનુસાધન ઇત્યાદિ એક જબરજસ્ત વિષય થઈ પડે એમ છે), દેશ (અનૂપ-જાગલ, સાધારણ કે મિશ્ર), કાલ બલ, (ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ) આહાર (આ વખતમા આહારશાસ્ત્રે પણ ઘણી સારી પ્રગતિ

કરી છે), સાત્મ્ય, સત્ત્વ (મન, મનનો-પ્રદેશ પણ હવે ચિકિત્સા-વિષયમાં અંતર્ગત થઈ જાય છે. આયુર્વેદે આ વિષય ઉપર ઠીકઠીક ઉહાપોહ કર્યો છે. આપણાં સ્વપ્નો વગેરે આ જ પ્રદેશમાં સમાઈ જાય છે.) પ્રકૃતિ, ઉમ્મરની ભિન્નભિન્ન અવસ્થા, આ બધાનો વિચાર કરતાં વિમલ અને વિપુલ બુદ્ધિવાળા વિદ્વાનોની મતિ મૂંઝાઈ જાય એમ છે તો પછી અલ્પ બુદ્ધિવાળા આપણા જેવાનું તો પૂછવાનું જ શું? *कृत्स्नो हि लोको बुद्धिमतामाचार्यः, शत्रुश्च अबुद्धिमताम्* ॥ સારોયે સંસાર બુદ્ધિમાનો માટે અચાર્યરૂપ છે, મૂર્ખો માટે તે શત્રુ જેવો છે. આયુર્વેદ અતિ ગંભીર શાસ્ત્ર છે, સમુદ્ર જેવું ગંભીર શાસ્ત્ર છે. તેમાં શાશ્વત અવગાહન કરવામાં આવે તો જ તે કલ્યાણકારક બની શકે છે. ચરકસંહિતામાં અંત ભાગમાં યોગ્ય જ કહ્યું છે—

> इदमखिलमधीत्य सम्यगर्थान्
> विमृशति यो विमलः प्रयोगनित्यः ।
> स मनुजः सुखजीवितप्रदानात्
> भवति धृतिस्मृतिबुद्धिधर्मवृद्धः ॥

જે કોઈ આ શાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરશે, તેનો શાંત ચિત્તે સ્વાધ્યાય આચરશે, હમેશાં નવાનવા પ્રયોગો કરી પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરશે, પોતે પણ 'વિમલ' મલરહિત બનવા તપશ્ચર્યા આદરશે, તે વૈદ્ય મનુષ્યજીવનને સુખી બનાવનાર અને જીવનદાતા બની ધૃતિવાન, સ્મૃતિવાન, બુદ્ધિમાન અને ધર્મબુદ્ધિમાન થશે. 'વિમલ' અને 'પ્રયોગનિત્યઃ' આ શબ્દો તરફ હું આપનું ધ્યાન ખેંચું છું.

આપણે 'વૈદ્ય' નામને સાર્થક થવું હોય તો આપણે આયુર્વેદ (Science of Life) નો સારો અભ્યાસ આદરવો જોઈએ. વેદ એટલે જ્ઞાન જ્યાંથી મળે ત્યાંથી લેવામાં મોહ્ય ન હોવો જોઈએ.

આ શાસ્ત્રનો જે વિધિપૂર્વક અભ્યાસ કરશે તેને દીર્ઘઆયુષ્ય, સ્વાસ્થ્ય, ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ) અને અત્યુત્તમ સિદ્ધિ પ્રાપ્ત થશે. એ દૃઢબલની આશિષોમાં મને તો શ્રદ્ધા છે. 'વિધિના પઠન' એ શબ્દનુ મહત્ત્વ પિછાનતા આશિષનો ભાવ આપણે ગ્રહણ કરી શકીશું. પરમાત્મા વૈદ્યસમાજ અને એમની વિદ્યાને તેજસ્વી બનાવો. એજ પ્રાર્થના.

## ૧૨ : આયુર્વેદ

१ आयुः वेदयति इति आयुर्वेदः। चरक सू. ३०-२३

२ आयुष्याणि अनायुष्याणि च द्रव्यगुणकर्माणि वेदयति अतः अपि आयुर्वेदः ॥ चरक सू ३०-२३.

३ हिताहितं सुखं दुःखं आयुः तस्य हिताहितम् ।
मानं च तच्च यत्रोक्तं आयुर्वेदः स उच्यते ॥ चरक सू १-४१

४ आयुः अस्मिन् विद्यते अनेन वा आयुः विन्दति इति आयुर्वेदः ॥
सुश्रुत सू. १-१३.

૧ જે થકી આયુષનું જ્ઞાન થાય છે તે આયુર્વેદ (वेदयति इति वेदः य. द.)

૨ આયુષ માટે હિતકર અને આયુષ માટે અહિતકર દ્રવ્યગુણકર્મોનું જે થકી જ્ઞાન પ્રાપ્ત થાય તે આયુર્વેદ.

૩ હિત, અહિત, સુખદુઃખાત્મક—આમ ચાર પ્રકારનું આયુ હોય છે. આ જાતના આયુષ માટે પથ્ય અને અપથ્ય શું, એનું આયુષનું પ્રમાણ શું ?-આ બધું જ્યાં કહેવામાં આવ્યું છે તે આયુર્વેદ.

જે શાસ્ત્રમાં આયુષના સંબંધી વિચાર કરવામાં આવે છે,

અથવા તો જે શાસ્ત્રથકી આયુષની પ્રાપ્તિ થાય છે તેને આયુર્વેદ કહેવામા આવે છે

### प्रयोजन

वत्स सुश्रुत इह खलु आयुर्वेदप्रयोजन व्याध्युपसृष्टाना व्याधिपरिमोक्ष• स्वस्थस्य रक्षण च ॥ सुश्रुत सू १-१२

હે પુત્ર સુશ્રુત ! રોગપીડિત મનુષ્યોના રોગનુ નિવારણ કરવુ અને સ્વસ્થ મનુષ્યોના સ્વાસ્થ્યની રક્ષા કરવી—આ આયુર્વેદનુ પ્રયોજન છે.

प्रयोजन च अस्य स्वस्थस्य स्वास्थ्यरक्षणम् आतुरस्य विकार-प्रशमन च ॥ चरक सू ३०-२५

અર્થ ઉપરને મળતો જ છે સુશ્રુતે પ્રથમ રોગપીડિતના રોગનુ નિવારણ અને પછી સ્વસ્થના સ્વાસ્થ્યનુ રક્ષણ—એ ક્રમ સૂચવ્યા છે, જ્યારે ચરકે સ્વસ્થના સ્વાસ્થ્યનુ પરિરક્ષણ એ પ્રથમ અને પછી રોગપીડિતોના રોગોનુ નિવારણ સૂચવ્યુ છે

આધુનિકો પણ આવા જ બે વિભાગોમા ચિકિત્સાશાસ્ત્રના પ્રયોજનને વિભક્ત કરે છે (૧) સ્વાસ્થ્યરક્ષણ વિભાગ–Preventive medicine અને (૨) આતુરવિકારપ્રશમન—Curative medicine

धातुसाम्यक्रिया चोक्ता तन्त्रस्य अस्य प्रयोजनम् । चरक सू १-५३[1]

---

૧ રોગીઓનો રોગપરિમોક્ષ અને સ્વસ્થનુ સ્વાસ્થ્યસરક્ષણ–આ જ એક પ્રયોજન નથી પરતુ આયુર્વેદનુ પ્રયોજન તો ધર્મ, અર્થ, કામ ને મોક્ષ છે ચરકે યોગ્ય જ કહ્યુ છે, "धर्मार्थकाममोक्षाणा आरोग्यमूलमुत्तमम् ।" (સૂ ૧) કારણ કે આરોગ્ય આ ચાર પુરુષાર્થો ઉપર જ અવલબેલુ છે. આયુર્વેદમા 'વેદ' શબ્દ જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષનુ સૂચન કરનાર છે. વેદો જેમ ચરમકક્ષા માટે છે તેમ આયુર્વેદ પણ વેદનુ જ ઉપાગ હોઈ, વેદના

આ આયુર્વેદતંત્રનું પ્રયોજન ધાતુસામ્ય-ક્રિયા છે. કારણ કે આયુર્વેદ ધાતુઓના વૈષમ્યને વિકાર વા રોગ કહે છે અને ધાતુસામ્યને પ્રકૃતિ વા સ્વાસ્થ્ય કહે છે. જુઓ

---

આદર્શને મૂર્ત કરવાના ઉદ્દેશથી જ અસ્તિત્વમાં આવ્યું છે. આર્ય સંસ્કૃતિનું એક જ મધ્યબિંદુ છે અને તે આત્માનં વિદ્ધિ-Realization. આ મધ્યબિંદુમાંથી જ વિવિધ શાસ્ત્રોરૂપી ત્રીજ્યાઓ ઉદ્ભવી છે, પરંતુ જેમ ભિન્ન-ભિન્ન આચાર્યોના મતો છેવટે એક જ ધ્યેયને અનુસરતા તેમ વિવિધ શાસ્ત્રો પણ મનુષ્યના વિકાસમાં જરૂરી હોઇ, એ જ મધ્યબિંદુ તરફ ગતિ કરાવે છે.

ભાનુમતી વ્યાખ્યામાં 'મોક્ષ' પ્રયોજન પણ નિર્દિષ્ટ છે. જુઓ સૂ. ૧-૧૨ની ટીકામાં. કેટલાક 'याप्ययापन' અને 'आयुःउत्कर्ष' પ્રયોજન માને છે 'याप्ययापन' तु अधिक व्याधिपरिमोक्ष इति ।

મોક્ષ શબ્દથી ભડકવાનું પ્રયોજન નથી. દુ:ખની એકાન્ત મુક્તિ માટે એ જ એક આદર્શ છે. ચરક શારીરનો પ્રથમ અધ્યાય જુઓ. "तस्मिन् चरमसन्यासे समूलाः सर्ववेदनाः ।" શા. ૧-૧૫૪. અને मुमुक्षूणामुदयनानि' (उदयनानि मोक्षोपायाः (ચક્રપાણિદત્ત) શારીરસ્થાન અ. ૫ માં સૂચવ્યાં છે તે જોતા પણ આયુર્વેદનો આદર્શ પ્રયોજન એ જ લાગે છે. "सर्वसन्यासे सुखमिति अभिनिवेशः एष मार्गोऽपवर्गाय, अतोऽन्यथा वध्यते ।" ચરક શા. ૫-૧૨) આ પણ આનું સમર્થન કરે છે.

શરીર, ઇંદ્રિય, સત્ત્વ અને આત્મા- આ સંયોગનું નામ જ જીવન છે. સત્ત્વ અને આત્માના જ્ઞાન માટે પણ અંતરાવગાહન કરવાની જરૂર છે. ખાઈ-પીને જ માણસ તંદુરસ્ત રહી શકતો નથી. અર્થાત્ આયુર્વેદનું પ્રયોજન સ્વાસ્થ્ય-સંરક્ષણ છે જ, અને સ્વાસ્થ્યસંરક્ષણ આધ્યાત્મિક જીવન વિના શક્ય જ નથી. આધ્યાત્મિક જીવનની અભીપ્સા વિના આયુર્વેદના અધ્યયન માટે પાત્રતા આવતી જ નથી.

"अनन्तपारं आयुर्वेद ।" चरक सू. १-२५.

અનન્ત પારનો પરિચય ચક્રપાણિદત્ત નીચે મુજબ આપે છે:—

विकारो धातुवैषम्य, साम्य प्रकृतिरुच्यते ।
सुखसज्ञकमारोग्य, विकारो दुःखमेव च ॥
चरक सू ९-४.

याभि क्रियाभि जायन्ते शरीरे धातव समा ।
सा चिकित्सा विकाराणाम् कर्म तद्भिषजा स्मृतम् ॥
चरक सू १६-३४

જે જે ક્રિયાઓ થકી ધાતુઓનુ વૈષમ્ય દૂર થઈ ધાતુસમતા થાય એ જ ચિકિત્સાનુ પ્રયોજન છે અને વૈદ્યોનુ કર્મ પણ એ જ છે

"कार्य धातुसाम्य, तस्य लक्षण विकारोपशम ॥ परीक्षा त्वस्य रुगुपशमन, स्वरवर्णयोग शरीरोपचय, बलवृद्धि, अभ्यवहार्याभिलाषः, रुचि आहारकाले, अभ्यवहृतस्य च आहारस्य काले सम्यक् जरणम्, निद्रालाभो यथाकाल, वैकारिकाणा च स्वप्नानाम् अदर्शन, यन च प्रसुतिबोधनम्, वातमूत्रपुरीषरेतसा मुक्ति, सर्वाकार मनोबुद्धीन्द्रियाणा च अव्यापत्ति इति ॥ ' चरक वि ८-८९

વિકારોની શાંતિ એ ધાતુસામ્યનુ લક્ષણ છે દરદીને જે દુ ખ

---

' अविद्यमानौ अनन्तपारौ यस्य असौ अनन्तपार किंवा अनन्तो मोक्ष, परमुत्कृष्टफल यस्यायुर्वेदस्य अनन्तपार ।

અર્થાત્ અન્ત એટલે મોક્ષ અને પાર એટલે ઉત્કૃષ્ટ ફળ આયુર્વેદનુ પ્રયોજનનુ ઉત્કૃષ્ટ ફલ મોક્ષ છે શારીર સ્થાન અ ૧મા 'चिकित्सा तु नैष्ठिकी या विनोपधाम्' । (શ્લો ૯૪) એનો અર્થ "निष्ठा अत्यन्त-दुःखमोक्षो मोक्षरूप, तदर्थभूता नैष्ठिकी, विनोपधामिति तृष्णा विना, तृष्णाशून्या प्रवृत्ति मोक्षफला भवतीत्यर्थ । (ચક્રપાણિદત્ત)

અર્થાત્ 'ત્રિકાલ વેદના' ભૂત, વર્તમાન અને ભવિષ્યની વેદનાઓના નાશ માટે તો તૃષ્ણાશૂન્ય પ્રવૃત્તિ જે મોક્ષફલા છે તેનો જ આશરો લેવો જોઇએ, "નષ્ઠિકી ચિકિત્સા" મોક્ષરૂપ ચિકિત્સા.

ચતું હોય તેનું ઉપશમન થઈ જાય, સ્વર અને વર્ણ પ્રથમ જેવાં જ બરાબર થઈ જાય, શરીરમાં શક્તિ આવે, શરીર હૃષ્ટપુષ્ટ થાય, બલ વધે, હંમેશનો ખોરાક ખાવાની અભિલાષા થાય, આહારકાલે ભોજનની રુચિ થાય, ખાધેલા ખોરાકનું વખતસર સારી રીતે હજમ થઈ જાય, યથાસમયે નિદ્રા આવે; વૈકારિ સ્વપ્નો ઊંઘમાં ન જણાય; સુખેથી સવારમાં ઉઠાય—અથવા ઊઠતી વખતે શરીરમાં ખૂબ જ તાઝગી હોય; વાયુ (અધોવાયુ), પેસાબ અને ઝાડાનો વખતસર ખુલાસો થાય તેમ જ સંપ્રયોગ વખતે વીર્યક્ષરણ યથાકાલે થાય; મન, બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયો આ ત્રણેયનો પ્રસાદ હોય અર્થાત્ આમાં જરા પણ વિક્ષોભ અને વિકારો ન હોય, ધાતુસામ્ય થયું છે એનાં આ લક્ષણો છે. (વધુ માટે જુઓ સ્વાસ્થ્ય)

एतावदेव हि भेषज्यप्रयोगे फलमिष्टं स्वस्थवृत्तानुष्ठाने च यावद् धातूनां साम्य स्यात् ॥ चरक शा. ३-७

ચિકિત્સાના પ્રયોજનનું ઇષ્ટ ફલ સ્વસ્થવૃત્તના અનુષ્ઠાનમાં રહીને ધાતુઓનું સામ્ય પ્રાપ્ત કરવું એ જ છે. ખાવાથી કફવૃદ્ધિ ન થાય એટલા માટે તે વખતે કટુ, તિક્ત, કષાય દ્રવ્યોનું સેવન હિતકારક છે. ગુરુ ભોજન લીધું હોય તો પછી લઘુ ભોજન હિતકારક છે. આજે ભક્ષ્ય પદાર્થો ખાધા હોય તો પછી પેય પદાર્થોનો ઉપયોગ પ્રશસ્ત મનાય છે.

देशकालात्मगुणविपरीतानां हि कर्मणाम् आहारविकाराणाम् च क्रियोपयोगः सम्यक्, सर्वातियोगसन्धारणम्, असन्धारणमुदीर्णानाम् च गतिमतां साहसानां च वर्जनम्, स्वस्थवृत्तमेतावत् धातूनां साम्यानुग्रहार्थमुपदिश्यते ॥ चरक शा. ३-८.

દેશવિપરીત કર્મ—જેવાં કે મરુપ્રદેશમાં દિવાસ્વપ્ન પથ્ય છે.
કાલવિપરીત કર્મ—વસંતઋતુમાં વ્યાયામ પથ્ય છે.

આત્મવિપરીત કર્મ—સ્થૂલ શરીરમા જેમ વ્યાયામ અને જાગરણ પથ્ય છે.

આવી રીતે દેશવિપરીત આહાર, કાલવિપરીત આહાર ઇત્યાદિ સમજવાનું છે. કર્મોની ક્રિયા અને આહારવિહારોનો ઉપયોગ—આમ શ્લોકની યોજના છે. ઉદીર્ણ અને ગતિમાન વેગોનુ અસંધારણ—એટલે એને રોકવા નહિ તે સાહસ–અયથાબળઆરંભ–નો ત્યાગ સ્વસ્થવૃત્તમા જે ઉપદેશેલુ છે તેનું આચરણ આ બધું ધાતુઓના સામ્યાનુગ્રહ માટે આવશ્યક છે

## આયુર્વેદ અથર્વવેદનું ઉપાંગ છે.

तत्र भिषजा पृष्टेनैव चतुर्णामृक्सामयजुरथर्ववेदानाम् आत्मनो अथर्ववेदे भक्ति आदेश्या, वेदो हि आथर्वणो दानस्वस्त्ययनबलिमङ्गल-होमनियमप्रायश्चितोपवासमन्त्रादिपरिग्रहाच्चिकित्सा प्राह, चिकित्सा चायुषो हितायोपदिश्यते ॥ चरक सू ३०–२१

ચાર વેદોમા આયુર્વેદનો સબધ અથર્વવેદ સાથે વિશેષ છે એટલે વૈદ્યોએ પોતાની ભક્તિ અથર્વવેદમા પ્રદર્શિત કરવી જોઈએ. અથર્વવેદમા દાન, સ્વસ્ત્યયન, બલિ, મગલ, હોમ, નિયમ, પ્રાયશ્ચિત, ઉપવાસ, મંત્ર વગેરેથી ચિકિત્સા દર્શાવવામાં આવી છે આયુર્વેદમાં પણ ચિકિત્સા આયુષ્યના હિત માટે જ દર્શાવવામાં આવી છે. અથર્વવેદ અને આયુર્વેદ બન્નેનો હેતુ એક જ છે

इह खलु आयुर्वेदो नाम यदुपाङ्गमथर्ववेदस्य । सुश्रुत सू १–६

ચરકની માફક સુશ્રુત પણ આયુર્વેદને અથર્વવેદનુ ઉપાગ માને છે.

## અથર્વવેદ

આથી જ ચરક જેવા આર્ષ ગ્રન્થમા અથર્વવેદના અનેક ઉલ્લે

ખો મળે છે. સૂતિકા સ્ત્રીની રક્ષામાં ब्राह्मणश्चाथर्ववेदवित् सततमुभयकालं शान्तिं जुहुयात् स्वस्त्ययनार्थं कुमारस्य तथा सूतिकायाः ॥ चरक शा. ८-४७

मणयश्च धारणीयाः ( अथर्ववेदोक्ताश्च. य. द. ) ...यान्यपि ब्राह्मणाः प्रशंसेयुः अथर्ववेदविदः ॥ चरक शा. ८-६२

સૂતિકાગૃહમાં ब्राह्मणाश्च अथर्ववेदविदः ...यच्च ब्राह्मणाः ब्रुयुः ॥ चरक शा. ८-३४ અને શ્લો. ૩૩

અથર્વવેદના મંત્રો 'भेषज' ઔષધ જ મનાય છે. આયુર્વેદમાં ઔષધ ત્રિવિધ મનાય છે. દૈવવ્યપાશ્રય, યુક્તિવ્યપાશ્રય અને સત્ત્વાવજય. દૈવવ્યપાશ્રય "મંત્રમાં ઔષધિ, મણિ, મંગલ, બલિ, ઉપહાર, હોમ, નિયમ, પ્રાયશ્ચિત, ઉપવાસ, સ્વસ્ત્યયન, પ્રણિપાત, વમનાદિ' ને સમાવેશ થયેલો છે. (ચરક સૂ. ૧૧-૫૪).

"मन्त्राद्यो हि दैवप्रभावादेव व्याधिहराः... अत्र दैवव्यपाश्रयमादा वुक्तमाशु व्याधिहरत्वेन..." ચક્રપાણિદત્ત,

## શાશ્વત આયુર્વેદ

सोऽयमायुर्वेदः शाश्वतो निर्दिश्यते, अनादित्वात् स्वभावसंसिद्धलक्षणत्वात्, भावस्वभावनित्यत्वाच्च ॥ चरक सू. ३०-२७.

શાશ્વત એટલે અપૌરુષેય આયુર્વેદ વેદનું ઉપાંગ હોવાને લીધે અપૌરુષેય છે. વેદનો કોઈ કર્તા નથી તેમ આયુર્વેદના જ્ઞાનનો પણ કોઈ કર્તા નથી. જ્ઞાનનો, અજ્ઞાની માફક, કદી અભાવ થતો જ નથી. જ્ઞાનની પરંપરા કદી નષ્ટ થતી જ નથી. વેદનો અર્થ જ્ઞાન "वेदयति त वेदः।" પ્રજાતંતુ અવિચ્છિન્ન રાખવાનો ઉપદેશ ગુરુએ શિષ્યને આપેલો છે. પ્રજાતંતુ એટલે પ્રજા (progeny) તો ખરી જ પરંતુ પોતે જે જ્ઞાન ગુરુ પાસેથી મેળવ્યું છે તે પણ બીજા યોગ્ય

શિષ્યોને આપવાની એને માથે પવિત્ર ફરજ છે. વેદો એ અનુભૂત જ્ઞાન–Revealation છે આયુર્વેદ પણ અનુભૂત જ્ઞાન Intuitional Knowledge છે જ્ઞાન શાશ્વત અને અનાદિ છે.

"न हि नाभूत् कदाचिदायुष सन्तानो बुद्धिमन्तानो वा शाश्वतश्चायुषो वेदिता अनादि च सुखदु:ख सद्द्रव्यहेतुलक्षणमपरयोगात् ॥"

આયુર્વેદનો સપ્રદાય–અવિચ્છેદ દર્શાવવા માટે 'सन्ताननित्यता' શબ્દની યોજના કરવામા આવેલી છે અનાદિ એવા આ સંસારમાં પ્રાણીઓનો ઉચ્છેદ કદી થતો જ નથી, એટલે આયુષનો પણ વિચ્છેદ કદી થતો નથી. આત્મા અનાદિ, શાશ્વત છે તેમ જ પ્રાણીઓ, જેમા આત્માનો આવાસ છે (દેહરૂપી પુરીમા આત્મા સૂતેલો છે એટલે એ પુરુષ પણ કહેવાય છે) એમનુ આયુ પણ અનાદિ અનત છે અભાવમાથી ભાવની ઉત્પત્તિ સભવતી જ નથી આયુર્વેદનુ આયુ સન્તાન આયુર્વેદનું નિત્યત્વ દર્શાવે છે

સુખ અને દુ ખ પણ અનાદિ જ છે જગતની ઉત્પત્તિ સાથે જ સુખદુ ખની ઉત્પત્તિ છે અર્થાત્ જગત છે ત્યા સુધી આ બન્ને અનાદિ જ છે એટલે વ્યાધિ અને આરોગ્ય પણ અનાદિ જ છે આરોગ્ય એટલે સુખ અને વ્યાધિ એટલે દુ ખ સુખદુ ખ, આરોગ્યવ્યાધિ –સલગ્ન જ છે

સદ્દ્રવ્યહેતુલક્ષણમ્ એટલે સહેતુચિકિત્સતનિગમ્ અહીં હેતુ શબ્દ રોગોનો જનક તેમ જ રોગોનો શામક એમ બન્ને અર્થમા લેવાનો છે. સુખહેતુ જો ભેષજ તો દુ ખહેતુ નિદાન, એવો અર્થ પણ લેવો હોય તો લેવાય લક્ષણ, વ્યાધિ અને આરોગ્ય બન્નેને લાગુ પડે છે દુ:ખમા દુ ખ કદી ત્યજાતાત્ નથી જ તેમ જ તે અનુપાય પણ રહેવાનુ નથી ઉપાય એટલે આયુર્વેદ જ. સર્વ દુ ખપરિહાર માટે આયુર્વેદ જ ઉપાદેય છે માટે જ 'દુ ખપ્રશમનોપાય ઉપદેશરૂપ આયુર્વેદની અનાદિતા'

આવી રીતે સુખ પણ નિત્ય ઉપાદેય હોઈ એ પણ અનાદિ છે, સુખનો ઉપાય પણ આયુર્વેદ જ છે. આયુર્વેદ અનાદિ છે તો સુખદુઃખ પણ અનાદિ જ છે. સ્વભાવસંસિદ્ધ એટલે સર્વદા સન્તાનન્યાયથી સિદ્ધત્વ અભિપ્રેત છે.

ભાવસ્વભાવે નિત્ય છે. ગુરુ દ્રવ્યોનો ઉપયોગ કરવાથી ગુરુનો ઉપચમ થાય છે, અને લઘુ દ્રવ્યોનો ઉપયોગ કરવાથી લઘુનો ઉપચમ થાય છે. અર્થાત્ ભાવસ્વભાવ પણ નિત્ય છે.

દ્રવ્યો નિત્ય છે તો ગુણો પણ નિત્ય છે. કેટલાંક દ્રવ્યો અનિત્ય પણ છે. આકાશાદિ દ્રવ્યો નિત્ય છે, પૃથિવ્યાદિકાર્ય અનિત્ય છે. આકાશ-પરિણામાદિ ગુણો નિત્ય છે, રસાદિકાર્ય ગુણો અનિત્ય છે. અનિત્ય હોવા છતાંય 'સજ્નીવાપરાપરસન્તાન ન્યાય'થી સર્વદા વિદ્યમાન છે, અર્થાત્ અનિત્યનું પણ સંતાન નિત્યત્વ છે જ.

"न हि आयुर्वेदस्य अभूत्वा उत्पत्तिः उपलभ्यते, अन्यत्र अवबोधो-पदेशाभ्याम् ॥ चरक सू. ३०

આયુર્વેદનું નિત્યત્વ બતાવ્યા પછી, આયુર્વેદની ઉત્પત્તિ કેમ સંભવે? એ પ્રશ્નનો ઉત્તર અહીં છે. આયુર્વેદ પ્રથમ હતો નહિ એમ તો હતું જ નહિ, છે જ નહિ. અવબોધ અને ઉપદેશ થકી જ ઉત્પત્તિ દર્શાવવામાં આવી છે. અવબોધથી ઉત્પત્તિ–બ્રહ્મામાંથી આયુર્વેદોત્પત્તિઃ ઉપદેશથી ઉત્પત્તિ–ઇંદ્રિયોપદેશથી ભરદ્વાજે આયુર્વેદ પામ કરી આ મૃત્યુ-લોકમાં તેનું અવતરણ કર્યું. અવબોધ અને ઉપદેશને અનુલક્ષીને જ ઉત્પત્તિ બતાવવામાં આવી છે. આયુર્વેદનો કર્તા કોઈ જ નથી. ચક્રપાણિ-દત્ત આયુર્વેદ દ્વિવિધ ગણાવે છે.–અર્થરૂપ અને શબ્દરૂપ. અર્થરૂપ નિત્ય છે જ્યારે શબ્દરૂપ અનિત્ય છે.

સુશ્રુતે આયુર્વેદના શલ્યતંત્રને માટે "शाश्वतं पुण्यं स्वर्ग्यं यशस्यं आयुष्यं वृत्तिकरं च।" (सू. १। १७) શાશ્વત, પુણ્ય વગેરે શબ્દો

વાપર્યો છે. અહીં શાશ્વતનો અર્થ મોક્ષદાયક, કલ્યાણદાયી એવો થાય છે. પુણ્ય એટલે પુણ્યદાયક, સ્વર્ગ—સ્વર્ગદાયક ઇત્યાદિ

સૃષ્ટિની ઉત્પત્તિ વખતે બ્રહ્માદેવે આયુર્વેદ ( અથર્વવેદનું ઉપાંગ ) સર્જેલો છે ( " अनुत्पाद्येव प्रजाः। " सुश्रुत सू १–६ ) *

## આયુર્વેદોત્પત્તિ

સુશ્રુતમા સ્વયંભૂ બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરી તે પહેલાં આયુર્વેદના અવતરણ માટે એક લાખ શ્લોકો, એક હજાર અધ્યાયોમાં રચ્યા પરંતુ પાછળથી મનુષ્યોનું સ્વલ્પ આયુષ અને સ્વલ્પ બુદ્ધિ જોઈને એના આઠ ભાગ કર્યાં (સુશ્રુત સૂ. ૧–૬)

હિંદુઓના પ્રત્યેક શાસ્ત્રનું મૂળ ઠેઠ બ્રહ્મામાં જ જોવામાં આવે છે તેમ આયુર્વેદનું મૂલ પણ સ્વયંભૂ બ્રહ્મામા જ છે.

બ્રહ્મા પાસેથી યથાપ્રોક્ત આયુર્વેદ પ્રજાપતિએ જાણી લીધો પ્રજાપતિ પાસેથી એ અખિલ આયુર્વેદ અશ્વિનીકુમારોએ જાણ્યો અશ્વિનો પાસેથી ભગવાન ઇન્દ્રે જાણ્યો અને ઇન્દ્ર પાસેથી ઉગ્રતપા ભરદ્વાજ ભણ્યા. ઉગ્રતપા સયમી હોવાથી ભરદ્વાજ જેવો માણસ ઇન્દ્ર જેવા દેવાધિદેવ પાસે પહોચ્યા અને ભણ્યા

ભરદ્વાજ દીર્ઘ આયુષની ઇચ્છા રાખીને જ અમરેશ્વર ઇન્દ્ર પાસે આયુર્વેદ ભણવા તૈયાર થયા હતા, અને અભ્યાસ પૂર્ણ કર્યા પછીથી ભરદ્વાજે અમિત આયુ[1] પ્રાપ્ત પણ કર્યું (ચરક સૂ. ૧–૨૬) હતું.

---

* ब्रह्माऽऽयुर्वेदमग्रेऽसृजत् ॥ કાશ્યપ સહિતા પૃ ૪૨.

બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરતા પહેલા સૃષ્ટિના પરિપાલન માટે, આયુર્વેદ ઉત્પન્ન કર્યો

[1] " सर्वप्राण्युपकारार्थाधीतायुर्वेदजनितधर्मवशात्तत्कालमेवामितमायुर्लेभे भरद्वाज इति बोद्धव्यम् ॥ " ચક્રપાણીદત્ત. સર્વ પ્રાણીઓના ઉપકારાર્થે ભરદ્વાજ આયુર્વેદ ભણ્યા, એ જ્ઞાનથી તેમનાગા જબરો પલટો થયો, ધર્મરહસ્ય પ્રાપ્ત થયુ અને ધર્મમયતાથી તત્ક્ષણે જ અમિત આયુષ પ્રાપ્ત થયું.

-દીર્ઘ જીવનની ઇચ્છા મનુષ્યમાત્રમાં સહજ છે, પરંતુ તે માટે ઉગ્ર તપ, યોગ્ય ગુરુઓ, ઉત્કટ તન્મયતા, જ્ઞાન માટે અખંડ આરાધના—આ પણ જોઈ એ જ એ ચરકસંહિતાના પહેલા અધ્યયમાં બહુ સુંદર રીતે બતાવ્યું છે. આર્ષ ગ્રન્થોમાં પ્રત્યેક શબ્દ સપ્રયોજન વપરાયેલો હોય છે. એક પણ શબ્દ નિરુપયોગી નથી. महामतिः, तत्परता, तन्मना, मुनिः । આ ભરદ્વાજ માટે વપરાયેલા શબ્દો છે. मननात् ज्ञानप्रकर्षशालित्वात् मुनिः ખૂબ મનન કરવાથી જ્ઞાનનો પ્રકર્ષ સધાય છે. મનન કરે તે મુનિ. આયુર્વેદ જેવા ગંભીર શાસ્ત્રનો પરિચય સાધારણ મનુષ્યો માટે શક્ય જ નથી.

વિમલવિપુલ બુદ્ધિવાળા મનુષ્યોની બુદ્ધિ જ્યાં કુંઠિત થઈ જાય એમ છે ત્યાં અલ્પબુદ્ધિનું તો ગજું જ શું ?* આયુર્વેદ અનન્તપાર શાસ્ત્ર છે. જ્ઞાનનો પાર નથી. એના પરિશીલનમાં આખું આયુષ જાય તોય તેનું અખિલ જ્ઞાન શક્ય જ નથી. ઋષિ, મુનિ, બ્રહ્મજ્ઞાની, આપ્તો–ને આ જ્ઞાન સહજ પ્રાપ્ત છે. ઉપનિષદમાં બ્રહ્મ જાણવાની ઉત્કંઠાવાળા શિષ્યો ગુરુ પાસે જતાં પ્રથમ તેમને બ્રહ્મચર્ય પાળીને આશ્રમમાં ઋષિ રહેવા માટે સૂચવતા. અમુક વર્ષના આશ્રમવાસ પછીથી જ તેનો અધિકાર જોઈ ગુરુ તેને ઉપદેશ આપતા. બ્રહ્મજ્ઞાનની આ વાત છે. આયુર્વેદનો સાચો જ્ઞાતા બ્રહ્મજ્ઞાની વિના કોઈ થઈ શકે એમ નથી એમ મારું માનવું છે. અસ્તુ.

ભરદ્વાજે 'અનન્તપાર', 'ત્રિસ્કન્ધ' આયુર્વેદ, પ્રજાહિત માટે, અન્ય ઋષિઓને ભણાવ્યો. દીર્ઘ આયુષની ઇચ્છા રાખવાવાળા ઋષિઓ 'वेद वर्धनमायुषः' આયુષને વધારનાર વેદને (આયુર્વેદને) ભણ્યા અને 'જ્ઞાનચક્ષુ'દ્વારા સકલ રહસ્ય પામ્યા.

ભરદ્વાજ પાસેથી આત્રેય પુનર્વસુ આયુર્વેદ ભણ્યા, પુનર્વસુ 'મૈત્રીપરઃ' સર્વ પ્રાણીઓમાં પોતાનો આત્મા જોનાર હતા અને

* સુશ્રુત. સૂ. ૪-૪

આવા મૈત્રીપર પુનર્વસુએ 'પુણ્ય આયુર્વેદ' સર્વભૂતાનુકમ્પાથી અગ્નિવેશ, ભેડ, જતૂકર્ણ, પરાશર હારીત અને ક્ષારપાણિ—આ ૭ શિષ્યોને ભણાવ્યો આ ૭ શિષ્યોને પુનર્વસુ જેવા ગુરુએ સરખી જ વિદ્યા પ્રદાન કરી, છતાંયે અગ્નિવેશ બુદ્ધિના વિશેષપણાને લઈને પ્રથમ તન્ત્ર રચવા શક્તિશાળી થયા આ પછી બીજા પાચ શિષ્યોએ પણ પોતપોતાનાં તન્ત્રો રચ્યા ગુરુએ આપેલી વિદ્યાનુ પ્રજાનનુ આવી રીતે આ ૭ મેધાવી શિષ્યોએ અવિચ્છિન્ન રાખ્યુ છયે શિષ્યોએ પોતાના તંત્રો ગુરુ પાસે વાચી સભળાવ્યા ગુરુ તેમ જ અન્ય ઋષિઓ એથી પ્રસન્ન થયા 'સર્વભૂતહિતૈષિણુ' ઋષિએ 'સાધુ' નાદ કર્યો સ્વર્ગમા વસતા દેવર્ષિઓએ એ સાધુ શબ્દ સુણ્યો અને એઓ પણ પરમ આનદ પામ્યા શિવ વાયુ વાવા લાગ્યા, દિશાઓ ઉન્મીલિત થઈ આકાશમાં સ્નિગ્ધ ગભીર ઘોષ થયા દિવ્ય કુસુમોની તેમ જ જલની વૃષ્ટિઓ થઈ અને આ જ વખતે 'જ્ઞાનદેવતાઓ'એ અગ્નિવેશપ્રમુખ આ તન્ત્રકારોમાં પ્રવેશ કર્યો જ્ઞાનદેવતા પણ જ્ઞાનના અભિમાનીઓ હોય છે બુદ્ધિ, સિદ્ધિ સ્મૃતિ, મેધા, ધૃતિ, કીર્તિ, ક્ષમા, દયા—આ જ્ઞાનદેવતાઓના પ્રવેશથી તન્ત્રકારોની બુદ્ધિ વ્યવસ્થિત થઈ ઋષિઓએ જેની પ્રશસા કરેલી તે આ તન્ત્રો ભૂતસઘના ભલા માટે આ ભૂમિ ઉપર પ્રતિષ્ઠા પામ્યા

## આયુર્વેદના બે સપ્રદાયો

ઉપર આપણે ચરકસહિતામાં દર્શાવેલ આત્રેય પુનર્વસુ સપ્રદાય વિષે જોઈ ગયા આ સપ્રદાય કાયચિકિત્સકો Physiciansનો કહેવાય છે હાલ 'ચરકસહિતા' તરીકે જે ગ્રન્થ પ્રસિદ્ધ છે તે ખરી રીતે મહર્ષિ પુનર્વસુએ ઉપદેશેલ પુનર્વસુશિષ્ય અગ્નિવેશપ્રણીત અને ચરકથી પ્રતિસસ્કૃત–ગ્રન્થ છે ખરી રીતે આને અગ્નિવેશતન્ત્ર કહેવુ જોઈએ

સુશ્રુતસહિતામા "દેવશ્રેષ્ટ કાશિરાજ દિવોદાસ ભગવાન ધન્વન્તરી પાસેથી ઔપધેનવ, વૈતરણ, ઉરભ્ર, પૌષ્કલાવત, કરવીર્ય, ગોપુરરક્ષિત

સુશ્રુત, નિમિ, કાંકાયન, ગાર્ગ્ય, ગાલવ, ભોજ વગેરે ઋષિઓ આયુર્વેદ ભણ્યા. આ બધાએ સ્વસ્વ તંત્રો રચ્યાં છે." એમ જણાવેલું છે. હાલ એમાનાં, સુશ્રુત સિવાય, એક પણ ઉપલબ્ધ નથી. હાલની સુશ્રુતસંહિતા એ વૃદ્ધ સુશ્રુત તંત્ર ઉપરથી બનાવેલું, સુશ્રુતસંપાદિત વા પ્રતિસંસ્કૃત તંત્ર છે. સંપ્રદાય **શલ્યશાસ્ત્ર** Surgeryનો છે.

હાલમાં કાશ્યપસંહિતા નામનો ગ્રન્થ પ્રસિદ્ધ થયો છે. તેમાં આ બેથી ભિન્ન એવો ત્રીજો સંપ્રદાય **કૌમારભૃત્ય** Pediatrics–નો છે. બ્રહ્મા–પ્રજાપતિ–અશ્વિનીકુમાર, ઇંદ્ર આટલે સુધી તો સૌ એકમત છે. ઇંદ્ર આગળથી જ ત્રણ ફાંટા પડે છે. એક ભરદ્વાજ અને પુનર્વસુઆત્રેયનો (ચરકસંહિતામાં છે.), બીજો ધન્વંતરિ દિવોદાસનો (સુશ્રુતસંહિતામાં) અને ત્રીજો કાશ્યપવશિષ્ઠઅત્રિભૃગુ વગેરેનો (કાશ્યપસંહિતા) કાશ્યપસંહિતાનું બીજું નામ "वृद्धजीवकीयं तन्त्रं" છે. મહર્ષિ મારિચકશ્યપે ઉપદેશેલ, એમના શિષ્ય વૃદ્ધજીવકાચાર્ય વિરચિત, તેના જ વંશના વાત્સ્યદ્વારા પ્રતિસંસ્કૃત—એવી આ કાશ્યપસંહિતા છે.

## આઠ અંગો

સ્વયંભૂ બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરવા અગાઉ, સૃષ્ટિના પરિપાલન માટે, એક લાખ શ્લોકો અને એક હજાર અધ્યાયોવાળું આયુર્વેદશાસ્ત્ર રચ્યું. પરંતુ પાછળથી માણસની અલ્પ બુદ્ધિ અને અલ્પ આયુષ, લક્ષમાં લઈને, એના આઠ ભાગ કર્યા. (સુશ્રુત) આ આઠ અંગો નીચે મુજબ છે:—

૧ **कायचिकित्सा**–"कायस्य अंतराग्नेः चिकित्सा इति कायचिकित्सा।" (ચક્રપાણિદત્ત) કાય એટલે અંતરાગ્નિ–જઠરાગ્નિ. જઠરાગ્નિની ચિકિત્સા એટલે કાયચિકિત્સા.

કેટલાકના મત પ્રમાણે કાય એટલે સકલ શરીર અને એની

ચિકિત્સા અર્થાત્ રસરક્ત વગેરે સકલશરીરવ્યાપી હોવાથી એ સકલ-શરીરની ચિકિત્સા એટલે કાયચિકિત્સા.

"कायति शब्दं करोति इति काय जठराग्नि, अङ्गुलीपिहिते कर्णयुगले 'धुक्' इति शब्दश्रवणात्, तस्याद्वा कायशब्देनाग्नि उच्यते, उक्त च भोजे "जाठर प्राणिनामग्नि काय इत्यभिधीयते। यस्त चिकित्सेत् सीदन्त सर्वे कायचिकित्सक" इति-यतो कायचिकित्साविषया रोगा अग्निदोषादेव भवन्ति॥" (શિવદાસ સેન.)

કાયતિ–શબ્દ કરે છે. એ ઉપરથી કાય એટલે જઠરાગ્નિ–બન્ને કાનમાં આંગળીઓ ઘાલીને બંધ કરવાથી અંદર ધુગ્ ધુગ્ એવો અવાજ આવે છે. એ તત્સ્થાનીય અગ્નિનો જ છે ભોજે ગોગ્ન જ કહ્યું જે કે પ્રાણીઓના જઠરાગ્નિનુ નામ કાય છે. જઠરાગ્નિને બુઝાતો, બગડતો બચાવે, અથવા એ જઠરાગ્નિની જ જે ચિકિત્સા કરે તે કાયચિકિત્સક. જ્વર, અતિસાર વગેરે રોગો જઠરાગ્નિના જ રોગો છે. કાયચિકિત્સાવિષયક રોગો અગ્નિના દોષને લઈને જ થાય છે.

રોગોનો એક પર્યાય આમય છે "प्रायेण आमसमुत्थत्वेन आमय इति उच्यते।" (ચક્રપાણિ દત્ત ચરક નિ સ્થા. અ ૧.) આ પાઠને બદલે 'प्रायेण आमाशयसमुत्थत्वेन आमय इत्युच्यते।' એવું પાઠાન્તર પણ છે અર્થાત્ આમને લીધે અથવા આમાશયસમુત્પન્ન રોગો એટલે આમય આમ એટલે "आमाशयस्य कायाग्ने दौर्बल्यात् अविपाचित आहारधातुर्य आम इति सज्ञित।" ભોજ.

एवमामाशयेऽप्यन्न बहु सम्यक् न जीर्यति ।
चीयमानं तदेवान्न कालेन आमतवमाप्नुयात् ॥

અર્થાત્ કાયાગ્નિની દુર્બલતાને લઈને આમાશયમાં રહેલ આદ્ય-આહાર ધાતુ અન્નરસ–બરાબર પચી જાય નહિ તે આમ કહેવાય છે.

આમાશય (હોજરી)માં રહેલ અન્ન બહુ કાળે પણ સારી રીતે પચી જાય નહિ અને ત્યાં અપક્વ અન્ન ભેગું થયા જ કરે-એ આમ. ટૂંકમાં આમ એ આમાશયસ્થ જ વિકાર છે. અને જઠરાગ્નિની મંદતાને તે આભારી છે. એ વાત આમય શબ્દમાં કહેવામાં આવી છે તે પણ કાયચિકિત્સાના અર્થનું સમર્થન કરે છે.

कायचिकित्सा नाम सर्वाङ्गसंश्रितानां व्याधीनां ज्वररक्तपित्तशोषोन्मादापस्मारकुष्टमेहातिसारादीनाम् उपशमनार्थम् । सुश्रुत सू. १ સર્વાંગસંશ્રિત વ્યાધિઓ જેવા કે જ્વર, રક્તપિત્ત, શોષ, ઉન્માદ, અપસ્માર, કુષ્ટ, પ્રમેહ, અતિસાર વગેરે-ના ઉપશમન માટે કરવામાં આવતી ચિકિત્સા એ કાયચિકિત્સા.

૨ **શાલાક્ય**-शलाकापटलवेधनी, तस्याः कर्म शालाक्यम् । શલાકા એટલે Probe. જે અંગમાં શલાકા યંત્રનો ઉપયોગ વિશેષ થાય છે એનું નામ શાલાક્યતંત્ર :

शालाक्य नाम ऊर्ध्वजत्रुगतानां रोगाणां श्रवणनयनवदनघ्राणादिसंश्रितानां व्याधीनां उपशमनार्थं, शलाकायन्त्रप्रणिधानार्थं च ॥ सुश्रुत सू. १

ઊર્ધ્વજત્રુગત રોગો-જેવા કે કાનના, આંખના, મોંના, નાકના, માથાના ( आदिग्रहणात् शिरःकपालादिग्रहणम्-भानु. व्याख्या ) રોગો--આનો સમાવેશ શાલાક્યમાં થાય છે. શલાકાયંત્ર જેમાં પ્રધાન છે એ શાલાક્ય એવો અર્થ પણ થાય છે જ.

जत्रु ग्रीवामूल जत्रुणः ऊर्ध्वम् ऊर्ध्वजत्रु । ભાનુ. વ્યાખ્યા. પ્રત્યક્ષ-શારીરમાં ( " अक्षक नाम अंससूलात् उरःफलकसंगतं धनुर्वक्रं नलकास्थि । तदेव 'जत्रु' संज्ञमिति प्राज्ञः ॥ ) અર્થાત્ જેને આપણે 'હાંસડી' કહીએ છીએ, અંગ્રેજીમાં clavicle કહે છે એ જત્રુ. પરંતુ ઉપર ભાનુ. વ્યાખ્યામાં જત્રુનો અર્થ 'ગ્રીવામૂલ' આપ્યો છે. ગરદન જ્યાંથી શરુ થાય છે એ ભાગ; એટલે હાંસડી અર્થ બરાબર લાગે છે. પરંતુ

ચરક શા ૨થા અ ૭-૬માં અસ્થિગણુનામાં द्वौ अक्षकौ, एक जत्रु એમ પાઠ છે. " अक्षकौ अर्वाक् जत्रुतत्वे कीलकौ " (च ६) હાસડી ઉરોસ્થિ Sternumની બે બાજુ ઉપર બે છે. બન્ને હાસડીને ' द्वौ अक्षकौ ' કહી છે જ્યારે બે હાસડીઓનુ એક નામ जत्रु રાખવામાં આવ્યું લાગે છે ડૅ. ઘાણેકર જત્રુથી કંઠનાડી સમજવી વિશેષ પ્રશસ્ત છે એમ કહે છે અને વિશેષ વિવરણ માટે ડૅ. હર્નલની Studies in the medicine of ancient, India part I પૃ ૧૫૮ ૧૬૮ દેખો એમ કહે છે

આ શાલાકય નામને બદલે અષ્ટાગસગ્રહ અને અષ્ટાંગહૃદયમા " ऊर्ध्वांग " નામ રાખવામા આવ્યુ છે

સુશ્રુતમા 'घ्राणादि'થી નાક, માથુ વગેરેનો સમાવેશ નિર્દિષ્ટ છે શિવદાસ સેન કહે છે કે " एतेन शिरोरोगप्रतिकारस्यापि ग्रहणम्, प्राधान्य च शालाक्यस्य प्रधानचक्षुर्विषतया ॥ " શાલાકયમાં શિરોરોગ પ્રતીકારનો સમાવેશ આવી જ જાય છે પરતુ ખરી રીતે શિરો રોગોનો સમાવેશ કાયચિકિત્સામા થાય છે ટૂકમા શાલાકયમા આખ કાન, નાક, ગળું અને દાત–આ બધા રોગોનો સમાવેશ થાય છે

૩ **शल्यापहृतुक અથવા शल्य**–'शल' हिंसायाम् इति धातु शल शलनं हिंसेत्यर्थ शल्य हिंसोचितसबन्ध, तदाहरणार्थं तन्त्रमपि शल्यम् ॥ ( શિવદાસ સેન )

" शल्य नाम विविधतृणकाष्ठपाषाणपांशुलोहलोष्टास्थिवालनख पूयास्रावान्तर्गर्भशल्योद्धरणार्थ, यन्त्रशस्त्रक्षाराग्निप्रणिधानव्रणविनिश्चयार्थ च ॥ " સુશ્રુત સૂ ૧ ઘાસ, લાકડી, પથ્થર, રજકણ, લોહ, ઢેફુ, હાડકું, વાળ, નખ, પરુ, અન્ય સ્રાવ, અન્તર્ગત મૂઢગર્ભાદિ શલ્યો કાઢવાનુ જ્ઞાન, યત્ર, શસ્ત્ર, ક્ષાર, અગ્નિપ્રણિધાન, વ્રણવિનિશ્ચય આ બધાનુ જ્ઞાન જેમાં છે તે શલ્યતત્ર ( Surgery )

શલ્યનો સામાન્ય રીતે 'any foreign body' એવો અર્થ થાય છે. यत् किंचित् आबाधकरं तत् शल्यम्।' શરીરમાં જે કંઈ પીડાકર હોય તેને શલ્ય કહેવાય છે. 'शल'हजायाम् એ ઉપરથી જે કંઈ રુજા-વેદનાકર હોય તે બધાનો સમાવેશ શલ્યમાં થઈ જાય છે.

सर्वशरीराबाधकरं शल्यम्। સુશ્રુત સૂ. ૨૬. સમસ્ત શરીરમાં જે પીડા કરે છે તે શલ્ય.

શલ્ય બે જાતનાં છે: (૧) શારીર (૨) આગન્તુક.

શારીર—દુષ્ટ રોમ, નખ, ઇત્યાદિ ધાતુઓના મલ, દુષ્ટ રસાદિક ધાતુ, મૂત્રપુરીષ જેવા અન્નમલ અને વાતપિત્તકફ એ દોષો—આ બધાં શારીરિક શલ્ય કહેવાય છે.+

આગંતુ-શારીર શલ્ય વ્યતિરિક્ત જે જે ભાવો દુઃખઉત્પાદક છે તે બધા ભાવોનો આગંતુમાં સમાવેશ થાય છે.

> अतिप्रवृद्धं मलदोषजं वा शरीरिणा स्थावरजंगमानाम्।
> यत्किंचिदाबाधकरं शरीरे तत् सर्वमेव प्रवदन्ति शल्यम्॥
> (ડલ્હણ પોતાની ટીકામાં)

ઉપર જે કહ્યું છે તે જ આ શ્લોકમાં બતાવવામાં આવ્યું છે. પરંતુ શલ્યતંત્રમાં શલ્યનો અર્થ 'આગન્તુ શલ્ય' કરવો એ જ ઉચિત છે.

૪ विषगरवैरोधिकप्रशमनम् (चरक)–સુશ્રુતમાં આનું નામ 'अगदतंत्र' રાખ્યું છે. અષ્ટાંગસંગ્રહ અને હૃદયમાં दंष्ट्राचिकित्सा નામ રાખેલું છે. અંગ્રેજી નામ Toxicology છે.

सर्पकीटलूतामूषिकादिदष्टविषव्यञ्जनार्थं विविधविषसंयोगोपशमनार्थं

---

+ 'મલ'ની સુંદર વ્યાખ્યા માટે જુઓ ચરકસંહિતા શા. ૬-૧૭.

ચ ॥ સુશ્રુત સર્પકીટ વગેરે કરડવાથી થયેલા દંશો, તથા અનેક પ્રકારના સ્વાભાવિક તથા કૃત્રિમ તેમ જ સયોગવિષથી ઉપહત થયેલા મનુષ્યોના વિષોનુ નિદાન તથા ચિકિત્સા જે અગમા થાય છે તેનુ નામ અગદતંત્ર

વિષ–ચરક ચિકિત્સાસ્થાનનો ૨૩મો અધ્યાય વિષ ઉપર છે. સમુદ્રમથનમાંથી જ્યારે વિષ ઉત્પન્ન થયુ ત્યારે તે જોઈને બધા વિષણ્ણ–વિષાદયુક્ત થઈ ગયા એટલે विषादनात् विषम् વિષાદ જન્માવનાર હોઈ વિષ નામથી તે પ્રસિદ્ધ થયુ એવી કથા છે જગમ અને સ્થાવર–બે મુખ્ય જાત છે સર્પ, કીટ, લૂતા, મૂષક વગેરે ઝેરી પ્રાણીઓના વિષ 'જંગમ વિષ' અને વૃક્ષલતાદિના મૂળ વગેરે વિષો એ 'સ્થાવર વિષ'

૫ गर ' गर कालान्तरप्रकोपि विष । " चक्रपाणिन्त्त । ગર બે જાતનુ છે (૧) નિર્વિષદ્રવ્યસયોગકૃત અને (૨) સવિષદ્રવ્યસયોગકૃત. પ્રથમ જાત માટે 'ગર' સજ્ઞા છે, બીજા માટે 'કૃત્રિમ' એવી સજ્ઞા છે.

સુશ્રુતમા સ્થાવર, જગમ અને કૃત્રિમ ત્રણ જાતના વિષનો ઉલ્લેખ છે (क अ २) જ્યારે ઉપર મુજબ ચરકમા ચાર જાતનો ઉલ્લેખ છે

સ્થાવર (મૂલવિષ), જગમ (દંષ્ટ્રાવિષ), ગર, કૃત્રિમ

વૃદ્ધકાશ્યપતંત્રમા આ વાત કહેલી છે —

सयोगज च द्विविध तृतीय विषमुच्यत ।
गर स्यादविष तत्र सविष कृत्रिम मतम् ॥

વૈરોધિક–સયોગવિરુદ્ધમ્ અથવા સયોગવિષમ્ આથી ચરકમાં વિષ, ગર, વૈરોધિક—આ બધાનુ પ્રશમન જેમા કરવાનુ છે તે વિષ–ગરવૈરોધિકપ્રશમનમ્ આ મોટા નામ કરતા અગદતત્ર એ સુદર નામ છે. ચરક ચિ સ્થા અ ૧૨ શ્લોક ૪ મા 'तस्मै जगादागदवेद

सिन्धुः।' અગદવેદ સિંધુપ્રવર્તક-પરંતુ આયુર્વેદ માટે આ શબ્દ પ્રયોજેલો છે.

૫ **भूतविद्या**-भूतविद्या नाम देवासुरगन्धर्वयक्षरक्षःपितृपिशाचनागग्रहाद्युपसृष्टचेतसां शान्तिकर्मबलिहरणादिग्रहोपशमनार्थम् ॥ (સુશ્રુત). દેવઅસુરરાક્ષસપિશાચાદિ ગ્રહોથી ઉપસૃષ્ટ—પીડાતો હોય એવા માટે હોમ, હવન, બલિદાન, શાન્ત્યયન વગેરે ક્રિયાઓનું અનુષ્ઠાન—આ ભૂતવિદ્યા. કોઈએ આને psycho-analysis એવું નામ આપ્યું છે.

"भूतविद्याविषयादपोह्याः।" (સુશ્રુત ઉ. તં. અ. ૬૧.)

"भौतिकं-भूतोपघातहित चाशुत्वादि.।" (ચરક શા. ૮-૨૭).

"भूतानां राक्षसादीनां ज्ञानार्था प्रशमार्था च विद्या भूतविद्या।" च. द. अमानुपनिषेधश्च तथापस्मारिकोऽपरः। उन्मादप्रतिषेधश्च भूतविद्या निरुच्यते ॥" (सुश्रुत सू. ३).

૬ **कौमारभृत्यकम्**-'कुमारस्य भरण अधिकृत्य कृतम्।' (ચ. દ.). બાળકના ભરણપોષણનો જ્યાં વિચાર કરવામાં આવે છે, એ અંગનું નામ કૌમારભૃત્ય. "कुमाराणां भृति धारणं पोषणं च तस्य इति कौमारभृत्यम्।" કુમારનું ધારણ અને પોષણ જ્યાં છે તે કૌમારભૃત્ય.

"कौमारभृत्य नाम कुमारभरणधात्रीक्षीरदोषसंशोधनार्थं दुष्टस्तन्यग्रहसमुत्थानां च व्याधीनाम् उपशमनार्थम् ॥" सुश्रुत.

બાળકોનું પોષણ તેમ જ ધાત્રી-માતાના-ધાવણમાં દોષ હોય તેનું શોધન, દૂષિત ધાવણથી થતા તેમ જ બાળકોને જે ગ્રહો વળગે છે તેથી ઉત્પન્ન થતા રોગોના ઉપશમન માટે જે અંગમાં વિચાર કરવામાં આવેલો છે એ કૌમારભૃત્ય-Science of pediatrics.

"कुमारं प्रथमवयसं अप्राप्तजननशक्तिं बालमेव" ॥ શ્રી શંકરાચાર્ય. કઠોપનિષદ પ્રથમા વલ્લી. જેનામાં જનનશક્તિ Reproductive

power હજી આવિર્ભૂત થયો નથી એવા બાળકને કુમાર અથવા બાલક કહેવામા આવે છે. ચરકે પણ "बाल अपरिपक्वधातुं अजातव्यन्जनं सुकुमार अक्लेशसह असपूर्णबल आषोडशवर्षम्।" (ચરક. નિ. ૮-૧૨૨) જેની ધાતુઓ હજી પકવ-સપૂર્ણ થઈ નથી, જેને દાઢી-મૂછો હજી ફૂટી નથી, જે અતિમૃદુ છે, કલેશ સહન કરી શકે એમ નથી, સપૂર્ણ બળ હજી જણાતું નથી એવા સોળ વર્ષ સુધીના ઉમરના બાળકને બાલ કહેવામા આવે છે. એટલે કુમાર એટલે સોળ વર્ષ સુધીના સઘળા કુમારો. બાળક જન્મે ત્યારથી તે સોળ વર્ષ સુધીનુ થાય ત્યા સુધી તેના પોષણ અને ધારણ માટે શુ શુ કરવુ જોઈએ; તેના રોગો, બચપણમાં માતાના ખરાબ ધાવણથી થતા રોગો, વગેરેનો સમાવેશ આમાં થાય છે

હારીતે આનું નામ बालचिकित्सा રાખ્યુ છે અને એમા ગર્ભાવક્રાન્તિ Embryology, સૂતિકોપક્રમ Midwifery બન્નેનો સમાવેશ કર્યો છે.

આયુર્વેદના આઠ અગોમા સ્ત્રીરોગચિકિત્સાનો ઉલ્લેખ નથી એ નવાઈ જેવુ છે યોનિવ્યાપચ્ચિકિત્સા ઉપર ચરક-સુશ્રુત-વાગ્ભટમાં સ્વતત્ર અધ્યાયો છે પરતુ આઠ અગોમા કયા અગમા સ્ત્રીરોગ-ચિકિત્સાનો સમાવેશ થઈ શકે તે સ્પષ્ટ રીતે કોઈએ કહ્યુ નથી (હારીત-સિવાય) મ મ ગણનાથ સેન કહે છે કે ("प्रसूतितन्त्रस्य गर्भिण्युपचारादिप्रयोजनकस्य तु न अन्तर्भाव । तस्य हि वैद्यके शारीरे एव अन्तर्भाव शल्यतन्त्रे च मूढगर्भचिकित्सादे। एवञ्च सर्वथा कौमारभृत्यात् पृथगेव प्रसूतितन्त्र मन्तव्यम्॥ (પ્રત્યક્ષ શારીર પ્રસ્તાવના) કૌમાર-ભૃત્યમા પ્રસૂતિતન્ત્ર (midwifery) અને ગર્ભિણી સ્ત્રીના ઉપચારાદિ પ્રયોજનનો સમાવેશ થતો નથી આયુર્વેદના શારીર સ્થાનમા એનો અન્તર્ભાવ થયેલો છે મૂઢગર્ભચિકિત્સાનો સમાવેશ શલ્યતત્રમાં થઈ શકે છે આવી રીતે પ્રસૂતિતન્ત્ર એ કૌમાર-ભૃત્યથી તદ્દન ભિન્ન જ છે એ યાદ રાખવુ

સુશ્રુતના અધ્યયનસંપ્રદાનીય અધ્યાયમાં " कौमारतन्त्रमित्येत-च्छारीरेषु च कीर्तितम् । " (સૂ. ૩) કૌમારતંત્રમાં નવગૃહાકૃતિવિજ્ઞાનાદિ બાર અધ્યાયોનો સમાવેશ થયેલો છે. તેમ જ શારીર સ્થાનમાં પણ તે કહેવામાં આવેલું છે. સુશ્રુતના શારીર સ્થાનમાં " રજઃશુદ્ધિ, ગર્ભાવક્રાન્તિ, ગર્ભવ્યાકરણ, ગર્ભિણીવ્યાકૃતિ, " વગેરેનો સમાવેશ થયેલો છે. ચરકમાં પણ છે. અર્થાત્ શારીરસ્થાનાંતર્ગત કૌમારભૃત્યમાં ગર્ભાવક્રાન્તિ (Embryology), યોનિવ્યાપચ્ચિકિત્સા (gynecology), પ્રસૂતિતંત્ર (Midwifery), બાલરોગચિકિત્સા (Pediatrics)નો સમાવેશ થયેલો છે.

આધુનિક પાશ્ચાત્ય વૈદ્યકમાં આ ચારેયનો નોખો નોખો ખૂબ જ સ્વતંત્ર વિકાસ થયેલો છે અને તે આયુર્વેદમાં અપનાવવા યોગ્ય છે.

"બાલકોના ગ્રહનો વિચાર સુશ્રુતમાં તેમ જ ચરકમાં જણાય છે. " દેવાદિપ્રકોપનિમિત્તવિકારો " (ચરક શા. ૬-૨૭)ની કલ્પના આયુર્વેદમાં છે જ. " देवास्तथा शत्रुगणाश्च तेषां गन्धर्वयक्षाः पितरोभु-जङ्गाः । तथैव रक्षांसि पिशाचजातिरेषोऽष्टको देवगणो ग्रहाख्यः ॥ " (સુશ્રુત ઉ. અ. ૬૦). સ્કન્દ, રૈવતી, શકુનિ વગેરે અનેક બાલગ્રહો કુમારોને લાગુ પડે છે. આ બધા બાળકોના રોગો જ છે એમ કેટલાક વિદ્વાનો માને છે.

૭ **रसायन.** रसायनतन्त्रं नाम वयःस्थापनमायुर्मेधाबलकरं रोगापहरणसमर्थं च ॥ सुश्रुत.

તરુણાવસ્થા લાંબો વખત સુધી કાયમ રહે એ માટે, આયુષ, મેધા અને બલની વૃદ્ધિ માટે તથા રોગોને પાસે આવવા જ ન દે, દૂર જ રાખી શકે–આ વિષયોનો સમાવેશ રસાયનતંત્રમાં થાય છે.

" રોગાપહરણસમર્થ " –નો અર્થ રોગપ્રતિરોધક શક્તિ–natural immunity–એવો થઈ શકે છે.

" रसायन तु तत् ज्ञेय यत् जराव्याधिनाशनम् । જરા (ઘડપણ) અને વ્યાધિનો નાશ કરી શકે એ દ્રવ્યોને 'રસાયન' કહેવામાં આવે છે.

" रसादीनां शुक्रान्तानां क्रिया रसवीर्यविपाकानामयनं लाभोपायो रसायनम् ॥ " (શિવદાસ સેન). રસાદિ સાત ધાતુઓને અથવા તો રસવીર્યવિપાકને જે લાભદાયક થાય તે રસાયન.

રસાયનના ઉપયોગથી દીર્ઘ આયુષ, સ્મૃતિ, મેધા, આરોગ્ય, તરુણ વય, પ્રભા, વર્ણ, સ્વરૌદાર્ય, દેહ અને ઇન્દ્રિયોનું બળ, વાક્‌સિદ્ધિ, લોકવન્દ્યતા અથવા વૃષતા, કાન્તિ–પ્રાપ્ત કરે છે. રસાદિ ધાતુઓનો પ્રસાદ-લાભ એ રસાયન (ચરક ચિ ૧/૭–૮)

બે જાતનાં ઔષધો છે (૧) स्वस्थस्य ऊर्जस्करम् અને (૨) आर्तस्य रोगनुत् । આમાંથી સ્વસ્થ મનુષ્યની શક્તિ, કાન્તિ, ઓજનો વધારો કરે એ પ્રથમ પ્રકારના ઔષધોને રસાયન નામથી ઓળખવામાં આવે છે. રસાયન દ્રવ્યો જરા અને વ્યાધિ–બન્નેનો નાશ કરે છે. પરંતુ એકલાં વ્યાધિહર ઔષધોને રસાયન ગણવામાં નથી આવતાં. જે ઔષધો શરીરની દઢતા તથા દીર્ઘ આયુની પ્રાપ્તિ કરાવે તે વ્યાધિ-હરણમાં જરૂર ઉપયોગી હોય જ

અથર્વવેદમાં " आयुष्यानि " શબ્દ વારંવાર વપરાયેલો છે. આ જ શબ્દ પાછળથી ' रसायन 'માં રૂપાંતરિત થયો લાગે છે. અથર્વ-વેદમાં સુવર્ણ ને આયુષ્યપ્રદ ગણવામાં આવ્યું છે.

રસાયનના પ્રયોગથી અસાધ્ય વ્યાધિઓ પણ મટે છે. રસાયન તંત્ર એ આયુર્વેદની વિશેષતા છે.

### ૮ वाजीकरण

१. अवाजिन वाजिन कुर्वन्ति अनेन इति वाजिकरणम् ॥

२. येन वा अत्यर्थं व्यज्यते स्त्रीषु शुक्रं तद्वाजीकरणम् ॥

३. येन नारीषु सामर्थ्यं वाजीवत् लभते नरः ।
व्यज्यते चाधिकं येन वाजीकरणमेव तत् ॥"
(ચરક. ચિ. અ. ૨ પાદ. ૪ શ્લો. ૫૧).

४. वाजो वेगः, स विद्यते येषां ते वाजिनः, ते क्रियन्ते अनेन इति वाजीकरणम् ॥

५. वाजः शुक्रं, सोऽस्यास्तीति वाजी, अवाजी वाजी क्रियन्ते येन तद्वाजीकरणम् ।

६. वाजो मैथुनम् । उक्तं हि हारीते–"वाजो नाम प्रकाशत्वात् तच्च मैथुनसंज्ञितम् । वाजीकरणसंज्ञाभिः पुंस्त्वमेव प्रचक्षते ॥"
( શિવદાસ સેન ).

वाजीकरणतन्त्रं नाम अल्पदुष्टक्षीणविशुष्करेतसामाप्यायनप्रसादोपचयजननिमित्तं प्रहर्षजननार्थम् ॥ सुश्रुत.

અલ્પવીર્ય, દુષ્ટવીર્ય, ક્ષીણવીર્ય અને શુષ્કવીર્ય પુરુષોમાં વીર્યપુષ્ટિ, વીર્યશોધન, વીર્યવૃદ્ધિ અને વીર્યોત્પાદન માટે; તેમ જ મૈથુન વખતે હર્ષ વધારવા માટે–વાજીકરણ તંત્રમાં વિચાર કરવામાં આવેલો છે.

વાજ શબ્દના ત્રણ અર્થો ૧ **વેગ**, ૨ **શુક્ર**, ૩ **મૈથુન**, થાય છે. મૈથુન વખતે વેગ વધારે, અલ્પ શુક્ર હોય તો શુક્રની વૃદ્ધિ કરે અને મૈથુનમાં ખરું પુરુષાતન–આપે આ બધા ભાવોનો આ શબ્દોમાં સમાવેશ થયેલો છે.

વાજી એટલે ઘોડો. મૈથુન પ્રસંગે ઘોડાનો વેગ જાણીતો છે. એવો વેગ સ્ત્રી–સંપ્રયોગ વખતે પ્રાપ્ત થાય એ વાજીકરણ.

સંસારનું ખરું સુખ એ સ્ત્રીસુખ છે.

"स्त्रीषु प्रीतिः विशेषेण स्त्रीषु अपत्यं प्रतिष्ठितम् ।
धर्मार्थौ स्त्रीषु लक्ष्मीश्च स्त्रीषु लोकाः प्रतिष्ठिताः ॥

सुरूपा यौवनस्था या लक्षणैः या विभूषिता ।
या वश्या शिक्षिता या च सा स्त्री वृष्यतमा मता ॥
(ચરકસંહિતા. ચિ. અ. ૨ પા. ૧ શ્લો. ૬-૭)

સુંદર, કામશાસ્ત્રમાં શિક્ષિત, વશ્યા, સમાનસત્ત્વા (સમાન મન જેનાં હોય એવી), હૃદયોત્સવરૂપા, સમાનમન શયા (મનઃશય-કામ સ્ત્રીપુરુષ બન્નેમાં સમાન રસિકતા હોય) આવી સ્ત્રી મળવી એ પૂર્વજન્મનાં સુકૃતોને લઈને જ. આવી સ્ત્રી પોતે જ વાજીકરણ છે. સુવાન વય, અદ્વિતીય સૌંદર્ય, હાવ અને ભાવોથી સંપન્ન સ્ત્રી પૂર્વજન્મનાં પુણ્યો સિવાય પ્રાપ્ત નથી થતી. આવી સ્ત્રીને જોઈને જ અપૂર્વ હર્ષ થાય છે અને આ હર્ષ એ માનસ ભાવ છે. મનને જે હર્ષ આપી શકે તે જ વૃષ્ય-ટોનિક હોય છે. કામનું કેન્દ્ર મનમાં છે. સંકલ્પશક્તિ એ પરમ વૃષ્ય છે. (ચરક સૂ. ૨૫). હર્ષ દેહ (સ્ત્રી-પુરુષનાં શરીર), સત્ત્વ (બન્નેનાં મન) અને બલની અપેક્ષા રાખનાર છે. "देहसत्त्वबलापेक्षी हर्षः शक्तिश्च हर्षजा।" (ચરક ચિ. ૨ પા. ૪-૪૫) શક્તિ હર્ષમાંથી જ ઉત્પન્ન થાય છે. સુંદર સ્ત્રીના હાવભાવ, રૂપ, દાક્ષિણ્ય, આ બધું હર્ષ જન્માવે છે અને હર્ષથી જ ખરી શક્તિ પ્રાપ્ત થાય છે વાજીકરણ ઔષધોનુ સેવન પુરુષ કરતો હોય પરંતુ સ્ત્રી અરસિક હોય તો ઔષધ નિષ્ફલ જ નીવડે છે. "સમાનસત્ત્વા" અને "સમાનમનઃશયા" આથી જ કહેવામાં આવ્યું છે. મનના પ્રહર્ષણમાં જ વાજીકરણ શક્તિ રહેલી છે. વાજીકરણ ઔષધોનું સેવન 'आत्मवान्' જિતેન્દ્રિયો માટે છે. પોતાના મન ઉપર કાબુ છે એવા આત્મવાન પુરુષોએ આવા ઔષધોનું વિધિસર સેવન કરવું જોઈએ. પંચકર્મથી શરીર શુદ્ધિ કર્યા પછીથી જે આવાં વાજીકરણ ઔષધો ખાય છે, તેને જ આનો લાભ મળે છે. શરીરની શુદ્ધિ અને મનની પ્રફુલ્લતા—આ બે ઉપર સંભોગશક્તિ નિર્ભર છે એ ન ભૂલવું જોઈએ.

વાત્સ્યાયન કામસૂત્રમાં આનું 'औपनिषदिक' એવું નામ છે. વાજીકરણતંત્ર આયુર્વેદની વિશેષતા છે.

## આયુર્વેદનું અધ્યયન

મહર્ષિ પુનર્વસુ કહે છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ જ આયુર્વેદનો અભ્યાસ કરવો જોઈએ. બ્રાહ્મણોએ પ્રાણીઓના–ભૂતમાત્રના અનુગ્રહ માટે, ક્ષત્રિયોએ સ્વ અને પરની રક્ષા માટે અને વૈશ્યોએ વૃત્તિ માટે; સામાન્ય રીતે, ધર્મ, અર્થ, કામના પરિગ્રહ માટે સર્વ વર્ણના લોકોએ આયુર્વેદ ભણવો જોઈએ. ("शूद्रमपि गुणवन्तमनुपनीतमध्यापयेदित्येके") (ભાનુમતીવ્યાખ્યાસહિત સુશ્રુત સૂ. ૨) કેટલાકના મત મુજબ શૂદ્ર પણ જો ગુણવાન હોય તો તેને આયુર્વેદ ભણાવવો જોઈએ. વેદનો આયુર્વેદ એ ઉપવેદ હોવાને લઈને જ શૂદ્રનો અધિકાર સૂચવ્યો છે. ભાલુકિએ કહ્યું છે "वेदोपवेदकरणात् न कथंचिच्छूद्रैः अध्येतव्यम्।" પરંતુ આયુર્વેદમાં શિષ્ટાચાર પરંપરા–પરિપ્રાપ્ત સચ્છૂદ્રનો પણ અધિકાર સ્વીકૃત થયેલો છે.

અહીં એક વાત સમજી લેવાની જરૂર છે. હાલ આપણા મગજમાં શૂદ્રનો જે ખ્યાલ છે તે ખરેખર વિકૃત છે. વેદનો અધિકાર શૂદ્રને ન હતો એનું રહસ્ય છે. શૂદ્ર એટલે અધ્યાત્મજ્ઞાન માટે અવિકાસિત એવો વર્ગ હતો. બ્રહ્મવિદ્યા માટે સૌનો એકસરખો જ અધિકાર નથી હોતો–ન જ હોય. કેટલાક સ્વભાવથી જ આ માટે અયોગ્ય હોય છે શ્રી અરવિંદે "શૂદ્ર" ઉપર સુંદર પ્રકાશ નાખ્યો છે.[1] યુગ અનુસાર ધર્મ પણ બદલાય છે. (મનુસ્મૃતિમાં "अन्ये कृतयुगे धर्माः। त्रेतायां द्वापरेऽपरे। अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः॥") આ જમાનામાં શૂદ્ર છે એટલા જ કારણે અધિકારનો વિચાર ન થવો જોઈએ. શિષ્યના જે ગુણોની અપેક્ષા રાખવામાં આવી છે તે જો શૂદ્રશિષ્યમાં હોય તો તે સ્વીકાર્ય જ હોવો જોઈએ.

---

૧ "Defence of Indian Culture"

જે અધ્યાત્મવિદો છે, ધર્મપથમા રહેલા છે, ધર્મનો પ્રકાશ કરનારા છે આવા મહાપુરુષોના, તેમ જ માતાપિતા, ભાઈ, સગાનહાલા તથા ગુરુ, મુરબ્બીઓના વિકારપ્રશમનમા જે પ્રસ્તનાન થાય છે, જે આયુર્વેદોક્ત અધ્યાત્મનુ મનથી સદા ચિન્તન કરે છે, બીજા પાસે એનુ પ્રતિપાદન કરે છે અને તે મુજબ પોતે આચરણમાં ઉતારે છે. આ પરમ ધર્મ છે

જે, પરમ ઐશ્વર્યસપન્ન રાજામહારાજાઓ અને ધનવાનો પાસેથી સુખોપહાર નિમિત્ત ધન ગ્રહણ કરે છે અને સાથેસાથે આત્માદિનુ રક્ષણ કરે છે, વળી જે પોતાને શરણે રહેના નોકરચાકરોની માદગી વખતે એમનુ રક્ષણ કરે છે—એ પણ પરમકામ છે

વિદ્વાનોમા જેની કીર્તિ પ્રસરે છે (विद्वद्ग्रहणयश), ઘણા પોતાને શરણે આવે છે, ઘણાઓ પાસેથી સમાનસુશ્રુષા પામે છે. સ્ત્રીબાળકો વગેરેના આરોગ્યની રક્ષા કરે છે—એ પરમકામ છે. ધર્મ, અર્થ અને કામ-પરિગ્રહ માટે આયુર્વેદનુ પ્રયોજન આવી રીતે ચરકસહિતામા સૂ ૩૦—૨૯મા સમજાવવામા આવ્યુ છે—

धमार्थं चार्थकामाथ आयुर्वेदा महर्षिभि ।
प्रकाशितो धमपरे इच्छद्भि स्थानमक्षयम् ॥ ५७
नार्थाय नापि कामाय अथ भूतदया प्रति ।
वर्तते यश्चिकित्सायां स सर्वमतिवर्तते ॥ ५८
कुर्वते ये तु वृत्यथ चिकित्सापण्यविक्रयम् ।
ते हित्वा काञ्चन राशि पांशुराशिमुपासते ॥ ५९
दारुणै कृष्यमाणाना गदै वैवस्वतक्षयम् ।
छित्वा वैवस्वतान् पाशान् जीवित य प्रयच्छति ॥ ६०
धर्मार्थदाता सदृश तस्य नेहोपलभ्यत ।
न हि जीवितदानाद्धि दानमन्यद्विशिष्यते ॥ ६१

परो भूतदया धर्म इति मत्वा चिकित्सया ।
वर्तते यः स सिद्धार्थः सुखमत्यन्तमश्नुते ॥ ६२

(चरक. चि. १ पाद. ४)

ધર્મપર અને અક્ષયસ્થાનની ઇચ્છાવાળા મહર્ષિઓએ ધર્મ, અર્થ અને કામ માટે આયુર્વેદ પ્રકાશિત કર્યો છે. અર્થ માટે નહિ, કામ માટે નહિ, પરંતુ કેવળ ભૂતદયાથી પ્રેરાઈને જે ચિકિત્સામાં પ્રવર્તે છે તે સર્વને ટપી જાય છે. જે પોતાની આજીવિકા અને ભોગો માટે ચિકિત્સાને વેચવાની વસ્તુ જાણી એનો વિક્રય કરે છે તે મૂઢ-માણસ ખરી રીતે સુવર્ણનો ઢગ ત્યજીને ધૂળનો ઢગલો જ પ્રાપ્ત કરે છે, પરમ કલ્યાણની પ્રાપ્તિને બદલે નિઃસાર ધૂળ જેવી વસ્તુ મેળવે છે. દારુણ એવા રોગો થકી જે મનુષ્યને યમના ઘર તરફ ખેંચવામાં આવે છે, તેવા મનુષ્યના યમના પાશો છેદીને એને જે વૈદ્ય જીવન અર્પે છે, તે વૈદ્ય જેવો બીજો ધર્મ અને અર્થનો દાતા આ વિશ્વમાં બીજો કોઈ જ નથી. જીવનદાન કરતાં બીજું કોઈ દાન વિશેષ નથી. ભૂતદયા એ જ પરમ ધર્મ છે એમ માનીને જે વૈદ્ય ચિકિત્સામાં પ્રવૃત્ત થાય છે તે જ ખરો સિદ્ધાર્થ છે અને તે જ અત્યંત સુખને ભોગવે છે. (ચરક).

આયુર્વેદ ગુરુ પાસેથી જ મેળવી શકાય છે. પુસ્તકો વાંચીને આ વેદનું જ્ઞાન નથી મેળવી શકાતું. બહુશ્રુત, ખૂબ જ સાધનસંપન્ન, જિતેન્દ્રિય, પવિત્ર, દક્ષ, ક્રિયાકુશળ, વખતસર કરવા જેવું લાગે તે કરે એવો (પ્રતિપત્તિજ્ઞ), શિષ્યવત્સલ, અનસૂયક, વિશુદ્ધ જીવનનો ઉપાસક —એવો ગુરુ હોવો જોઈએ. (ચરક વિ. ૭-૪). अनुपस्कृतविद्य જેને પોતાના શાસ્ત્રનો સુંદર પરિચય તો હોય જ પણ એ ઉપરાંત બીજાં અનેક શાસ્ત્રોનું જ્ઞાન હોય તેવો જ ગુરુ હોવો જોઈએ. આવો ગુરુ જ-આચાર્ય જ-વૈદ્યગુણોથી સુશિષ્યને યુક્ત કરે છે. ચરક વિ. ૮-૪.

સ્વામી વિવેકાનંદે એમના "ભક્તિયોગ"માં ગુરુની આવશ્યકતા (The need of a guru) ઉપર સુંદર ભાવગમ્ય લખ્યું છે, જીવન્ત વિદ્યાઓ જીવન્ત ગુરુઓ પાસેથી જ મેળવી શકાય છે. "The quickening impulse cannot be derived from books. The soul can only receive impulses from another soul." અધ્યાત્મવિદ્યા માટે જ આ વાક્યો છે એમ માનવાનુ નથી. આ એક સાધારણ સત્ય છે હાલ વિદ્યા તો ઘણી વધી છે, પરંતુ ગુરુના અભાવે હૃદયને સમુદ્ધ કરે એવા ભાવોનું પોષણ થતું નથી અને એના પરિણામે વિદ્યાઓ વધી છે પરંતુ માનવતા નાશ પામવા લાગી છે યંત્રમાથી શણના કોથળા કાઢે તેમ યોગ્યતા જોયા સિવાય ગમે તેવા વિદ્યાર્થીઓ ચિકિત્સાશાસ્ત્ર જેવા ભૂતદયાપ્રધાન શાસ્ત્રનું અધ્યયન કરીને દરવર્ષે વિદ્યાપીઠોમાથી બહાર પડે છે પરતુ પરિણામ એ આવ્યુ છે કે એક વખતનો અતિ પવિત્ર આચાર તે આજે ધોળા દિવસની લૂંટનો ધધો થઈ પડયો છે અને પોતાનુ ગૌરવ ઝપાટાભેર ખોઈ રહ્યો છે અમેરિકાના વિદ્વાનો હવે આ દિશા તરફ વિચાર કરતા થયા છે વિદ્યાર્થી ઇન્ટરસાયન્સમાં પહેલા વર્ગમા પાસ થયો હોય તો તેને વિદ્યાપીઠમા પ્રવેશ મળે છે, પરતુ આ એક જ પાત્રતા આયુર્વેદના અધ્યયન માટે બસ નથી બુદ્ધિ કરતાં હૃદય (not head but heart) ની માનવતા માટે વધુ જરૂર છે વિવેકાનદ જેને quickening impulse કહે છે તેની આ જમાનાને ખૂબ જ જરૂર છે અને આ ભાવ સાચા ગુરુઓ સિવાય કદી જ નહિ આવે. ચિકિત્સક યંત્ર જેવો થવા લાગ્યો છે અને મોટો હોસ્પીટલ જેવી વિશાળ સંસ્થામા દરદી પણ જાણે એક મશિનમાથી જ પસાર થતો હોય એમ લાગે છે ગુરુની અને શિષ્યની લાયકાત ઉપર જ વિદ્યાનો પ્રાણ અવલબે છે વિષયસુખોની વૃદ્ધિ માટે શાસ્ત્રનુ-વિદ્યાનું-પ્રયોજન નથી પરંતુ 'ઉપશમવતાં કલેશહતયે' શાંતિ શોધનારા મહાપુરુષોના કલેશ નિવારણ માટે છે ચરકસહિતાના ઉપદેષ્ટા મહર્ષિ પુનર્વસુ

"वीतमोहरजोदोषलोभमानमदस्पृहः।" ચરક સૂ ૧૮-૫૬. ચિકિત્સક થનાર પણ મનુષ્ય છે અને મનુષ્ય તરીકે તેની પ્રાથમિક ફરજો પણ છે. શરીરવિજ્ઞાન અને થોડુંક મનોવિજ્ઞાન જાણીને ચિકિત્સકનું કર્તવ્ય પૂરું થયું નથી. મનુષ્યજીવનને લગતાં બધાં શાસ્ત્રોનો સમન્વય આપણને જોઈએ છે. મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય તો ચિકિત્સક આજે છે તેના કરતાં જુદી જ દૃષ્ટિવાળો જોઈશે. સુંદર માણસો તૈયાર કરવા એ જ વૈદકીય કેળવણીનો મુખ્ય આદર્શ હોવો જોઈએ. ચિકિત્સક પોતાના ધંધામાં ઓછો નિષ્ણાત હોય તો ચાલી શકે, પરંતુ તેનામાં માનવતા–પોષક ભાવોની ઊણપ હોય તો તે ન જ ચલાવી લેવાય. ચિકિત્સક થનારમાં ત્યાગ, સાદાઈ, ધૈર્ય, તિતિક્ષા, જિતેન્દ્રિયતા, કુશળતા, હસ્તલાઘવ, અને ભૂતદયાથી ઊભરાતું હૃદય–આટલા ગુણોની નિતાન્ત આવશ્યકતા છે. લોભિયા, લુચ્ચા, વિલાસી, ભોગવિલાસોમાં ચકચૂર રહેનારા અને સુંદરને ગાંઠે ગાંધી બની બેઠેલા આજના ઘણા ચિકિત્સકો સમાજ–જીવનનાં મૂળો ઉખાડી રહ્યા છે એ દુઃખદ પણ સત્ય બીના છે.

### "મેડિકલ એથિક્સ"

"Ethical Code known as medical ethics is only the rules of conduct enjoined by a trade guild for the protection of fraternity out to make the most of its profession for secular purposes"[1] ચિકિત્સકો, પોતાના ધંધાની બહુભાવના માટે એક જાતના નીતિનિયમો બનાવીને અરસપરસ વ્યવહાર સંબંધ સાચવે છે. આને 'ચિકિત્સકોની નીતિ–ભાવના' તરીકે ઓળખવામાં આવે છે. હાલ જે મેડિકલ એથિક્સ શીખવવામાં આવે છે તેને જ્યારે આયુર્વેદમાં ઉપદેશેલ એથિક્સ સાથે હું સરખાવી જોઉં છું ત્યારે આધુનિક પાશ્ચાત્ય નકલવાળા

1 મહામહોપાધ્યાય કવિરાજ શ્રી ગણનાથ સેન સરસ્વતી. The cultural heritage vol III માં.

મેડિકલ એથિક્સ તરફ મને હસવુ જ આવે છે, આયુર્વેદનુ મેડિકલ એથિક્સ આ રહ્યુ —

"कर्मसिद्धि अर्थसिद्धि यशोलाभ प्रेत्य च स्वर्गमिच्छता भिषजा त्वया गोब्राह्मणमादौ कृत्वा सर्वप्राणभृता शर्माशासितव्यमहरहरुत्तिष्ठता चोपविशता च, सर्वात्मना च आतुराणामारोग्याय प्रयतितव्य, जीवितहेतोरपि चातुरेभ्यो नाभिद्रोग्धव्य, मनसाऽपि च परस्त्रियो नाभिगमनीया तथा सवमेव परस्व, निभृतवेशपरिच्छदेन भवितव्यम्, श्लक्ष्णशुक्लधर्म्यशर्म्यधन्य सत्यहितमितवचसा देशकालविचारिणा स्मृतिमता ज्ञानोत्थानोपकरणसपत्सु नित्य यत्नवता च इत्यादि। (चरक वि ८–१३)

પ્રતિદિન ઊઠતાબેસતા પ્રાણીમાત્રના કલ્યાણ માટે ભાવના સેવવી જોઈએ આ લોકમા કર્મસિદ્ધિ, અર્થસિદ્ધિ, યશ, લાભ અને પરલોકમા સ્વર્ગની ઈચ્છા ચિકિત્સકે રાખવી અને પોતાની સર્વશક્તિ એથી દરદીઓના આરોગ્ય માટે જ પ્રયત્નશીલ રહેવુ જોઈએ પોતાના જીવનહેતુ માટે ચિકિત્સકે કદી દરદીઓ પાસેથી પૈસા કઢાવવાની કોશિષો ન કરવી જોઈએ મનથી પણ પર સ્ત્રીઓનો સસર્ગ ન ઇચ્છવો તેમ જ પારકાના ધનની કદી પણ ઇચ્છા ન કરવી હમેશા લોકોમા વિશ્વાસ બેસે એવો પોષાક ધારણ કરવો વાણીમાં વિનય–મધુર નિયમ રાખવો મૃદુ, નિર્દોષ ધર્મ્ય, શર્મ્ય (શર્મ એટલે કલ્યાણ-પ્રેરક) ધન્ય (Praisworthy), સત્ય, હિત, મિત, એવી વાણી બોલવી દેશકાલનો વિચાર રાખવો, સ્મૃતિ સતેજ રાખવી, જ્ઞાનો ત્થાન માટે—હમેશા uptodate જ્ઞાનના વિષયમા રહેવા પ્રયત્નશીલ રહેવુ–ઉપકરણો (ચિકિત્સામાં ઉપયોગી એવા બધા ઉપકરણો)ની સપત્તિથી યુક્ત રહેવુ—કોઈની અસૂયા ન કરવી અસૂયા એટલે "गुणेषु दोषदर्शनम्।" ગુણોમા દોષનુ દર્શન કરવુ એ અસૂયા jealousy—એ હિદુ મોટામા મોટુ દોષરૂપી કલક છે કોઈની પણ અસૂયા ન કરવી દારૂ પીનારો પણ જો ૧૦–૧૨ માણસોને સાથે લઈને દારૂ પીતો હોય તો એ

મદ્યપીની ઉદારતાનાં પણ વખાણ કરવાં જોઈએ. દોષોથી મનુષ્યમાત્ર ભરપૂર છે. આ દોષોમાં જે ગુણદર્શન કરી શકે છે તે જ સાચો સાધુપુરુષ છે. હિંદુસ્થાનના માણસોમાં શક્તિની ઊણપ નથી. એક ક્ષેત્ર એવું નથી જેમાં આપણે પશ્ચિમના લોકોની હરીફાઈમાં ન ઊભા રહી શકીએ; પરંતુ એ લોકોમાં જે સંપ, સંગઠન અને ઉદાર દૃષ્ટિ છે તે આપણામાં નથી. આપણે પાંચ માણસો ભેગા મળીને કામ કરી શકતા જ નથી–કારણ કે આપણી દૃષ્ટિ જ દોષૈકદૃષ્ટિ છે.

यथा सुनिपुणः सम्यक् परदोषेक्षणे रतः ।
तथा चेन्निपुणः स्वेषु को न मुच्येत बन्धनात् ॥

પરના દોષો જોવામાં માણસ જેવો ચકોર રહે છે તેવો જ ચકોર જો પોતાના દોષો જોવામાં રહેતો હોય તો જરૂર તેના સંસાર-વાસનાના બંધો તૂટી જાય–અર્થાત્ તેનું કલ્યાણ થઈ જાય.

ધંધાધારીની વફાદારી ઠીક છે, પરંતુ એ દુકાનગીરીની ભાવના છે, પોતાના સ્વાર્થો સંરક્ષવાની વાતો છે, અંતરના પ્રદર્શન તરીકે એનો બાહ્ય આચાર પ્રગટ થાય છે. વિશુદ્ધ જીવન, ઉદાર ભાવના, દયા, પરોપકાર, ત્યાગ-આ બધા સિવાય કોઈ પણ ધંધો પવિત્ર રહેવાનો નથી જ. મનુષ્યકૃત નિયમોને વશવર્તી રહેવા કરતાં નીતિના નિયમોને વશવર્તી બનવું વિશેષ હિતાવહ નથી શું? સમાજમાં ધન કરતાં નીતિ અને ચારિત્ર્યનું વધુ સન્માન જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી ચિકિત્સકોની દુર્દશા ચાલુ જ રહેવાની. બર્નાર્ડ શૉના ડૉક્ટરો ઉપરના પ્રહારો ખૂબ જ જાણીતા છે. ભૂતદયા એ જ પરમ ધર્મ છે એમ માનીને જ્યારે ચિકિત્સકો ચિકિત્સામાં પ્રવર્તશે ત્યારે જ ભગવાન પુનર્વસુનો આત્મા-spirit-પ્રસન્ન થશે અને માનવસમાજ અત્યંત સુખની પ્રાપ્તિ કરશે. આયુર્વેદને 'पुण्यतमः वेदः' ( चरक सू. १-४३ ) કહેવામાં આવ્યો છે એ આથી જ. ઋગ્વેદાદિ વેદો પરલોકહિત માટે છે

જ્યારે આયુર્વેદ તો આ લોક અને પરલોક ઉભયલોકના ધર્મસાધન માટે છે એથી વેદો કરતા, આ દષ્ટિએ આયુર્વેદનુ મહત્ત્વ વિશેષ છે.

આયુર્વેદ એ દવાનુ શાસ્ત્ર Science of Medicine નથી પણ Science of life છે Life can only interprete life Soul can only receive impulses from another soul" આયુર્વેદનો પ્રાણ જેણે પચાવ્યો હશે તે જ આયુર્વેદને સમજી શકશે આયુષ શુ ? એ સમજ્યા સિવાય આયુર્વેદ સમજવો મુશ્કેલ છે. આધુનિક ડોક્ટરોએ તો દવાનો ધધો ખીલવ્યો છે—એમા ધર્મભાવના નથી, ભૂતદયા નથી, જીવનનું ધ્યેય નથી જગત એનાથી વધુ દુખી થશે કારણ કે આયુષના એણે ખડો પાડ્યા છે શરીરમા આત્મા અને મન જ જાણે ન હોય એમ માનીને તે શરીરના ખડોની દવાઓ કરે છે. આ પ્રગતિના યુગમા, એની પ્રગતિના યશોગાન મારાથી અજાણ નથી પરંતુ યશોગાન કે દિગ્વિજયની પાછળ નિશ્ચિત ભૂમિકા ન હોય–આદર્શ ન હોય તો એ યશોગાનો મુક્તકંઠે નથી ગવાતા.

## આયુ એટલે શું ?

આયુષનો બોધ કરાવનાર શાસ્ત્ર તે આયુર્વેદ તો આયુ એટલે શું એવો વિચાર આવશ્યક છે, ચરકે આયુની વ્યાખ્યા નીચે મુજબ આપી છે —

शरीरेन्द्रियसत्त्वात्मसंयोगो धारि जीवितम् ।
नित्यगश्चानुबन्धश्च पर्यायै आयु उच्यते ॥

चरक सू १–४२

શરીર—પંચમહાભૂતાત્મક છે. આત્માનુ ભોગાયતન છે શરીર રૂપી પુરીમાં આત્મા વસે છે એનુ 'પુરુષ' (पुरि शेते इति पुरुषः) એવું નામ છે.

ઇંદ્રિયો—પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન–મળી અગિયાર ઇંદ્રિયો છે.

સત્ત્વ—મન. (સત્ત્વ વિષે જુઓ ચરક વિ. ૮–૧૧૯ અને શારીર અ. ૧)

આત્મા—જ્ઞાનપ્રતિસન્ધિતા. મન જડ છે. આત્મા ચેતન છે પણ નિષ્ક્રિય છે. મન આત્માને સંદેશો આપે છે એટલે આત્મા એના અમલ માટે પ્રેરણા આપે છે, જડ મન એટલે જ ક્રિયા કરે છે.

> अचेतन क्रियावच्च मनः चेतयिता परः ।
> युक्तस्य मनसा तस्य निर्दिशन्ति आत्मनः क्रियाम् ॥
> चरक शा. अ. १.

સત્ત્વ, આત્મા અને શરીર—આ ત્રણના સંયોગથી લોક (જંગમ ભૂતગ્રામ) ટકી રહ્યો છે અને આ લોકની પ્રતિષ્ઠા આ ત્રણ ઉપર જ નિર્ભર છે. લોકરૂપી મહાઘરના આ ત્રણ થાંભલા (ત્રિદણ્ડ) છે. આ ત્રણના પરસ્પર સંયોગથી જ આ જંગમ લોકનું ધારણ થયેલું છે. "अत्र कर्मफलं चात्र ज्ञान चात्र प्रतिष्ठितम् । अत्र मोहः सुखं दुःखं जीवितं मरणं स्वतः ॥" (શારીર અ. ૧. ચરક) કર્મફલ, જ્ઞાન, મોહ, સુખ, દુઃખ, જીવન અને મરણ–આ બધાની પ્રતિષ્ઠા આ ત્રિદણ્ડસંયોગ ઉપર જ છે. આ ત્રણના અધિકરણ માટે–ઉપકાર માટે જ આયુના વેદનું પ્રયોજન છે.

> सत्त्वमात्मा शरीरं च त्रयमेतत् त्रिदण्डवत् ।
> लोकस्तिष्ठति संयोगात् तत्र सर्वं प्रतिष्ठितम् ॥ ४६
> स पुमांश्चेतनं तच्च तच्चाधिकरणं स्मृतम् ।
> वेदस्यास्य, तदर्थं हि वेदोऽयं संप्रकाशितः ॥ ४७
> (चरक सू. १.)

સત્ત્વ, આત્મા અને શરીર—આ ત્રણ શબ્દમાં જ જીવન-સમાયેલું છે. આત્મા અને શરીર વચ્ચેનો પુલ સત્ત્વ-મન-છે. સંવેદના સુખ, દુઃખ બધાનું આધારસ્થાન મન છે. આત્મા અને શરીર બન્ને બધી રીતે સ્વસ્થ હોય પણ મન ન હોય તો કંઈ જ જ્ઞાન થઈ ન શકે.

આત્મા શબ્દમાં બુદ્ધિ, અહંકાર, ચિત્ત, અંતઃકરણ બધાનો સમાવેશ થયેલો છે.

શરીર શબ્દમાં ઇંદ્રિયો અને ઇંદ્રિયાર્થોનો સમાવેશ આવી જ જાય છે.

શરીરેન્દ્રિયસત્ત્વાત્મસંયોગ એટલે જ આયુ-એટલે જ જીવન Life. આયુના પર્યાયો ("ધારિ, જીવન, નિત્યગ, અનુબન્ધ" એટલા છે. ચરક સૂ ૧-૪૨).

ધારિ—"धारयति शरीर पूतितां गन्तुं न ददाति इति धारि ।" (ચક્રપાણિ દત્ત) શરીરને ધારણ કરે છે, શરીરમાં સડો લાવવા દેતું નથી માટે ધારિ.

પ્રકૃતિની ઉપજાવેલી અખિલ સૃષ્ટિમાં મનુષ્યપ્રાણી બીજા સૌ પ્રાણીઓથી જુદું પડે છે. કારણ એ છે કે તેનામાં પ્રકૃતિ આજની અવસ્થામાંથી આગળ વધવા જ્ઞાનપૂર્વક પ્રયત્ન કરે છે. મનુષ્ય આ પ્રવૃત્તિ યંત્રવત્—જડતાથી નથી કરતો. મન, બુદ્ધિ, આત્મા આદિનો વિનિયોગ કરીને તે પ્રયત્નપૂર્વક સાધના કરી રહ્યો છે. એના જીવનમાં મન, બુદ્ધિ, શરીર, આત્મા વચ્ચે જે વિસંવાદ હોય છે તે સમાવી તે બધાની વચ્ચે એકરાગતા અને મધુરતા ઉત્પન્ન કરવાના-મન, વચન, કર્મની એકરૂપતા સાધવાના-પ્રયત્નમાં તેને સફળતા મળતી નથી ત્યાં સુધી તેને ચેન પડતું નથી. તેના જીવનમાં નિત્ય માનસિક અને નૈતિક સંક્ષોભ અને વ્યગ્રતા ચાલ્યા જ કરે છે. તેની વર્તમાન સ્થિતિ

અને તેના આદર્શ વચ્ચે જે સનાતન ગજગ્રાહ ચાલી રહ્યો છે તેમાંથી જ શારીરિક અને માનસિક યાતનાઓ તેને ભોગવવી પડે છે. જેના વડે જીવે છે એ શરીર અને તેના દર્શનથી જીવન કૃતાર્થ થવાનું છે એ આત્મા–આ બન્ને વચ્ચેના ઘર્ષણમાંથી જ આપણા ઘણાખરા રોગો પ્રાદુર્ભાવ પામે છે.

ઐતરેય ઉપનિષદમાં આ જ વાત સુંદર રીતે બતાવવામાં આવી છે. એક વખત ઈશ્વરને પૃથ્વી ઉપર આવી પોતાની રચના જોવાનું મન થયું અને પૃથ્વીના માણસ તરીકે રહેવાનું મન થયું. ગાય, ઘોડા વગેરે અનેક રૂપો એમણે નિહાળ્યાં પરંતુ તે બધાં રૂપોથી એમને સંતોષ ન થયો. પોતાને વસવા માટે એકેય પ્રાણીનું શરીર એમને ઠીક ન લાગ્યું. છેવટે મનુષ્યઆકૃતિ જોઈ ત્યારે તેમાં વસવાનું એમને મન થયું. 'सुकृत बत' કહીને એમાં પ્રવેશ કર્યો. મનુષ્યશરીર એ ભગવાનનો આવાસ છે–ભગવાનનું મંદિર છે. પરંતુ એમાં એકલા દેવો જ વસતા નથી એ પણ યાદ રાખવું. ઘણાં પ્રાણીઓ એમાં રાળે વળીને સંતાઈ રહેલાં છે એમાં દેવો છે તેમ દુષ્ટો અને શયતાનો પણ છે. સુર અને અસુરો, દેવો અને દૈત્યો, સજ્જનો અને શઠો– આ બધાનો વાસ આપણા શરીરમાં છે. ભગવાનના આ મંદિરમાં ઘણા ખરો છે. Divine અને undivineનું દ્વૈત (Duality) મનુષ્ય સ્વભાવનું ખાસ લક્ષણ છે. અને આ બન્નેના વાસને લઈને જ એમાં ઘણી ખેંચતાણ ચાલી રહી છે અને આ ખેંચતાણને લઈને જ મનુષ્ય જાતિએ પ્રગતિ કરી છે. સત્ એક બાજુએ ખેંચે છે જ્યારે અસત્ બીજી બાજુએ ખેંચે છે. દૈવી અંશો ઊર્ધ્વ પ્રયાણ કરવા સૂચવે છે જ્યારે આસુરી અંશો નીચે ઘસડી લઈ જવા મથે છે. –આ ગજગ્રાહ દીર્ઘ કાલથી ચાલી આવ્યો છે અને મનુષ્યસમાજની પ્રગતિ આવી ખેંચતાણમાંથી જ સધાઈ છે. એનામાં દેવના અંશો છે અને સાથે પશુના instincts પણ છે. જ્યારે પશુના instinctથી

પ્રેરાય છે ત્યારે તે પશુ જેવો લાગે છે અને જ્યારે તે વિવેકબુદ્ધિથી વિચાર કરે છે ત્યારે તે સારા વિચારોથી ઊર્ધ્વ જીવનની અભિલાષ સેવે છે, યુગયુગના સંસ્કારો એમાં સંઘરાયેલા છે. આથી જ ચરકે આયુર્વેદના એક પર્યાય તરીકે 'અનુબન્ધ' શબ્દ યોજ્યો છે. પેઢી દરપેઢીના સંસ્કારો આત્મા વહન કરે છે. આત્માને (જીવને) પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. મનુષ્યનો વિશુદ્ધ આત્મા આકાર વિનાનો છે પરંતુ જેને આપણે 'જીવ' કહીએ છીએ ('The spirit cast into the evolutionary mould in mani festation') તે રૂપધારી છે-યાને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે. Yeats (યીટસે)-યોગ્ય જ કહ્યુ છે કે "All dreams of the soul end in a beautiful man's or woman's body." અને આ કંઈ કવિની કલ્પના કે વાણિવિહાર જ નથી પરંતુ અનુભવીઓનો અનુભવ પણ છે જ. આ દિવ્ય અંશ-અર્ધનારીશ્વર પૃથ્વી ઉપર સ્ત્રીપુરુષરૂપે અવતરેલો છે. નાનાલાલે યોગ્ય જ કહ્યુ છે કે, "આત્મા પ્રેમે મનુષ્યનો દેહઘાટ ઘડાય છે" યુગાનુયુગના સંસ્કારો વહન કરીને જીવ માનવખોળિયામાં પ્રવેશેલો છે. વિશુદ્ધ અને અશુદ્ધ વાસનાઓ અનુસાર વર્તમાન જીવન એ અનુભવે છે. રોગોની ઉત્પત્તિ વખતે આ સનાતન ગજગ્રાહ (The tug of war) ધ્યાનમાં રાખવાની જરૂર છે. શારીરિક અને માનસિક રોગોના જનક આવાં અનેક કારણો સંભવી શકે છે. ચરકના ઉપરના શ્લોકમાં જબરજસ્ત સંભાર ભરેલો છે તેનુ આ અલ્પ ભાષ્ય છે.

जीवन—"जीवयति प्राणान् धारयति इति जीवितम् ।" ચ. દ. પ્રાણોનું ધારણ કરી જીવન અર્પે છે માટે જીવત,

नित्यग—"नित्यं शरीरस्य क्षणिकत्वेन गच्छतीति नित्यगः।" (ચક્રપાણિ દત્ત) શરીર તો ક્ષણભંગુર છે. વિનાશી છે. 'शीर्यते इति शरीरम् ।'

શરીરમાં નિત્ય રહેનાર ચૈતન્ય અમર છે. આ શબ્દ તેમ જ અનુબન્ધ બન્નેનો ઉપયોગ કોઈ સ્થળે કરવામાં આવતો નથી.

अनुवन्धः—"अनुवध्नाति आयुः अपरापरशरीरादिसंयोगरूपतया इति अनुवन्धः ।" (ચ. દ.) શરીરમાં આત્માનો વાસ છે. આત્મા શરીર સાથે નાશ પામતો નથી પરંતુ હજારો અને લાખો જીવન-પ્રસંગે પણ એ સંલગ્ન હોય છે જ.

"तत्र आयुः चेतनानुवृत्तिः जीवितम् अनुवन्धो धारि च इत्येकोऽर्थः।" ચરક સૂ. ૩૦-૨૨. અહીં આયુને ચેતનાનુવૃત્તિ કહેવામાં આવ્યું છે. "चेतनानुवृत्तिः चैतन्यसन्तानः, एतच्च गर्भावधिमरणपर्यन्तं वोद्धव्यम् ॥" (ચક્રપાણિ દત્ત).

"शरीरेन्द्रियसत्त्वात्मासंयोगजन्या चैतन्यवृत्तिः।" શરીર, ઇંદ્રિયો, સત્ત્વ અને આત્મા—ના સંયોગથી જ ચૈતન્યવૃત્તિ જન્મે છે.

એટલે જ્યારે આયુષ-lifeનો વિચાર કરવામાં આવે છે ત્યારે મન અને આત્માનો વિચાર આવશ્યક છે. શરીરનું નિયામક બલ મન, બુદ્ધિ વગેરે છે. પ્રત્યેક શારીરિક ક્રિયાની અસર મન ઉપર પડે છે અને મનના પ્રત્યેક વિચારોની છાપ શરીર ઉપર પણ પડે છે જ. માથું દુઃખતા એસપીરિન લેવામાં આવે છે એટલે માથું દુઃખતું મટે છે પણ શરીરનાં દુઃખમાં મનોભૂમિકામાં કેન્દ્રિત થાય છે. ચરકે હિત, અહિત, સુખાત્મક અને દુઃખાત્મક—આવાં ચાર પ્રકારનાં આયુ દર્શાવ્યાં છે (સૂ. ૧-૪૧)-આ ચારેય જાતનાં આયુ માટે હિત શું અને અહિત શું અર્થાત્ આયુષ માટે પથ્યાપથ્ય જ્યાં દર્શાવવામાં આવ્યું છે એ આયુર્વેદ.

## ચાર જાતનાં આયુ

સુખ આયુઃ—ચરક સંહિતા (સૂ. ૩૦-૨૪)માં સુખી આયુ

કોને કહેવું એની ઘણી સુંદર મીમાંસા કરવામાં આવેલ છે–આ રહ્યા એ પ્રાણવાન શબ્દો:—

"तत्र शारीरमानसाभ्यां रोगाभ्याम् अनभिद्रुतस्य विशेषेण यौवनवतः समर्थानुगतबलवीर्ययशःपौरुषपराक्रमस्य ज्ञानविज्ञानेन्द्रियेन्द्रियार्थ-बलसमुदये वर्तमानस्य परमर्द्धिरुचिरविविधोपभोगस्य समृद्धसर्वारम्भस्य यथेष्टविचारिणः सुखमायुः उच्यते ॥"

"શારીર અને માનસ રોગોએ જેના ઉપર હલ્લો નથી કર્યો; વિશેષ કરીને યૌવન અવસ્થામાં હોય; જે સમર્થ હોય અને બલ, વીર્ય, યશ, પૌરુષ (ઉત્કૃષ્ટ કર્મ) અને પરાક્રમ જેની પાછળ ચાલી આવતાં હોય; જ્ઞાન, વિજ્ઞાન, ઇંદ્રિયો, ઇંદ્રિયોના અર્થો–આ બધાનો બલસમુદાય જ્યાં હોય; પરમ સમૃદ્ધિસંપન્ન હોય અને સુંદર વિવિધ ઉપભોગોનો જે ઉપભોગ કરતો હોય; જેણે સર્વ આરંભો સંપાદિત કર્યા હોય; જે યથેષ્ટ વિચાર કરી શકતો હોય;–આવું જીવન એ સુખ આયુ આથી વિપરીત એ અસુખ જીવન.

**હિત આયુ**:—"ભૂતમાત્રના હિત માટે જેની એષણા (ઇચ્છા) હોય, સત્યવાદી હોય, શમપ્રધાન હોય, જે કંઈ કરે તેનો આગળ-પાછળ બરાબર વિચાર કરીને કામ કરનારો હોય, જરા પણ પ્રમાદમાં રહેનાર ન હોય, ધર્મ, અર્થ અને કામ–આ ત્રણનું પરસ્પર સંઘર્ષણ ન થાય એવી રીતે જે આ ત્રણનો ઉપભોગ કરતો હોય, જે માન અથવા પૂજાને પાત્ર હોય તેનો પૂજનારો હોય, જ્ઞાન, વિજ્ઞાન અને ઉપશમ–એ જ જેનું શીલ હોય, વૃદ્ધો (શરીરમાં અને જ્ઞાનમાં)નું સેવન કરનારો હોય, રાગ, રોષ, ઈર્ષ્યા, મદ અને માનના વેગોને જે બરાબર વશમાં રાખી શકતો હોય, જે સતત વિવિધ રીતે દાન કર્યા જ કરતો હોય; જે નિત્ય તપ, જ્ઞાન અને પ્રશમ–પરાયણ હોય; જે

આધ્યાત્મિક હોય અને હમેશાં અધ્યાત્મનું જ ચિંતન કરી તન્મય રહેતો હોય, આ લોક તથા પરલોક-બન્નેનો વિચાર કરતો હોય; જે સ્મૃતિ અને મતિ*-ઉભયસંપન્ન હોય,-આવા માણસનું આયુ એ હિત આયુ, આથી વિપરીત એ અહિત આયુ."

(ચરક સૂત્રસ્થાન અ. ૩૦)

સુખ અને હિત આયુની આ કલ્પના અદ્દભુત છે.

## પ્રાણાભિસર-વૈદ્ય

प्राणदेहार्थौ प्रोक्तौ वैद्यगुणाश्रयौ। (चरक सू. ३०-४३.)

પ્રાણ અને ઓજ (દેહ શબ્દનો અર્થ અહીં ઓજ થાય છે. અ. દ.)-બન્ને વૈદ્યગુણના આશ્રયે રહેલાં છે.

આયુર્વેદ પ્રાણનાં દશ સ્થાનો માને છે. એ શંખ (લમણાંના ભાગો), હૃદય, બસ્તિ અને શિર (ત્રણ શરીરનાં-પ્રધાન મર્મ ગણાય છે). કંઠ, રક્ત, શુક્ર, ઓજ અને ગુદા-આ દશ સ્થાનોમાં પ્રાણનો નિવાસ છે. આ શંખાદિ દશ અંગો, ઇંદ્રિયો, બુદ્ધિ, ચેતનાહેતુ એવો આત્મા અને રોગો-આ બધાને જે વિદ્વાન વૈદ્ય જાણે છે તે પ્રાણાભિસર કહેવાય છે (ચરક સૂ. ૨૯/૩-૪). સ્વ. ડૉ. વામન દેસાઈએ યોગ્ય

* सा च मतिः शुश्रूषाश्रवणग्रहणधारणोहापोहतत्त्वाभिनिवेशवतीह विपुला बोद्धव्या। (ચક્રપાણિ દત્ત ચરક સૂ. ૧-૨૩ની ટીકામાં), શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, ઉહાપોહ, તત્ત્વાભિનિવેશવાળી મતિ વિપુલ સમજવી-"વેદવિહિત યોગાદિ સત્કર્મમાં જે સંશયવિપર્યયરહિત સુદૃઢ શ્રદ્ધા તે મતિ કહેવાય છે. પતંજલિ નીચેના સૂત્રમાં આ જ કહે છે "श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम्।" અર્થાત્ શ્રદ્ધાથી ઉત્સાહ, ઉત્સાહથી અખંડ સ્મૃતિ, સ્મૃતિથી મનની એકાગ્રતા, એકાગ્રતાથી વિવેકખ્યાતિરૂપ પ્રજ્ઞા-ઉપજે છે." (શ્રી નથુરામ શર્મા.)

જ કહ્યુ છે કે, એક ડૉકટર થવુ સહેલુ છે પરંતુ એક વૈદ્ય થવુ ઘણુ કઠિન છે" (મદ્રાસ રિપોર્ટ ભા ૨)

"આયુર્વેદ એ અનતપાર શાસ્ત્ર છે વિમલવિપુલબુદ્ધિવાળાની બુદ્ધિને મોહમા નાખી દે તો અલ્પબુદ્ધિવાળાનુ તો પૂછ્યુ જ શૂ ?" (સુશ્રુત) વૈદ્યો બે જાતના છે (૧) प्राणानामेकेऽभिसरा हन्तारो रोगाणा, रोगाणामेकेऽभिसरा हन्तार प्राणानामिति ॥ (चरक सू १९–५) એક પ્રાણોને પાછા વાળનાર વા લાવનાર અને રોગોને હરનાર. આવા વૈદ્યોને 'પ્રાણાભિસર' કહેવામા આવે છે બીજી જાતના વૈદ્યો રોગોને લાવનાર અને પ્રાણોને હણનારા હોય છે પ્રાણાભિસર વૈદ્ય કેવો હોય તે જુઓ —

આ વૈદ્યો કુલીન હોવા જોઈએ ખૂબ સારો અભ્યાસ કરેલા હોવા જોઈએ (पर्यरदातश्रुता), બધી જાતના ચિકિત્સાકર્મોમાં પારગત હોવા જોઈએ (परिदृष्टकर्माण), હોશિયાર (दक्ष) હોવા

(૧)અન્યત્ર ચરકમા ત્રણ જાતના વૈદ્યો ગણાવામા આવ્યા છે (સૂ ૧૧) ૧ છદ્મચર વૈદ્યો ૨ સિદ્ધસાધિત વૈદ્યો ૩ વૈદ્યગુણોથી યુક્ત વૈદ્યો આમ ત્રણ જાતના વૈદ્યો ( त्रिविधा भिषजो भुवि।' )મા છદ્મચર વૈદ્યોનુ સુદર વર્ણન ચરકસહિતામા આપેલુ છે સૂત્ર સ્થાનના ૨૮ મા અધ્યાયમા 'वन्कभूता लाकाना' આવા વૈદ્યો જગતમા કાંટારૂપ અને ભય કર ગણાયેલા છે અને 'राज्ञा प्रमादात् चरन्ति राष्ट्राणि। રાજાઓના પ્રમાદને લઈને જ આવા દુષ્ટ વૈદ્યો રાષ્ટ્રના ચરી ખાય છે આવા કુવૈદ્યો શીશીઓ, ટેબલ, ફર્નિચર વગેરેનો ખૂબ દમામ રાખે છે, ખૂબ ઠોઠથી જુએ છે અને ખૂબ વાચાલ હોઈ પોતાના ગુણગાન ત્યારેયા કર્યા જ કરે છે સિદ્ધસાધિત—એટલે કોઈના કુલમા કોઈ પરાક્રમી, જ્ઞાની, ઉદાર સાધુ વૈદ્ય થઈ ગયો હોય છે, તેની કીર્તિ ઉપર પોતાની આજીવિકા ચાલે છે ખરી રીતે એ પૂર્વજ સાધુવૈદ્યનો એક પણ ગુણ એમા હોતો નથી છદ્મચર વૈદ્યની ખૂબ જ આકરા શબ્દોમા ખબર લેવામા આવેલી છે मृत्यो अनुचरा मूर्खविशारदा पीतमारुता सर्पा ।

જોઈએ; પવિત્ર, જિતહસ્ત, જિતાત્મા સર્વ ઉપકરણોથી સુસંપન્ન, સર્વ ઇંદ્રિયોની શક્તિથી યુક્ત, પ્રકૃતિના જાણનારા, પોતાના કાર્યમાં પાવરધા-હોવા જોઈએ. આ જાતના વૈદ્યો શરીરજ્ઞાન (Anatomy) 'शरीराभिनिर्वृत्तिज्ञान' (Physiology, Embryology etc.) અને 'प्रकृतिविकारज्ञान' (Pathology)—આ બધામાં કુશળ-નિઃસંશયવાળા હોવા જોઈએ.

ટૂંકમાં મનુષ્યોચિત સૌ ઉદાત્ત ભાવોથી યુક્ત હોવા ઉપરાંત તે જ્ઞાનવાન, સર્વરોગવિશેષજ્ઞ, સર્વૌષધિવિશારદ (ચરક નિ. ૮), દેશકાલ-પ્રમાણજ્ઞ (ચરક સૂ. ૨૦), શાસ્ત્રપારગ, (ચિ ૧). વેદપારગઃ, પ્રાણાચાર્ય-હોવો જોઈએ. અનેક તંત્રો જેણે જોયાં હોય અને પ્રત્યક્ષ કર્મો ઘણાં જોયાં હોય, ("भूरितन्त्रेण धीमता दृष्टकर्मणा।" (ચિ-૧૪) એવો સદ્વૈદ્ય જ 'પ્રાણાભિસર' કહેવાય છે. આવા સદ્વૈદ્યો હમેશાં પ્રણામ કરવા યોગ્ય હોય છેઃ—

ये तु शास्त्रविदो दक्षाः शुचयः कर्मकोविदाः।
जितहस्ता जितात्मानः तेभ्यो नित्यं कृत नमः॥

પહેલાંના વખતમાં ગમે તે વૈદ્ય થઈ શકતા નહિ. રીતસરનો અભ્યાસ કરવો પડતો, પ્રત્યક્ષ કર્મો જોવાં પડતાં, અનેક તંત્રોનો પરિચય આવશ્યક મનાતો. દૃષ્ટ અને શ્રુતથકી સંદેહો દૂર કરાતા. શરીરજ્ઞાન, શરીરાભિનિર્વૃત્તિજ્ઞાન અને પ્રકૃતિવિકારજ્ઞાન-આ ત્રણેમાં ખૂબ પરિશ્રમ કરવો પડતો; આ પછી જ રાજા તરફથી તેને ધંધો કરવાની છૂટ મળતી. ચક્રપાણિ દત્ત યોગ્ય જ કહે છે "निष्पन्नेन वैद्येन प्रजापालके राज्ञि आत्मा गुणतो दर्शनीयः। ततो राज्ञा परीक्ष्य वैद्यः प्रजा-रक्षार्थम् अनुमन्तव्यः एष धर्मः। अनिष्पन्नवैद्यगुणः चिकित्सां कुर्वाणो लोकोपकारतया राज्ञा शासनीयः॥" અજાન વૈદ્યને દણ્ડ દેવાનું વિધાન કૌટિલીય અર્થશાસ્ત્રમાં પણ છેઃ-"भिषजः प्राणाबाधिकमनाख्यायोप-

क्रममाणस्य विपत्तौ पूर्वस्साहसदण्डः । कर्मापराधेन विपत्तौ मध्यमः । मर्मवेध-वैगुण्यकरणे दण्डपारुष्य विद्यात् ॥ (चतुर्थ अधिकरण. अध्याय–१)

સુશ્રુતસંહિતામાં "વિશિખાનુપ્રવેશનીય અધ્યાય" (સૂ.–૧૦) આવે છે. વિશિખા એટલે રાજમાર્ગ અથવા પ્રશસ્ત માર્ગ એવો સામાન્ય અર્થ થાય છે, પરંતુ અહીં એ શબ્દનો અર્થ વૈદ્યકવ્યવસાય (Medical professional practice) એવો થાય છે. એમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે "જેણે ચિકિત્સાશાસ્ત્ર બરાબર જાણી રહ્યા પછી એનું રહસ્ય બરાબર સમજી લીધું હોય, જેણે ખૂબ જ પ્રયત્નથી ચિકિત્સા-કર્મ જોયું હોય અને અભ્યાસ પણ કર્યો હોય, જેને રાજાએ આજ્ઞા (ધંધો કરવાની) આપી હોય,–આવા વૈદ્યને જ વૈદ્યક વ્યવસાયમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે." (સૂ. ૧૦) શુક્રનીતિમાં પણ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે "राजाज्ञया विना नैव जनै. कार्यं चिकित्सार्यम् ।" અર્થાત્ રાજાજ્ઞા વિના ગમે તે માણસોએ ચિકિત્સાકાર્ય ન કરવું જોઈએ. સુશ્રુત કહે છે કે–" જે વૈદ્ય કેવળ શાસ્ત્રનો જાણનાર હોય છે, પરંતુ પ્રત્યક્ષ ક્રિયાવિજ્ઞાનમાં નિપુણ નથી હોતો તે જેમ ભીરુ માણસ લડાઈનું નામ સાંભળી ગભરાય છે તેમ એ રોગીને જોઈને મોહ પામે છે. વળી વૈદ્ય કર્મમાં (પ્રત્યક્ષ જ્ઞાનમાં) નિષ્ણાત હોય, પરંતુ શાસ્ત્રબહિષ્કૃત હોય તો તેવા વૈદ્યનું સમાજમાં –સત્પુરુષોમાં–માન પડતું નથી અને રાજદ્વારા તે વધને યોગ્ય છે. આ બન્ને પ્રકારના વૈદ્યો અનિપુણ ગણાય છે અને તે પોતાના કર્મમાં અસમર્થ નીવડે છે. જેમ એક પાંખવાળું પક્ષી ઊડવાને અસમર્થ હોય છે તેમ જ કેવળ શાસ્ત્રાભ્યાસ કે કેવળ કર્માભ્યાસ કરેલો વૈદ્ય ચિકિત્સામાં કદી સફળ થઈ શકતો નથી" (સૂ.–૧૦).

"અમૃત જેવાં ઔષધો આવા મૂર્ખ વૈદ્યોના હાથમાં શસ્ત્ર અને વજ્રની સમાન પ્રાણઘાતક નીવડે છે માટે આવા વૈદ્યોનો ત્યાગ કરવો જોઈએ. (સુશ્રુત સૂ. ૩–૫૦)"

આજ પણ અમૃત જેવાં ઔષધો મૂર્ખ ચિકિત્સકોના હાથમાં કેવાં પ્રાણઘાતક બને છે તેના દાખલા કોઈથી અજાણ્યા તો નહિ જ હોય.

भिषजां साधुवृत्तानां भद्रमागमशालिनाम् ।
अभ्यस्तकर्मणां भद्रं भद्रं भद्राभिलाषिणाम् ॥
(अष्टांगहृदय. ऊ. स्था. अ. ४०-११)

## ૧૩ : આયુર્વેદનો મહિમા

पुरुषस्य पदेष्वजन्मनः समतीतं च भवच्च भावि च ।
स हि निष्प्रतिघेन चक्षुषा त्रितयं ज्ञानमयेन पश्यति ॥

रघुवंश ८/७८

અર્થ:—જે અજન્મા પુરુષનો પદવિસ્તાર ભૂતભવિષ્યવર્તમાનમાં ફેલાઈ રહેલો છે, તેના પ્રત્યેક રહસ્યને જોવાને માટે કોની પાસે અપ્રતિહત જ્ઞાન-નેત્રનું સાધન છે? (રઘુવંશ)

આધુનિક વિજ્ઞાને અનેક જાતનાં અત્યંત ચમત્કારી યંત્રોદ્વારા વિશ્વની અનંતતા પિછાનવા પ્રબલ પ્રયત્નો આદર્યાં છે. માઉન્ટ વિલ્સન ઉપર ૧૦૦ ઇંચ વ્યાસના આઈપીસવાળું દૂરદર્શકયંત્ર મુકાયલું છે. વિજ્ઞાનીઓનું એ પ્રચંડ યંત્ર છે. ગીતાના શબ્દોમાં કહીએ તો બ્રહ્માણ્ડના વિરાટ 'ઐશ્વર યોગ'ને જોવાની ક્ષમતાવાળા આ દિવ્યચક્ષુના યંત્રથી ઘણું મહાન શોધાયું છે પરંતુ આપણી સામે તો ૨૦ લાખ નિહારિકાઓ યા નક્ષત્રજગત (Nebulae or island universes) વિસ્તૃત પડેલું છે. એ વિશ્વ એટલું દૂર છે કે ૧,૮૬૦૦૦ માઈલ પ્રતિક્ષણની ગતિએ ચાલવાવાળો પ્રકાશ ત્યાંથી ૫ કરોડ વર્ષોએ આપણી પાસે પહોંચે છે, અને આમ જોવામાં તો અબજો નક્ષત્રો છે એમ જણાયું છે. દૂરદર્શકયંત્ર બિચારું આની ઝાંખી પણ પૂરી કરી શકતું નથી. મેટરલિંકના શબ્દોમાં કહીએ તો, "દેશ, કાલ, ચૈતન્ય, અનન્તતા અને શાશ્વતતા કેવલ અગમ્ય

આજ પણ અમૃત જેવાં ઔષધો મૂર્ખ ચિકિત્સકોના હાથમાં કેવાં પ્રાણઘાતક બને છે તેના દાખલા કોઈથી અજાણ્યા તો નહિ જ હોય.

भिषजां साधुवृत्तानां भद्रमागमशालिनाम् ।
अभ्यस्तकर्मणां भद्रं भद्रं भद्राभिलाषिणाम् ॥
(अष्टांगहृदय. उ. स्था. अ. ४०-११)

કાલ અનાદિ છે વિશાળ નક્ષત્રજગત, સૂર્ય, ચન્દ્ર, ધરતી, આકાશ, જલના મહાસાગરો–આ બધા ઉપર કાલનુ જ પ્રભુત્વ છે કાલના એક તરગમા જલ ત્યા સ્થળ અને સ્થળ ત્યા જલ થઈ જાય છે. ભૂસ્તરશાસ્ત્રનો રોમાચક ઇતિહાસ ભગવાન કાલની અનેક લીલાઓનુ આપણને ડગલે ને પગલે સ્મરણ કરાવે છે કાલનો આ અનન્ત મહિમા જોઈને જ ભૃગુઋષિએ તેનુ મહિમાગીત ગાયેનુ છે 'કાલ અજર છે, કાલની શક્તિ અનન્ત છે, કાલ સૌને જુએ છે, તે સહસ્રચક્ષુઓવાળો છે સૌ કાલના રથ ઉપર બેઠેલા છે જ્ઞાની જન આ રથના અશ્વો ઉપર સવારી કરે છે મૂર્ખ ઉપર એ સ્વયં સવારી કરે છે સર્વ લોક આ અદ્ભુત રથના પૈડા સાથે ઘૂમી રહેલ છે આ રથની ધુરિમા અમૃત છે એટલે તો એ કદી ઊભા રહેવાનુ કે સાફસુફ કરવાનુ નામ જ લેતો નથી કાલના શિર ઉપર એક પૂર્ણ કુભ છે એ કુભ જ્યોતિથી, જીવન જલથી છનોછન ભરેલો છે એ અનેક રૂપ ધરે છે આ ઘટથી જ ચચન બાલ્યકાલ મનમોહક યૌવન અને શુષ્ક જરાના અનેક રૂપો જોવામા આવે છે સૂર્યનુ તપવુ કાલ ઉપર જ નિર્ભર છે કાલ સૂર્યને છોડી દે તો સૂર્ય પણ પોતાની અગાધ અને અમેય શક્તિઓથી ચ્યુત થઈ જાય છે સૌ ભુવનોને ભરી દેનાર કાલ જ છે માનવજીવન કાલનો એક લઘુ તરગ જ છે લોકમાત્રનો પિતા પ્રજાપતિ છે પરન્તુ પ્રજાપતિનો પિતા કાલ છે પિતારૂપમા જે કાલ હતો તે જ પુત્રરૂપમા પલટાઈને નવનવા રૂપો ધારણ કરે છે

"જલ જે સૌની માતાતુલ્ય છે એ પણ કાલથી જ ઉત્પન્ન થયેનુ છે કાલથી જ દિશાઓ નીકળેલી છે કાલના મગલ સ્વરૂપમાથી જ આખને આહ્લાદ આપનારી અનેક વનસ્પતિઓથી આ વિશ્વ છવાઈ રહેનુ છે કાલની કૃપાથી જ મેઘોના ગર્ભ ભરાય છે અને પૃથ્વી ઉપર ફલવાય છે વિધાતાના મત્રથી કાલમા પ્રથમ ભૂત અને ભવિષ્ય રચાયાં ઋક્, યજુ અને સામની ત્રિવિધ ગીતો કાલમાથી જ સ્ફૂર્યો કાલે જ

યજ્ઞના સનાતન તાણા-વાણાને ફેલાવ્યો. અથર્વા અને અંગિરા(પ્રાણ અને મન કાલે જ રચ્યાં આ લોક અને પરલોક, પ્રત્યેક પવિત્ર વિધાન, વ્રત, મર્યાદા, આચાર-બધું કાલની ખીંટી ઉપર ટિંગાયેલું છે. કાલ સૌને વશમાં રાખી, બ્રહ્મ અને બ્રહ્માદિને ઘુમાવે છે કાલ પરમ દૈવત છે." (અથર્વવેદ કાંડ-૧૯ સૂક્ત-૫૩-૫૪) કાલના મહિમાને આટલા ઓજસ્વી શબ્દોમાં વર્ણન કરનારા મંત્રો વિશ્વસાહિત્યમાં અજોડ છે.

ભારતીય દાર્શનિક પરિભાષામાં કાલ અને બ્રહ્મ પર્યાયવાચી નામો છે. આપણાં 'સહસ્ર નામ'માં ભગવાનનું એક નામ કાલ છે જ.

અર્વાચીન ભૂગર્ભશાસ્ત્ર અને એટમોએ આપણી આ કાલ સંબંધી કલ્પનાને વિસ્તૃત બનાવેલી છે. વૈજ્ઞાનિકોની દૃષ્ટિથી પૃથ્વીનું આયુ લગભગ બે અબજ વર્ષનું છે. આર્યોના સંકલ્પમાં આવેલ સૃષ્ટિ સંવત્સર કાલનો અનન્ત મહિમા જ ગાયા કરે છે. આર્યોની કાલગણના કાલ જેટલી જ અનન્ત અને ભવ્ય છે. ગીતાનું વિરાટસ્વરૂપદર્શન એ કાલના મહિમાનું એક અદ્‌ભુત કાવ્ય છે.

માનવી મસ્તિષ્ક આ અનન્તતાને બલપૂર્વક પોતાના વશમાં આણવા અથવા સમજવા પ્રયત્ન કરશે તો તેનું માથું જ ફાટી જશે. જનકના બહુદક્ષિણ યજ્ઞમાં કુતૂહલથી પ્રેરાઈને આ વિશ્વના સંબંધમાં ગાર્ગીએ અતિપ્રશ્નો પૂછ્યા, તે વખતે યાજ્ઞવલ્કયે ગાર્ગીને ચેતવણી આપતાં કહ્યું કે, "હે ગાર્ગિ ! આવા અતિપ્રશ્ન ન પૂછો. તમારી બુદ્ધિનો આધાર આ મસ્તિષ્ક કદાચ પોતાના સ્થાનથી ચ્યુત થઈ જશે, અરે તમારું માથું જ ફાટી જશે"

અને યક્ષપ્રશ્નમાં યુધિષ્ઠિરનો ઉત્તર પણ આપણને એક નાના શ્લોકમાં અનન્તતાનું ભાન કરાવીને દિઙ્મૂઢ સ્થિતિમાં મૂકી જાય છે:

*अस्मिन्महामोहमये कटाहे सूर्याग्निना रात्रिदिवेन्धनेन ।*
मासर्तुदर्वीपरिघट्टनेन भूतानि कालः पचतीति वार्ता ॥

આ સંસારરૂપી મોહની કઢાઈમાં પ્રાણીમાત્ર પડેલાં છે, રાતદિનનાં ઇંધન સળગાવીને, સૂર્યની આંચ ચેતાવીને, મહિના અને ઋતુઓરૂપી કડછી વડે તેને (પ્રાણીમાત્રને) વારંવાર હલાવીને પકવવામાં આવે છે.

મેડિસિનનો ઇતિહાસ એ પણ ભગવાન કાલની વિરાટ પોથીનું એક નાનકડું પાનું જ છે. કાલસિંધુના અનેક તરંગોમાં શોધકો લીન થઈ ગયા છે. પરંતુ ભગવાન કાલની એ કૃપા છે કે મનુષ્યોનાં શરીરો કાલના પ્રવાહમાં અદશ્ય થઈ જાય છે, પરન્તુ તેમનાં સત્કાર્યોનો નાશ કદીયે થતો નથી. કાલના ચોપડામાં સૌનાં સત્કાર્યો સચવાય છે જ, નથી સચવાતુ ફક્ત માનવીનું અભિમાન (Ego). રવીન્દ્રનાથે પોતાના "સોનાર તરી" નામના ભવ્ય કાવ્યમાં આ વાત આર્ષ કવિની પ્રતિભાને છાજે એવી રીતે રજૂ કરેલી છે. અવ્યક્તનો મહાસાગર માનવજીવનની ચોપાસ ઘૂઘવી રહ્યો છે. આ સાગર ઉપર નાવડું નચાવતા કાલ ભગવાન આવે છે, મનુષ્યમાત્ર જે પોતાના જીવનની ખેતી કરે છે તેનું સત્કાર્ય નાવડીમાં ભરે છે. નાવડી હંકારી મૂકે છે. મનુષ્ય ઊંચા સાદે બૂમ પાડે છે, "અરે, મને પણ લઈ જાઓ." કાલ ભગવાન કહે છે કે મારે તારું કામ નથી. માણસનું અહં કાલના ગર્ભમાં જ ભલે સમાય." આવા સત્કાર્યોનો પુંજ દર ૫૦૦ વર્ષે એક મહાશક્તિ પ્રવાહ બને છે એમ વિવેકાનંદે એક જગોએ કહેલુ છે. આ શક્તિ-પ્રવાહ માનવ જડતાને ખંખેરી નાખે છે. નવા વિચારોથી પરિપ્લાવિત કરે છે માનવતાને એક પગલુ આગળ ધપાવે છે.

ઇતિહાસ એટલે "Biographies of great men" મહાપુરુષોનાં જીવન-એમ કાર્લાઇલ કહે છે. ખરી રીતે તો ઇતિહાસ એટલે પ્રજાની અને તેમની સંસ્કૃતિઓની ચડતીપડતીની ઘટમાળ. પ્રબળ સંસ્કૃતિનો નબળી સંસ્કૃતિ ઉપરનો વિજય એ જ ઇતિહાસ એમ હું તો માનુ છુ. તોપતલવારથી રાજ્યો છતાય છે પરન્તુ ખરી રીતે તો

એક સંસ્કૃતિનો બીજી સંસ્કૃતિ ઉપરનો તે વિજય જ છે. મેડિસિનનો ઇતિહાસ પણ અનેક ચડતીપડતીઓનો ઇતિહાસ જ છે.

જ્યારે કોઈ બલવાન સંસ્કૃતિ મૃતપ્રાય થયેલી સંસ્કૃતિ ઉપર વિજેતા તરીકે આવે છે ત્યારે ઘડીવાર તો બધું જ ખળભળી ઊઠે છે. અંધાધૂંધી મચે છે. હારેલી પ્રજા હતાશ થઈ જાય છે અને પોતાના ભાગ્યને નિંદે છે. અંગ્રેજો આપણા દેશમાં આવ્યા તે વખતની આપણી દશા જોતાં એમાં ઈશ્વરનો હાથ જ હું તો જોઉં છું. જે સંસ્કૃતિનાં મૂળ ઘણાં ઊંડાં હોય છે તે સંસ્કૃતિ ઉપર બહારની સંસ્કૃતિનો પ્રબલ હલ્લો જ્યારે આવે છે ત્યારે દૃઢમૂળ, પ્રાચીન સંસ્કૃતિ એનો પ્રબલ સામનો કરે છે. નદીના પૂરની ઉપમા આપીએ તો ઘડીવાર તો બધું જ ડૂબી જાય છે પરન્તુ એ જ પૂર પોતાની પાછળ ઉમદા કાંપ હારતો જાય છે અને તે અતિ સમૃદ્ધ કૃષિ જન્માવનાર બને છે. જીવવિદ્યા (Biology) નો એક નિયમ છે કે પ્રાણાવશેષ પદાર્થ ઉપર જ્યારે બાહ્ય આઘાત —shock—લગાવવામાં આવે છે ત્યારે તેના પ્રોટોપ્લાઝમમાં સળવળાટ થાય છે. તેને એક નવું Stimulus મળે છે. પ્રાણ પાંગરે છે, નવીન વેગ momentum શરુ થાય છે અને મૃતપ્રાય થયેલ પરંતુ પ્રાણ અવશેષ રહેલ એ પદાર્થમાં પ્રાણ ફરીથી સળવળતો થાય છે. સુષુપ્ત અવસ્થામાં રહેલ પ્રાણ આઘાતથી ગતિમાન બને છે. આયુર્વેદનો પ્રાણ પણ અંગ્રેજો આવ્યા ત્યારે સુષુપ્તાવસ્થામાં પડેલો હતો. સદીઓના જુલ્મોથી એ કંટાળેલો, તરછોડાએલો, મ્લાનમુખ થયેલો હતો. પાશ્ચાત્યો પોતાની સાથે પોતાનું વૈદક લાવ્યા. અરે પોતાની સંસ્કૃતિ જ લઈ આવ્યા. એમાં પ્રાણ હતો, જોમ હતું, વ્યવસ્થા અને સંગઠન હતાં. એક જીવન્ત પદાર્થના બધા જ ગુણો એ સંસ્કૃતિમાં હતા. આથી એના આઘાતથી આયુર્વેદમાં રહેલું અંતઃચૈતન્ય સ્ફુર્યું, પાંગરવા લાગ્યું. સદીઓથી સુતેલો માણસ જાગીને આંખો ચોળતો બેઠો થાય તેવી આયુર્વેદની દશા થઈ. પાશ્ચાત્યોની પ્રબળ સંસ્કૃતિનો આઘાત–shock

એના માટે સંજીવની જેવો પૂરવાર થયો. મેથ્યુ આર્નોલ્ડે પોતાના એક પુસ્તકમાં કહ્યું છે કે પૂર્વમાંથી આવેલ નવીન ધર્મનો આઘાત નાશ પામતા રોમન સામ્રાજ્યને લાગ્યો અને પરિણામે 'A conquering new born Joy awoke and filled her with day.' તેના જીવનમાં એક નવીન આનંદ સ્ફૂર્યો. સેક્સન ઈગ્લંડ ઉપર નોર્મનોએ જીત મેળવી હતી ત્યારે પણ થોડા વર્ષો તો સેક્સન ઇગ્લંડ ઉપર ફ્રેંચ ભાષા અને તેના સાહિત્યનું પૂર ફરી વળ્યું હતું. પરંતુ આમાથી જ એંગ્લો–સૅક્સન પ્રજાની સમુન્નતિ સધાઈ અને વિજાતીય સંબંધથી Cross fertilization થી નવો પ્રાણ, નવીન ફાલ ઉત્પન્ન થયો. ચોસર જેવો કવિ આ જ ફાલમાથી પાકયો. યૂરોપ અને એશિયાના મિલનથી એશિયાને પણ આવો જ આઘાત લાગ્યો અને આમાથી જ રામમોહનરાયનો જન્મ થયો આપણી પ્રાચીન ખાતમર સંસ્કૃતિ ઉપરનો હલ્લો આપણને એકંદરે તો લાભદાયક જ પુરવાર થયો છે આયુર્વેદ પદદલિત, મ્લાન, શીર્ણ, તુચ્છ, કૂપમંડૂક જેવો બની ગયો હતો તે વખતે અંગ્રેજો આ દેશમા આવ્યા મુગલ પાદશાહોની તેમના ડૉકટરોએ દવા કરી, તેઓને તેમા ચમત્કાર લાગ્યો, સનદો આપી, કોઠીઓ સ્થાપી, વેપારી મટીને રાજાઓ જેવા તેઓ બની બેઠા બહુ અલ્પ કાળમાં તેઓએ આ સિદ્ધિ સાધી કારણ સગઠન, શિસ્ત, કર્તવ્યપાલનનું તીવ્ર ભાન. બીજી બાજુ અંદરઅંદરના ઝઘડા અને કુસપ, અહમહમહિકા, ટૂંકી દૃષ્ટિ, કુળ અને પ્રતિષ્ઠાનો ધમડ, શિસ્તનો અભાવ. પરિણામે મૂઠીભર માણસોથી અંગ્રેજો પ્લાસીનુ યુદ્ધ જીત્યા અને હિંદીઓ હાર્યા

ભારતીય સંસ્કૃતિએ ઘણા ધમસાણો, ચઢતીપડતી, તેજછાયા જોઈ છે દરેક યુગમા આ સંસ્કૃતિએ જે સારુ લાગ્યુ તે સદસદ્વિવેક બુદ્ધિથી અપનાવ્યુ પણ છે પ્રાણવાન સંસ્કૃતિ કદી કૂપમંડૂક બનતી નથી. નવુ જ્ઞાન જ્યાથી આવ્યુ ત્યાથી તેણે અપનાવ્યુ છે–પોતીકું બનાવ્યું છે. નવા જ્ઞાનથી એ કદી અંજાઈ ગઈ નથી. પરંતુ તેમાં

જબરેવિા વેક દાખવ્યો છે. સર રાધાક્રિષ્નન્" ઇન્ડિઅન ફિલોસોફી"ની પ્રસ્તાવનમાં યોગ્ય જ કહે છે કે—

"When confronted with new cultures or sudden extension of knowledge the Indian does not yield to the temptations of the hour, but holds fast to his traditional faith, importing as much as possible of the new into the old. The conservative liberalism is the secret of Indian culture and civilization. Of the great civilization of the world, hoary with age, only the Indian still survives."

આર્યોની આ પુરાણપ્રિયતાનું કારણ તેની ભવ્ય સંસ્કૃતિમાં છે. બીજા દેશો પાસે આપણા જેવો ભવ્ય ભૂતકાળ નથી એટલે તેઓએ પરદેશીઓનું બધું જ અપનાવી લીધું. જાપાન પાસે વૈદું ન હતું એટલે એણે એલોપથીને અપનાવી. હિંદ પાસે એક માતબર ચિકિત્સાવિજ્ઞાન આયુર્વેદ હતું એટલે અગ્રેજો પોતાની સાથે જે વૈદ્યક લાવ્યા—પ્રાણવાન પ્રબલ વેગયુક્ત ચિકિત્સાવિજ્ઞાન લાવ્યા—તેથી તે અંજાઈ ન ગઈ. તેની ચકાસણી કરી. જે સારું હતું તે લેવા માંડ્યું. કીથ કહે છે કે "India has a strange genious and converting what it borrows and assimilating it." પોતાના નિકષઆવા (touch stone) ઉપર તે બધું ચકાસી જુએ છે અને સારું લાગે તે અપનાવી લે છે. ગ્રીકો આવ્યા ત્યારે તેમના વિજ્ઞાનના સારભાગને આપણા જ્યોતિષીઓએ સારી રીતે જાણી લીધો. સારા અભ્યાસ પછી પોતાના શાસ્ત્રપેટાળમાં તેને સમાવી દીધું. કોઈને ખબર પણ ન પડે કે એણે એ પારકું લીધું છે એવી સરસ રીતે. પારકાનું પોતીકું બનાવવું પણ બરાબર પચાવીને, તેનું નામ જ પ્રતિભા. આથી જ ડોકસન યોગ્ય જ કહે છે કે હિંદુસ્થાન તો સમુદ્ર જેવો સર્વઆહી છે—'Infi-

nitely absorbent like the ocean' આજે પણ આ આપ-લે ચાલી જ રહી છે આયુર્વેદ મહાવિદ્યાલયોનો વર્તમાન અભ્યાસક્રમ આ વાતની સાક્ષી પૂરે છે આયુર્વેદના ઘણા ખૂટતા અંશો તેણે અપનાવ્યા છે હજી પ્રતિભા નથી દેખાતી એટલે એનુ ભારતીકરણ થવાની વાર છે સ્વ ગણનાથ સેને આધુનિક એનેટોમીને સસ્કૃતમા ઉતારી છે કોઇને એમ નહિ લાગે કે આ ભાષાતર છે એ મહાપુરુષનુ "प्रत्यक्ष शारीर" ભારતીય પ્રતિભાનો આદર્શ નમૂનો છે એવુ જ નવા રોગો વિષે આયુર્વેદમા આ મહાપુરુષે Cerebrospinal meningitis, Influenza, typhoid, Cholera વગેરે રોગોને પણ સસ્કૃત પદ્યમાં વણી લીધા છે એ પુસ્તકનુ નામ છે "सिद्धान्तनिदानम्" આપણે પારકાનુ લેતા આવ્યા છીએ અને લઇ રહ્યા છીએ આપણા મહાકવિએ આપણુને શીખવ્યુ છે કે—

पुराणमित्येव न साधु सर्वं न चापि काव्य नवमित्यवद्यम् ।
सन्त परीक्ष्यान्यतरद् भजन्ते मूढ परप्रत्ययनेयबुद्धि ॥

જૂનુ પુરાણુ—મધુ જ સારુ છે અને નવુ છે માટે તે ખોટુ છે એમ માનવુ યોગ્ય નથી સન્ત પુરુષો તો બન્નેની પરીક્ષા કરે છે—ચકાસણી કરે છે સારુ લાગે તે ગ્રહણ કરે છે મૂઢ લોકો જ પારકાની બુદ્ધિથી દોરાઇ જઈ ને જે હાથ આવે તેને અપનાવે છે સદસદ્વિવેકબુદ્ધિ—વિવેક—એ એક વિરલ સદ્ગુણ છે વિવેક નથી હોતો તેથી ઘણુયે અગ્રાહ્ય પણ લેવાઈ જાય છે ભારતીય સસ્કૃતિએ બીજાનુ ગ્રહણ કરવામા જબરો વિવેક દાખવેલો છે ભગવાન બુદ્ધે ભગવાન પાસે વરદાન માગતા બીજુ કઈ ન માગતા વિવેક જ માગ્યો છે આર્યોએ આથી જ પોતાના ગાયત્રીમત્રમા ભગવાન પાસે 'शुभ बुद्धि' માગી છે. 'स नो बुद्धया शुभया सयुनक्तु । હે ભગવાન ! અમને સદ્બુદ્ધિથી યુક્ત કર.

આયુર્વેદ શુ છે ને શુ નથી તેનો બહુ ઓછાને ખ્યાલ છે.

સમુદ્ર જેવા અનન્ત અને ગંભીર શાસ્ત્રનો અભ્યાસ બહુ ઓછાને છે. આયુર્વેદ હિંદુસ્તાનનું પ્રાચીન શાસ્ત્ર છે, દેવભાષા સંસ્કૃતમાં તે છે, તે વેદનું અંગ છે, ઋષિમુનિઓએ લખેલું શાસ્ત્ર છે–આથી જ એ અપનાવવા જેવું છે એમ કોઈ રખે માને. આયુર્વેદ એકલું દવાનું શાસ્ત્ર નથી. કેવળ ચિકિત્સાશાસ્ત્ર જ નથી. તે ભારતીય સંસ્કૃતિનું અનુપમ પુષ્પ છે. તે જીવનના સર્વાંગીણ વિકાસ માટે આવશ્યક એવું જીવનશાસ્ત્ર છે. એને વાંચ્યા પછી કાયાપલટ કરી નાખે એવી એની આર્ષ પ્રતિભા છે, આથી તો ચરકે કહ્યું છે કે એના સમ્યક્ અભ્યાસ પછી માણસ દ્વિજ મટીને ત્રિજ બને છે, અર્થાત્ ત્રીજો જન્મ થાય છે. હૃદયસૂરોને ઝણઝણાવી મૂકી માણસને દેવ બનાવે એવી એનામાં અપૂર્વતા છે. એમાં કેમિસ્ટ્રી છે, ફિઝિક્સ છે, બોટની છે, સાઈકોલૉજી છે, યુજેનિક્સ (સુપ્રજનશાસ્ત્ર) છે, સોશિયોલૉજી (સમાજશાસ્ત્ર) છે, મનોવિશ્લેષણ (Psychoanalysis) છે, નીતિશાસ્ત્ર (ethics) છે, ન્યાય છે, સાંખ્ય (જ્ઞાન) છે, વેદાંત છે, નિદાનશાસ્ત્ર છે, ચિકિત્સા છે, આહારશાસ્ત્ર છે, સાહિત્ય છે, કલ્પનાવિહાર છે, કાવ્ય છે, સુમધુર સંગીત છે, જીવનને પોષક એવાં સર્વ શાસ્ત્રોનો એમાં સમન્વય છે. અને આ બધું કોઈ મહાન કવિને છાજે એવી અલૌકિક પ્રતિભાથી ટૂંકમાં ગૂંથી દીધેલું છે. આજના જેવો વિસ્તાર આયુર્વેદમાં કોઈ જોવા બેસે તો જરૂર નિરાશ થાય સ્વામી વિવેકાનંદે યોગ્ય જ કહ્યું છે કે 'One peculiarity of the Hindu mind is that it always inquires for the last possible generalization leaving the details to be filled or worked out afterwards.' (Raj yog Vol I P. 148) અર્થાત્ હિંદુ મનની એ ખાસિયત છે કે પરમ સત્ય તેની દૃષ્ટિમાં પકડાય છે તે જ ટૂંકમાં રજૂ કરી દે છે, બીજી બધી વિગતો ભરવાનું કામ તે બીજાઓ માટે મૂકી દે છે. આથી જ આધુનિક યુગના વિસ્તારમય સર્જનમાંથી ઘણુંય આયુર્વેદને લેવાનું છે, અને વીગતો ભરવાની છે. સૂત્રરૂપે તો બધું જ છે પરન્તુ

આધુનિક માનસને સંતોષે એવી રીતે હવે તેનો વિસ્તાર કર્યો વિના ચાલે એમ નથી

આયુર્વેદ એ મનુષ્યજીવનના સર્વાંગીણ વિકાસ માટે આવશ્યક એવું જીવનશાસ્ત્ર છે એ 'Education of the whole man" છે જીવનના ખંડો પાડી દરેક ખંડનું સૂક્ષ્મ પૃથક્કરણ એણે નથી કર્યું પૃથક્કરણ નહિ પરંતુ સમન્વય એ એનો મુદ્રાલેખ હતો આજના યુગમાં જે પૃથક્કરણ ચાલી રહ્યું છે તેવું કોઈ કાળમાં ન હતું જ્ઞાનની આપણી તમામ કેળવણીનો ઝોક જ એ દિશામાં છે આધુનિક યુગ પૃથક્કરણમાં પાવરધો છે પ્રત્યેક વસ્તુના ટુકડા કરીને નીરખવામાં તેની તોલે આવી શકે તેવું કોઈ અત્યાર સુધીમાં થયું નથી પરંતુ તે બધા ટુકડાઓ તેને ફરી ગોઠવી આપવાનું કોઈ કહે તેની અક્કલ બહેર મારી જાય છે 'તેમાંય જ્યારે આખા જગતમાં જગતથી જ બીજે નંબરે મૂકી શકાય એવા સમન્વયના સૌથી વધુ આકર્ષક નમૂનાઓરૂપ પોતાની જાત અને પોતાના માનવબંધુઓનો તે વિચાર કરતો હોય છે, ત્યારે તે જેવા ગોથા ખાય છે, તેવો તે બીજે ક્યાંય ખાતો નથી હોતો તેને જો માત્ર શરીરનો જ વિચાર કરવાનો હોય તો તે પોતાના પ્રાણીવિજ્ઞાન અને શરીરવિજ્ઞાન વડે પહેલે નંબરે આવે, તેમજ જો તેને માત્ર મન નો જ વિચાર કરવાનો હોય તો તે પોતાના માનસશાસ્ત્ર વડે કદાચ બીજે નંબરે આવે પરંતુ તેને તે બંનેય વિજ્ઞાનો એકઠાં કરી શરીર અને મનવાળા સમન્વિત મનુષ્ય વિષે કંઈ પૂછો તો ઘણું કરી તમે શું પૂછો તે જ નહિ સમજી શકે તેના મગજમાં તે ખ્યાલ ઘુસાડવા માટે તેના ઉપર શસ્ત્રક્રિયા કરવાની જરૂર ન હોય? સમન્વિત વસ્તુનો વિચાર કરવાની બાબતમાં પ્રાચીનો અર્વાચીનોને ક્યાંય પાછા પાડી દે છે પ્રાચીનો પાસે વસ્તુનું સમગ્ર સમન્વિત સ્વરૂપ પકડી લેવાની ખાસ ઇન્દ્રિય હતી, સમન્વયની બાબતમાં તેઓ એક્કા હતા

'પ્રાચીનોની મુશ્કેલી તેમના પૃથક્કરણના દારિદ્યમાં રહેલી હતી. તેમના સંગીતનો સાજ બહુ કંગાલ હતો. તેમનાં વાજિંત્રો બહુ. પ્રારંભિક દશાનાં તથા મનુષ્યજીવનનું સંપૂર્ણ સંગીત પ્રકટ કરવાને પૂરતાં ન હતાં. પરંતુ જે બાબતમાં તેઓ ગરીબ હતા, તે બાબતમાં આપણે સારી રીતે તવંગર છીએ. પૃથક્કરણ પદ્ધતિથી પ્રાપ્ત કરેલાં. આપણાં ભૌતિક શાસ્ત્રો વાજિંત્રોના એક મોટા સમુદાયરૂપ છે, કે જેને માટે ગંધર્વરાજ પોતે પણ ગર્વ લઈ શકે...

અર્વાચીન મનુષ્ય જો પોતાની પૃથક્કરણ કરવાની શક્તિની સાથે-પ્રચીનોની સમન્વય કરવાની શક્તિ મેળવી શકે, તો આપણે બધા જેનાં સ્વપ્નો સેવીએ છીએ તેવો સંપૂર્ણ મનુષ્ય તે બની રહેશે. એક દિવસ એવો જરૂર આવશે એવી મને ખાતરી છે.'

(સર્વાંગી કેળવણી. જેકસકૃત.)'

પૂર્વ અને પશ્ચિમનો સંયોગ વિધાતાએ કરાવ્યો છે તેની પાછળ વિધાતાની કોઈ ચોક્કસ નેમ મને તો લાગે છે. ભૌતિક વિજ્ઞાનોને નિંદવાની જરૂર છે જ નહિ. વિજ્ઞાનની અભિવૃદ્ધિ આવકારવાલાયક છે. આધુનિક વિજ્ઞાનની ભયંકરતા દેખીને ભડકવાનું પ્રયોજન છે જ નહિ. જે સંહાર કરી શકે છે તે સર્જન પણ કરી શકે છે. પશ્ચિમના વિચારકોનો ઝોક હવે સમન્વય સાધવા તરફ વળવા લાગ્યો છે. લંડનનો મહાન સર્જન ડૉ. કેનેથ વોકર પોતાના અનેક સુંદર પુસ્તકોદ્વારા સંપૂર્ણ સમન્વિત મનુષ્યની વાત કરી રહ્યો છે. "Diagnosis of man" આધુનિક મનુષ્યનિદાન-નામના પુસ્તકમાં તે કહે છે કે "Man is an object of such complexities that we doctors have taken him to pieces in order to examine each piece seperately. Now we are finding the greater difficulty in putting the pieces together."

"Human Destiny" નામના સુંદર ગ્રન્થમાં તેનો ડૉકટર

લેખક કહે છે કે "Intelligence alone is dangerous, if it is not subjected to the intuitive or rational perception of moral values. It has led not only to materialism but to monstrocities"

(Human Destiny P. 153)

અને વિશ્વવિખ્યાત ડૉ એલેક્સિસ કેરેલ તેમના "Man the Unknown"–અજ્ઞાત માનવ નામના પુસ્તકમા પણ સો મણ તેલે અંધારુ જ હજી રહ્યુ છે એની વાત કરે છે આ પ્રતિભાવાન વિદ્વાન લખે છે કે —

"The failure of hygeine and medicine is a strange fact Inspite of the progress achieved in the heating ventilation and lightening of houses, of dietary hygeine, bathrooms and sports, of periodical medical examinations and increasing number of medical specialists not even one day has been added to the span of human life"

(Man the Unknown)

લબ્ધપ્રતિષ્ઠ માનસશાસ્ત્રી C E Joad (જોડ) આ યુગને 'Mastery of means and ignorance of ends' કહે છે બીજી જગાએ આજના યુગને તે 'Stomach and pocket view of life' લેખે છે ટૂકમા આ યુગમા સાધનો વિપુલ છે, ખોટ છે ફક્ત ઉચ્ચ આદર્શ અને ધ્યેયની પૃથક્કરણમા વસ્તુના રૂપનું દર્શન થાય છે તેમા purpose અને value નથી પકડાતા પરિણામે આટઆટલી વિપુલ સાધનસામગ્રી વચ્ચે મનુષ્યજાત મરવા પડી છે-મરી રહી છે એમ કહીએ તો ચાલે

આયુર્વેદનું દર્શન મને ભવ્ય-રમણીય લાગે છે. એમાં શરીર, ઇંદ્રિયો, સત્ત્વ (મન) અને આત્મા-આ ચારેયને દ્રષ્ટિમાં રાખીને જીવનદર્શન કરાવેલું છે. આથી એને હું 'Great world science of medicine' કહું છું. એમાં એકલા મનુષ્યની જ ચિકિત્સાનો વિચાર નથી, વનસ્પતિઓની ચિકિત્સાનો સમાવેશ થાય છે. 'उपवन-विनोद' (કલકત્તા યુનિવર્સિટીએ છપાવેલ છે) એની સાક્ષી છે. પશુઓની ચિકિત્સાનો એમાં સમાવેશ થાય છે. 'अश्ववैद्यकम्', 'हस्त्यायुर्वेद'–આ ગ્રંથો એની સાક્ષી પૂરે છે. અને આયુર્વેદની જબરજસ્ત આઠ શાખાઓ એક કાલે પૂરેપૂરી વિકસિત થયેલી હતી. એનું વિપુલ સાહિત્ય હતું. આજે પણ આ આઠ અંગોની ઝાંખી આપણે કરી શકીએ છીએ. અરે આજે આપણે જે શસ્ત્રો વડે સર્જરી કરીએ છીએ તે તમામ યંત્રો અને શસ્ત્રો, આપણા પૂર્વજોનાં જ બનાવેલાં છે. એક એક લાઇનમાં અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરેલી હતી. નિમિ અને જનક જેવા રાજાઓ આંખના રોગોના નિષ્ણાતો હતા. મોટા ઋષિઓ અને સમર્થ રાજાઓ આના ભક્તો હતા. એનાં સંમેલનોમાં આ બધા ભાગ લેતા અને ચર્ચાઓ કરતા. હજારો પુસ્તકો પ્રત્યેક અંગ ઉપર લખાયલાં હતાં. પ્રાણની ભરતિથી પરિપ્લુત થયેલી પ્રજા જેની પાછળ પડે છે તેનાં તલ, અતલ, પાતાલ ખૂંદી નાખે છે. સર્જનનો ધોધ વહેવા લાગે છે જ્ઞાનદેવતાઓ તેમનામાં પ્રવેશ કરવા અધીરા બને છે. આથી જ પ્રાચીન આર્ષ ગ્રન્થોમાં ઊંડાઈ આવેલી છે. એમાં હિમાલયની ઊંચાઈ અને સાગરની ગંભીરતા જણાય છે. એ આર્ષ ગ્રન્થો લખવા ખાતર લખાયેલા નથી. પ્રજ્ઞાનો એ પરિપાક હતો. પ્રજ્ઞા એટલે Intuition—અંતરદર્શન-દિવ્ય ચક્ષુઓથી થતું દર્શન. કેવલ 'ભૂતદયા એ પરમ ધર્મ'થી પ્રેરાઈને રજ અને તમથી તદ્દન વિમુક્ત હોય, સત્ત્વમય બનેલ એ તપોધનોની વાણીમાં ઈશ્વરજ્ઞાનનાં દર્શન આપણને થાય છે. આર્ષો અથવા આપ્તો ની વાણીમાં કોઈ અજબ પ્રેરણા આપવાની શક્તિ ભરેલી છે. યોનિ

અને ઉપતાપ સિવાય તેઓ જગતને જોનાર હતા. પરમ બ્રહ્મની જ્યોતિનો આવિર્ભાવ તેઓને થયેલો હતો એટલે જે આત્મા સભળાતો ન હતો તે સભળાય છે, જે દેખાતો ન હતો તે દેખાય છે, અજ્ઞાત હતો તે જ્ઞાત થાય છે. 'अश्रुत श्रुत भवति, अमत मतं, अविज्ञातम् ज्ञातमिति ।' (છાંદોગ્ય) આથી જ આયુર્વેદ જીવી શક્યું છે ગ્રીક અને ઇજિપ્ત જેવી મહાન પ્રજાઓને આ જ્ઞાન અહીંથીજ ગયુ છે ગ્રીક અને ઇજિપ્ત—બન્ને દેશની મહાન પ્રાચીન સસ્કૃતિઓ અસ્ત થઈ ગઈ છે જ્યારે ભારતવર્ષની સસ્કૃતિ, દીન, હીન, મ્લાન થયેલી હોવા છતાય હજી જીવે છે અને વિદેશી સસ્કૃતિના મહાપ્રલય જેવા ઘોડાપૂરની સામે ટકી શકી છે ભારતીય સસ્કૃતિનો આત્મા સાબુત છે ગ્રીકનો મહાન અલેક્ઝાન્ડર (ઈ સ પૂ ૩૨૭) હિન્દ ઉપર ચઢી આવ્યો ત્યારથી તે આજ દીન સુધી ભારતવર્ષે ઘણી બર્બરતા જોઇ છે પછી આવ્યા સિથિયનો, હૂણો, ખીલજીઓ, મુગલો. આ કરાલ કાલમા આપણા લાખો પુસ્તકો ભસ્મીભૂત થઇ ગયા, પારાવાર જુલમો આપણે ભોગવ્યા. જે ગયુ તે શોક કરવા કરતાં આટલુ પણ કેમ બચવા પામ્યુ છે તે માટે જ ઈશ્વરનો પાઢ માનવો જોઈએ સનાતન અશો કદી નાશ પામતા નથી એ હિન્દના ઇતિહાસમાથી પરમ સત્ય તારવી સકાય છે તેના સહારકો જો દૂરથી આવ્યા તો તેના સહાયકો પણ દૂરથી જ આવ્યા છે અગ્રેજોએ આપણા જ્ઞાન-નિધિની રક્ષા કરી છે આપણને શાતિ આપી છે હવે આપણે સ્વાધીન બન્યા છીએ ભગવાન્ કાલને પ્રણામ કરુ છું

સર્જરી-શલ્યતત્ર આપણા દેશની પેદાશ છે મોતિયાનુ પ્રથમ ઓપરેશન કરનાર સુશ્રુત છે ઋગ્વેદમાં યુદ્ધમા કપાયેલા પગવાળો રાજા લોખંડના બનાવટી પગથી લડતો આપણને બતાવ્યો છે મુડદા ચૂથીને શરીરશાસ્ત્રનું પ્રથમ જ્ઞાન આપણે જ મેળવ્યુ છે. આજની પ્લાસ્ટિક સર્જરીની માતા હિંદ છે રસાયણશાસ્ત્રમાં પાણીની પેઠે પારો (mer-

-cury ) વાપરનારા આર્યો જ છે. ફણાધર સર્પનું વિષ દવાના ઉપયોગમાં લેનાર સૌ પ્રથમ આર્યો જ છે. અનેક ઝેરોનો ચિકિત્સામાં ઉપયોગ કરનાર આપણે જ છીએ. હજારો વનસ્પતિઓના ગુણો પ્રથમ આપણે જ શોધ્યાં છે. હિપોક્રેટસને ભલે મેડિસિનનો પિતા લેખવામાં આવતો હોય, ગ્રીક મેડિસિન જાતે જ હવે હિંદનું ઋણ સ્વીકારવા લાગી છે. હિપોક્રેટસ પોતાના વિદ્યાર્થીઓ પાસે જે ' Oath '–સોગંદ લેવડાવતો તે ચરકના શબ્દોની કોપી જ છે. વાત, પિત્ત, કફ અને રક્ત –આ ચાર ધાતુઓની કલ્પના તેણે આર્યો પાસેથી લીધી છે. ધાતુવૈષમ્ય એ જ રોગ એવી રોગની એની વ્યાખ્યા આયુર્વેદની છે.

હજારો વર્ષનાં ધમસાણોમાંથી બચેલ વિજ્ઞાનને Unscientific કહીને અવમાનવું એ યોગ્ય નથી એમ કર્નલ ચોપરા કહે છે. હજારો વર્ષો જે વિજ્ઞાને જનસેવા કરી છે અને માનવસમાજ ઉપર તેના અનહદ ઉપકારો છે તે વિજ્ઞાનને કેવળ તે અતિ પુરાણું છે એટલાં ખાતર તોડી દેવાની જે વાતો કરે છે તે બુદ્ધિનું અપમાન છે.

આયુર્વેદનો સળંગ ઇતિહાસ હજી લખાયો નથી. આ માટે ચર્ચા જોઈએ તેટલો ઐતિહાસિક ઉહાપોહ પણ હજી થયો નથી. વેદોનો સમય ઇ. સ. પૂર્વે ૪૦૦૦નો માનીએ તો આ કાળથી, તે ઈ. સ. પૂર્વે ૭૦૦ સુધીના લાંબા ગાળાનો કડીવાર ઇતિહાસ આપણને સાંપડતો જ નથી. હિંદના ઇતિહાસનું આ એક ' *darkest chapter* ' કાળના વિરાટ ગર્ભમાં સમાઈ ગયું છે. વધારામાં લેખકોએ નામઠામ જ આપ્યાં નથી એટલે ઇતિહાસની ઘણી કડીઓ ખૂટે છે. " History of Indian medicine " ઉપર ઘણા યૂરોપીય વિદ્વાનોએ પુસ્તકો લખેલાં છે; ન્યુબર્જર, રોયલ, વાઇઝ, વિલ્સન, હર્નલ, જોલી, આ બધા લેખકોએ આયુર્વેદના ઇતિહાસ ઉપર ઠીકઠીક પ્રકાશ નાખ્યો છે. ગોંડલના ઠાકોર સ્વ. સર ભગવતસિંહજીનો " એ શોર્ટ હિસ્ટરી ઑફ આર્યન મેડિકલ સાયન્સ" ગ્રન્થ લખાયેલો છે. આ ગ્રન્થ ઇ.

સ ૧૮૯૬માં બહાર પડેલો છે અને હિન્દી લેખકોમાં પહેલવહેલા આ વિષયને ગ્રન્થસ્થ કરનાર તેઓ જ છે. સ્વ સર પ્રફુલ્લચંદ્ર રાયે "હિસ્ટરી ઓફ હિન્દુ કેમિસ્ટ્રી" ઉપર બે ગ્રન્થો (૧૯૦૨–૧૯૦૯) લખ્યા છે જેમાં આયુર્વેદના ઇતિહાસ ઉપર પણ નિરૂપણ કરવામાં આવેલું છે. ડૉ ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય કૃત "હિસ્ટરી ઓફ ઇન્ડિયન મેડિસિન" ના ત્રણ ગ્રન્થો (૧૯૨૩ થી ૧૯૨૭ સુધીમાં) કલકત્તા યુનિવર્સિટી તરફથી પ્રસિદ્ધ થયા છે, પરંતુ હજી "History of world medicine" લખાયો નથી. જગતના મેડિકલ સાયન્સના ઇતિહાસમાં હિન્દુસ્થાનને હજી પૂરો ન્યાય મળ્યો નથી. સાંભળ્યું છે કે પ્રો. હેન્રી સિજેરિસ્ટ આવો એક મહા ગ્રન્થ લખી રહ્યા છે. "આયુર્વેદનો ઇતિહાસ" આપણી મેડિકલ કૉલેજોમા અભ્યાસક્રમમાં એક વિષય તરીકે દાખલ કરવાની જરૂર છે આપણા દેશનો વૈદ્યકીય ઇતિહાસ આપણે ન જાણીએ એ ઠીક ન ગણાય વૈદ્યકનો આરંભ મનુષ્યના સામાજિક જીવનના પ્રારંભથી જ થાય છે એમ કહી શકાય. આ જીવનની ઝાંખી કરાવનાર પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થ ઋગ્વેદ મનાય છે. એનાથી પ્રાચીનતર કાળમાં આપણી નજર પહોંચતી નથી. ડૉ. પ્રાણજીવનદાસ તેમના ચરકમાં યોગ્ય જ કહે છે કે :—

Medicine is as old as the instinctive avoidance of pain and since this repugnance to pain is an innate characteristic of life, it may be said that medicine is coeval with life itself. Thus the medical historian, if he is to begin from the beginning, must needs go back to the very origin of life But, obviously so vast a theme is beyond the scope of the written word and indeed of the human intellect; and we can only exclaim with the Rishi दीर्घतमस of the Rugveda:—

को ददर्श प्रथमं जायमानमस्थन्वन्तं यदनस्था बिभर्ति ।
भूम्या असुरसृगात्मा क्व स्वित् को विद्वांसमुपगात् प्रष्टुमेतत् ॥

પૃથ્વી ઉપરનું પહેલવહેલું જીવન કોણે જોયું? સકલ જગતને પરિપ્લાવિત કરીને રહેલ છે પરંતુ તે જીવનને સૌ પ્રથમ કોણે જોયું છે? પૃથ્વીમાંથી જ જીવન, લોહી, શ્વાસ–જન્મ્યાં છે પરંતુ આ બધાને પ્રગટાવનાર આત્મા ક્યાં છે, કોણે જોયો છે?

અને આ પૂછવા માટે આ સૌ ચીજોના જ્ઞાતા એવા આદિ દેવ પાસે કોણ ગયું છે?

શ્રી અરવિંદે યોગ્ય જ કહ્યું છે "સંસ્થાઓ, સામ્રાજ્યો અને સંસ્કૃતિઓ તે તો કાળપુરુષના હાથમાં રમતના લખોટા છે. એ કાળ-પુરુષ મન્વન્તરોના મહેલમાં પોતાની ભોજનશાળામાં બેઠા છે. પયંગ-બરો અને ભૂપતિઓ એના ભોજનના મસાલા છે. જીવન અને મૃત્યુની લાલ મદિરા એ પીતો હોય છે."

આ ભગવાન કાલને હું નમું છું